साधक ओगो! प्रेमिक ओगो! पागल ओगो!
कोन आलोते प्राणेर प्रदीप ज्वालिये तुमि धराय आसो?

—રવીન્દ્રનાથ

સાધક ઓ રે! પ્રેમિક ઓ રે! પાગલ ઓ રે!
કયે તે દીવડે દિલનો દીવો પેટાવી આવ્યો તું આંહીં?

# ફરી પધાર્યા

દુનિયાભરના ખ્રિસ્તીઓમાં શરૂથી એક એવી માન્યતા પ્રચલિત છે કે ઈશુના મૃતદેહને વધસ્તંભ ઉપરથી ઉતારીને તેના અનુયાયીઓએ કોઈ વાડીના ભોંયરામાં મૂક્યા બાદ ત્રીજે દિવસે એણે શોકમાં ડૂબેલા કેટલાક ભક્તોને સદેહે ફરી દર્શન દીધાં ને 'હું તમારા સૌની સાથે જ છું' એવું આશ્વાસન આપી પ્રેમ અને સેવાનો તેનો સંદેશ સંસારમાં પ્રસારવાના કામમાં જીવન સમર્પણ કરવાની પ્રેરણા આપી.

રાષ્ટ્રપિતા ગાંધીજીની હત્યા પછી તેમનું જીવનકાર્ય પૂરું કરવા આ દેશના સત્તાધારી તેમ જ બિનસત્તાધારી અનુયાયીઓમાં, જેમણે દેશ તેમ જ દુનિયાને મુગ્ધ કર્યાં, તેમાં નહેરુ, પટેલ, મશરૂવાળા ને સંત વિનોબા મુખ્ય ઠર્યા. રાજકીય ક્રાંતિ દ્વારા રાષ્ટ્રપિતાએ ગુલામીની બોગળો ભાંગીને સર્વદેશી ઉત્થાનને સારુ પ્રજાકીય પુરુષાર્થના દરવાજા ખોલી આપ્યા, પણ આર્થિક અને સામાજિક ઉત્થાનની સ્થાપના દૃઢ પાયા પર સિદ્ધ થાય તે અગાઉ તેમની હત્યા થઈ. આ વજ્રપાત ટેકળ નહેરુ–પટેલે સત્તાની લગામ ધરીને અને મશરૂવાળા, વિનોબા સમા સંતોએ

રહ્યા. જે કામને હાથ લગાડ્યો તેને સંપૂર્ણતાએ સિદ્ધ કરીને જ છોડવું, એ એમની ખાસિયત. સંસારના ધર્મો, શાસ્ત્રો, ભાષાઓનો અભ્યાસ તેટલી જ તન્મયતા અને એકાગ્રતાથી કરે, જેટલી એકાગ્રતા રેંટિયા કે તકલીની સાધના પાછળ બતાવે. પૂરા આઠ કલાક અખંડ એકધારો રેંટિયો કે તકલી ચલાવે ને દરમ્યાન તાર એક વાર પણ તૂટે નહિ! આ એક જ હકીકત એમની સિદ્ધિઓની સંપૂર્ણતાનો ખ્યાલ આપવા બસ છે. આવી જ સંપૂર્ણતા એમના શરીરપરિશ્રમ, સ્વાવલંબન, કાંચનમુક્તિ આદિ પ્રયોગો પાછળ એમણે બતાવી.

સને ૧૯૪૦મા વ્યક્તિગત સત્યાગ્રહની લડત ઉપાડવાને પ્રસંગે ગાધીજીએ વિનોબાને પહેલા સત્યાગ્રહી તરીકે જાહેર કર્યા ત્યારે દેશ-દુનિયાને આ સંતની પ્રથમ ઓળખ થઈ. ત્યાર પછી તો વર્ધા નજીકના પોતાના પરમધામ આશ્રમને એમણે પ્રજાકીય જીવનને સારુ આર્થિક તેમ જ સામાજિક ક્રાંતિની પ્રયોગશાળામા ફેરવી નાખ્યો અને દેશ આખાના આગેવાનોને

હોરી જમીન છે, પણ જેમણે આટઆટલા કાળ સૂખ્યે પેટે ભૂમિમાલિકોનાં વેઠ-વેતરાં સિવાય બીજું કશું કરી જાણ્યું નથી, એ માલિકો પાસે ભૂમિહીનોને ઇન્સાફ અપાવવા અને આટલા કાળના અન્યાયોનું માલિકોને હાથે મરજિયાત પરિમાર્જન કરાવવા સંત વિનોબા આજે ગામેગામ પગપાળા ઘૂમી રહ્યા છે. ઈશુએ એના સમકાલીન સ્થાપિત હિતોવાળાને કૃતકર્મોનો પસ્તાવો કરવા પુણ્યપ્રકોપથી નીંગળતી ભાષામાં હાકલ કરી હતી. ઈશુના આ અનુજે બુદ્ધ-ગાધીને પગલે ચાલી માનવીના અંતરમાં પડેલી દેવી સંપદને જગાડી તેની પાસે સ્વેચ્છાપૂર્વકના ત્યાગ અને સમર્પણ કરાવવાનો પ્રયાસ માંડ્યો છે.

અહિંસક ક્રાંતિના આ પ્રયાસમા પાછુ વાળી ન જોવાની ને આ મહાકાર્ય યશસ્વીપણે પૂર્ણ ન થાય ત્યાં સુધી આશ્રમમાં પાછા ન ફરવાની 'ન વિશ્રામ ન આરામ'ની પ્રતિજ્ઞા કરીને પ્રાંતેપ્રાતના પગપાળા પ્રવાસ આ સંત ખેડી રહેલ છે. ટાઢ, તડકો કે વર્ષાના પૂર, થાક, માંદગી, કશુ એમને રોકી શકતુ નથી ને ગામેગામની જનતા અપૂર્વ આત્મીયતાથી એમનું સ્વાગત કરી રહી છે. ટચૂકડો કચ્છ પહેરેલ આ સુકલકડી સંતમાં દેશની જનતાને રાષ્ટ્રપિતા ગાધીજીના જ દર્શન ફરી એક વાર થઈ રહ્યાં છે. લાખો-કરોડો ભૂમિહીનો, જેઓ જ અંતે સંસાર પર સ્વર્ગરાજના સાચાં હકદાર થવાના છે તેઓ, સંત વિનોબામા 'ગાધીબાબા'નું ફરી એકવાર દર્શન કરી રહ્યાં છે.

લ્યો. પાણી પહેલાં પાળ બાધવાનું ડહાપણુ આચરો. બીજાનું રળ્યું ખાવામા રહેલી હીણપદ સમજો વાસી ખાવામા શરીર-મનની તદુરસ્તી નથી; એ તરફ નફરત કેળવો. તમારાં જ ભૂમિહીનો જેઓ કાળકાળાતરથી તમારા લાભાર્થે લોહીનાં પાણી કરતાં આવ્યાં છે ને આજે પણુ તમારાં સુખચેન માટે દિનરાત પોતાના પરસેવા પાડી રહ્યા છે તેમને અપનાવો. એક જ પિતાના પરિવારનાં તે તમારાં નાનેરાં છે. સૌથી નાના છઠ્ઠા ભાઈ તરીકેનો તેમનો હક કબૂલીને પ્રેમથી, જિગરથી, અંતરની ઉલટથી, તેમને તમારી જમીનોનો છઠ્ઠો ભાગ કાઢી આપો ને તેમના તૂટ્યાંફાટ્યા હૈયાને તમારી પ્રીતથી સાંધી લો.'

દોઢ બે વરસથી ઘડીના આરામ વગર વિનોબાજી આ મહાન કાર્યની સિદ્ધિ અર્થે દેશ આખામાં પગપાળા ઘૂમી રહ્યા છે. પ્રાંતેપ્રાંતમાં 'બાર વરસની ભૂખી ને તેર વરસની તરસી' જનતા ચાતકની પેઠે તેમનું સ્વાગત કરી રહી છે. હજારોનાં ટોળાં ઠેરઠેર તેમનું દર્શન કરવા ઊમટી રહ્યા છે ને રાષ્ટ્રપિતા ગાધીજી ફરી એક વાર તેમની વચ્ચે સદેહે સજીવન થઈને તેમની બાય પકડી રહ્યા હોય એવી ઝાખી કરી રહ્યા છે. જનતાની નજરમા મહાત્મા કદી મરતા નથી એ તો કરુણાબળે પીગળી-ને દીનદલિત દુખિયાંના ઉદ્ધાર અર્થે સદા વિચર્યા કરે છે.

દેશમા ચપટી મીઠું ઉપાડીને દેશપિતાએ ક્રાંતિ કરી ખતાવી એ તો અગણિત લોકોની જોયેલી ને કાલની સાંભરણની વાત છે મીઠાના સત્યાગ્રહવેળાએ અહવાડિયાની અંદર જે વાતાવરણ કાશ્મીરથી કન્યાકુમારી સુધી ઊભું થયું તેવું વતાવરણ દેશમાં જામે તો આ મહાભારત કામ હથેળીનું આમળું બની જાય એમ છે. મારા નમ્ર મત પ્રમાણે દેશ આખાના રચનાત્મક ક્ષેત્રના કાર્યકર્તાઓ તેમના અઢારવિધ કાર્યક્રમને પોતામા સમાવી દેતા આ એક ભૂદાન કાર્યક્રમ ઉપર એકાગ્ર થાય તો તેમની સર્વ કામનાઓ આ એક જ કાર્યવાટે સામટી સિદ્ધ થાય એમ છે આપણામા જો દૃષ્ટિ ને દૂરંદેશી હોય તો ભારતવર્ષ જેવા વિશાળ દેશમા પ્રેમ અને અહિંસાના પાયા પર આપણે હાથે સિદ્ધ થયેલી આવી એક જ ક્રાંતિ દુનિયા આખીને આજના વિરાટ પ્રશ્નોનો દુઃખદ્રેષ વિનાનો ઉકેલ ચીંધીને તેની સિકલ ફેરવી નાખે એવી ભવ્ય શકયતાઓ આમા પડેલી છે.

મીટ મંડાઈ રહેલી છે. વિનોબાજી ગુજરાતથી એટલા દૂરના પ્રાતમા ઘૂમી રહ્યા છે, કે પગપાળા ચાલવાની પ્રતિજ્ઞા સાથે તરતના ભવિષ્યમા તેમનું ગુજરાત સુધી પહોચવું મુશ્કેલ છે બીજી બાજુ ઘડિયાળની રેત ઝપાટાભેર સરી રહી છે

સત્તાના રાજકારણ, સરકારી તંત્રો, નાનીમોટી ચૂંટણીઓ અને એવી ઇંદ્રજાળોમાં અટવાઈ પડેલા આપણા અસખ્ય આગેવાનો અને કાર્યકર્તાઓ વચ્ચે પણ સદ્ભાગ્યે શ્રી બબલભાઈ મહેતા, શ્રી જુગતરામ દવે, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર વગેરે જેવા પીઢ પહેલી હરોળના કાર્યકર્તાઓએ આ પ્રાતના ભૂમિ-દાન–સગઠનનુ કાર્ય ઉપાડી લીધુ છે, ને હવે વિનોબાની જ છાપના કહી શકાય એવા મૂંગી જનતાના અને દીનદલિત દરિદ્રનારાયણોના પ્રતિનિધિ શ્રી રવિશંકર મહારાજે આ કામમા પૂરા જિગરનો સાથ આપવાનું નક્કી કર્યું છે એવા શુભ સમાચાર આવ્યા છે, આ બધા શુભ ચિહ્નો છે

સૌથી નાનું છતા સૌથી અનુપમ અને આકર્ષક દશ્ય છે આ તખ્તા પર ચિ નારાયણ દેસાઈના આગમનનું આગાખાન મહેલમા અકાળે સ્વર્ગે સચરેલા ગુજરાતના ને દેશ આખાના લાડીલા સ્વ. મહાદેવ દેસાઈના સુપુત્ર નૌજવાન ભાઈ નારાયણ દેસાઈ છેલ્લા સાત વર્ષથી ગ્રામસેવક તરીકે દીનદરિદ્રોની સેવાના ક્ષેત્રમા પોતાની કારકિર્દી ઘડી રહ્યા છે મહાદેવભાઈની જ મૂસમા ઢળાયેલી એ પાટ છે. ભાવના, ભક્તિ, લેખન, વક્તૃત્વ–બધામા પિતાનો વારસો એમનામા ઊતર્યો છે સંત વિનોબાની હાક સુણીને બેસી રહેવું એમને સારુ અશક્ય હતુ તેમણે ગુજરાતમા ભૂદાનનું કાર્ય ઉપાડી લેવાનો નિશ્ચય કર્યો. પ્રાથમિક તૈયારી અર્થે તેઓ વિનોબાની મહાયાત્રામા એક મહિનાથી વધુ સુધી જોડાયા ને હવે ગુજરાતમા ફર્યા છે. તેમણે આ કામ

અર્થે ગુજરાતના જિલ્લાઓમાં પગપાળા ફરવા માંડ્યું છે. આજથી તેઓ સાડા ત્રણ માસને એવે પ્રવાસે નીકળે છે.

આ પુસ્તકમાં એમણે સંત વિનોબાજીના સાન્નિધ્યમાં રહી ઉત્તરપ્રદેશ તેમજ બિહાર પ્રાંતોનાં ગામડાંનો જે પ્રવાસ કર્યો તેની પોતે રાખેલી રોજનીશીની નોંધો અને ગામેગામ તેમણે સાંભળેલી વિનોબાજીની વાણી તેમજ પ્રાર્થના–પ્રવચનોનો સંગ્રહ કર્યો છે. આ રોજનીશી તેમજ પ્રવચનો વાંચતાં ગાંધીજી તથા સ્વ. મહાદેવભાઈ પ્રજા વચ્ચે ફરી પધાર્યાં હોય એવો ભાસ થાય છે. આખું પુસ્તક ભાઈ નારાયણ તેમજ ભાઈ પ્રબોધ ચોકસીના સંયુક્ત પ્રયાસનું ફળ છે. સંત વિનોબાના મહાન જીવન અને સંદેશને સમજવા તેમજ તેને ઝીલવા અંગે જરૂરી વાતાવરણ ગુજરાતભરમાં પેદા કરવા આ નવજવાન મિત્રોએ પીરસેલી આ સામગ્રી અમૂલ્ય છે.

બારડોલી આશ્રમ
તા ૨૯–૧૨–'૫૨

સ્વામી આનંદ

## સાક્ષાત્કારની વેદવાણી

આ અર્થવાદ નથી. વિનોબાને જે ભાવનાનો પ્રત્યય નથી હોતો તે એમના મોમાંથી નીકળતી નથી. 'મને તું તારો ચોથો દીકરો સમજ, મને તું તારો પાંચમો ભાઈ સમજ, મેં દરિદ્રનારાયણના પ્રતિનિધિ બનીને તારી કૂખે જન્મ લીધો છે એમ સમજ,' એ એમની ભાષા ઔપચારિક કે આલંકારિક નથી હોતી. તેમાં લક્ષણા નથી; વિનોબાનો તે પ્રત્યય છે. તેઓ એકદમ વાચ્યાર્થથી બોલે છે એટલે જ તેઓ એકદમ ઘરના માણસની જેમ હક બજાવવા લાગે છે. 'દરિદ્રનારાયણ' હવે ખરેખર એમને મુખે બોલવા લાગ્યો છે. એમની ભાષામાં ભિખારીનું દૈન્ય નથી. અધિકારનો આત્મપ્રત્યય છે, તાદાત્મ્યની નિષ્ઠા ને પ્રતીતિ છે.

આની સાખ તેમની વૃત્તિના એક બીજા પ્રત્યયોત્પાદક વૈશિષ્ટ્યથી પૂરી પડે છે. તેઓ કહે છે, 'હું ચક્રવર્તી દરિદ્રનારાયણનો પ્રતિનિધિ છું. તમારી સંપત્તિનો છઠ્ઠો ભાગ મને જોઈએ છે. હું ભિક્ષા માગતો નથી. તમને સંવિભાગની દીક્ષા આપવા આવ્યો છું.' આ પોલું કાવ્ય નથી. આ સાક્ષાત્કારની ભરાવદાર ને તેજસ્વી વેદવાણી છે.

## આધ્યાત્મિક મૂલ્યોની પ્રતિષ્ઠાપના

જયપ્રકાશબાબુ કહે છે, 'હવે ફક્ત જડ મૂલ્યો વડે ને ભૌતિકવાદથી માણસની બુદ્ધિનું સમાધાન થતું નથી. આધ્યાત્મિક મૂલ્યોની જરૂર તીવ્રપણે દેખાવા લાગી છે.' અધ્યાત્મ એટલે ભૂતમાત્ર સાથે તાદાત્મ્ય. એ તાદાત્મ્યનો પ્રત્યય વિનોબાને ઉત્તરોત્તર વધુ પ્રમાણમાં થાય છે; એટલે

એમના ભૂદાનયજ્ઞ આંદોલનમાં અર્થશાસ્ત્ર ને પરમાર્થનો ટેકો છે. માર્ક્સ, લેનિન અને બીજા ભૌતિક તત્ત્વજ્ઞોનું ભૌતિક દર્શન પણ ધીરેધીરે અધિક સૂક્ષ્મ દ્રવ્યોની ભાષા બોલવા લાગ્યું છે; કારણ એમનું વસ્તુવિજ્ઞાન પ્રયોગનિષ્ઠ છે. પદાર્થવિજ્ઞાનની પ્રગતિ થઈ રહી છે.

'અણુવિજ્ઞાને સિદ્ધ કર્યું છે કે, જડ દ્રવ્ય એ છેવટે ધાતુરૂપ વિભાજ્ય અણુઓનું બનેલું હોતું નથી, પણ અણુ કરતાં ય સૂક્ષ્મ એવા પરમાણુ અથવા શક્તિનાં મોજાં કે આંદોલનનું બનેલું હોય છે, જે વિવિધ રૂપે પરસ્પર અસર કરે છે. આ અણુના પદાર્થવિજ્ઞાને એ પણ સિદ્ધ કર્યું છે, કે જડ દ્રવ્યને શક્તિમાં પરિવર્તિત કરી શકાય છે અને તેથી ઊલટું શક્તિનું જડ દ્રવ્ય બનાવી શકાય છે.'

આધુનિક ભૌતિક શાસ્ત્રની અદ્યતન શોધોને લીધે હવે જડ દ્રવ્ય અને શક્તિ વચ્ચેની ભેદરેખા લગભગ વિલીન થઈ રહી છે. તેથી તેમનું અર્થશાસ્ત્ર પણ મોટા પ્રમાણમાં પારમાર્થિક થવા લાગ્યું છે. જૂના જમાનામાં ભાવિક લોકો જાદુ ઉપર વિશ્વાસ રાખતા. ત્યારપછીના બુદ્ધિવાદી કેવળ પ્રત્યક્ષવાદી બન્યા. પણ હવે જાદુ અને વિજ્ઞાન, વસ્તુનિષ્ઠા અને અધ્યાત્મનો સમન્વય દરરોજ વધતા જતા પ્રમાણમાં થવા લાગ્યો છે. આધુનિક વિજ્ઞાન અને અદ્યતન કોમ્યુનિસ્ટ દર્શનનો અભ્યાસ જો જરા ચિકિત્સક દૃષ્ટિએ કરીએ, તો ખબર પડશે કે જડવાદ ઉત્તરોત્તર સૂક્ષ્મતર થવા લાગ્યો છે.

'પૃથ્વી પર આવનાર છેવટનો પ્રેષિત, પયગંબર, તત્ત્વદર્શક આવી ગયો અને તે જે કહી ગયો તે જ અંતિમ જ્ઞાન છે,' એમ જે કહે છે તેને આપણે સાંપ્રદાયિક કહીએ

છીએ. પછી તે મોહમ્મદનુ નામ લે, નાનક સાહેબનુ લે, ઈસુ ખ્રિસ્તનુ લે કે માર્ક્સ કે ગાંધીનું લે. આ 'અંતિમ પયગમ્બરવાદ' મહાભયકર છે. માર્ક્સને થયેલા દર્શનમા પણ ભૂલ પડી શકે છે, તેમા પણ નવીનવી શોધો થઈ શકે છે અને એ શોધોને લીધે પ્રમેયમા પણ પરિવર્તન થઈ શકે છે, એ દરેક પ્રગતિશીલ બુદ્ધિવાદીએ કબૂલ કરવુ જ જોઈએ. હવે વસ્તુવિજ્ઞાન અને આત્મદર્શન વચ્ચેનો ભેદ ઓગળવાના માર્ગે છે એ વાત ધ્યાનમા રાખવી જરૂરી છે.

આ નવીન સમાજદર્શનને લીધે ક્રાતિના સાધનમા અને પ્રક્રિયામા પણ પલટો થવો અપરિહાર્ય છે. વસ્તુવાદીઓના મત પ્રમાણે વસ્તુ–પરિવર્તન થયુ એટલે મન:પરિવર્તન આપોઆપ થઈ જાય છે. 'अन्नम् देहि सौम्यमना'નો ઉપનિષદનો સિદ્ધાત તેમણે લગભગ પૂર્ણપણે સ્વીકારી લીધો છે. અન્ન એટલે અન્ન નિર્માણ કરવાની પદ્ધતિ, ઉપકરણો અને સાધનો. આહારશુદ્ધિ થઈ એટલે એની પછવાડે તત્ત્વશુદ્ધિ થશે જ, એ જૂનો સિદ્ધાત તે લોકો નવીન વૈજ્ઞાનિક પરિભાષામા રજૂ કરે છે, પણ આ પરિભાષાનો જ ફરક નથી. એ સિદ્ધાતના આશય અને સ્વરૂપમા પણ ખૂબ મોટો ફરક છે.

## 'દાન' અને 'યજ્ઞ'નો સાંકેતિક અર્થ

એ જ ન્યાય વિનોબાની 'દાન' અને 'યજ્ઞ' આ સાકેતિક સજ્ઞાઓને લાગુ પડે છે. આ દાન એટલે જૂનું દાન નથી. જૂનુ દાન વૈયક્તિક પુણ્ય–સંપાદન માટે હતુ. પરલોકમા કે આ જ લોકમા આવતે જન્મે ઐશ્વર્ય અને વૈભવ મળે એટલા માટે તે દાન થતુ. એક બાજુ દાન

કરતાં જવું અને બીજી બાજુ સંગ્રહ પણ વધારવો એ ધોરણ નીતિમાન્ય અને ધર્મસંમત હતું; તે દાન સ્વર્ગલોકપ્રાપ્તિ માટે હતું; તેમાં સંગ્રહના વિસર્જનનો સંકેત નહોતો. એ દાનને જ્ઞાનેશ્વરે 'પુણ્યાત્મક પાપ' કહ્યું છે. પણ એવા દાનથી પણ લેનારો કદી દીન બન્યો હોવાનું સાંભળ્યું નથી. બ્રાહ્મણને દાન દેવાનો રિવાજ હતો. દાનનું દાન આપવાનું, એને સાંગોપાંગ પૂરું કરવા દક્ષિણા આપવાની અને ઉપરથી નમસ્કાર કરવાના એવી પદ્ધતિ હતી. આમ બ્રાહ્મણ દીન બનવાને બદલે ચડી ગયેલો અને ધર્માઢ્ય બન્યો. માણસ દાનથી દીન બનતો નથી; તે ભીખથી દીન બને છે. ભીખ માગવા બાબત તો 'એનાથી મરણું ભલું' એ જ વૃત્તિ બરાબર છે.

શાંતિ, અહિંસા, સત્ય ઇત્યાદિ સદ્‌ગુણ સામાજિક જીવનનાં મૂલ્યો થઈ શકે છે, એ જે ઐતિહાસિક નિયતિવાદીઓ અને ભૌતિક શાસ્ત્રીઓએ કદી માન્ય જ નહોતું કર્યું, તેઓ પણ હવે જગતની શાંતિનો પ્રચાર કરવા લાગ્યા છે. લોકશાહીવાદી રાષ્ટ્રોને અંતર્ગત યુદ્ધ બિલકુલ ખપતું નથી, પણ આંતરરાષ્ટ્રીય યુદ્ધની તેમને બાધા નથી. એથી ઊલટું સામ્યવાદી રાષ્ટ્રોને આંતરરાષ્ટ્રીય યુદ્ધોની બાધા છે; પણ એમની દૃષ્ટિએ અંતર્ગત યુદ્ધ વિહિત છે, તોય બન્નેને શાંતિનું મહત્ત્વનું પરમમૂલ્ય લાગે છે. પરમ મૂલ્ય એટલે Super Value (સુપર વેલ્યુ). પરમ મૂલ્યનો પર્યાયવાચી શબ્દ છે. પરમાર્થ. 'શાંતિ,' 'અહિંસા,' 'સત્ય' ઇત્યાદિ સામાજિક પરમ મૂલ્યો પારમાર્થિક છે, એમ જો એકાદ વિનોબા કહે તો મોં મરોડવાનું કાંઈ કારણ નથી.

વૈયક્તિક સદાચરણનો ગુણ જ્યારે સામાજિક મૂલ્યોમાં પરિણત થાય છે, ત્યારે તે નવા સંદર્ભમાં તેનો આશય અને

સ્વરૂપ પણ બદલાય છે. એ જ રીતે વિનોબાના 'દાન' અને 'યજ્ઞ' એ સંકેત હવે આર્થિક ક્રાંતિના સંકેત થયા છે. 'દાન' એ સંપત્તિના વિસર્જનનો સંકેત છે; શંકરાચાર્યની ભાષામાં તે સંવિભાગનો સંકેત છે.

## યજ્ઞ એટલે સ્વામિત્વનું વિસર્જન

લોકશાહીમાં ત્રણ સિદ્ધાંતોનો સમાવેશ થાય છે: ૧. લોકરાજ્ય એટલે લોકોનો રાજ્યસંસ્થા ઉપર અધિકાર, ૨. લોકસ્વામિત્વ એટલે લોકોનો ઉત્પાદનનાં સાધનો ઉપર અને ઉપકરણો પર અધિકાર અને ૩. લોકસ્વાસ્થ્ય એટલે લોકસમુદાયનો આરામ. આ ત્રણે બાબતોમાં લોકજીવન સ્વાયત્ત અને સુખી થાય તો જ લોકસત્તાની સ્થાપના થાય છે; નહીં તો નહીં. લોકરાજ એટલે રાજસત્તાનું વિસર્જન, રાજસત્તાની વહેંચણી નહીં. એ જ રીતે લોકસ્વામિત્વ એટલે સ્વામિત્વનું વિસર્જન, સ્વામિત્વની વહેંચણી નહી. અપરિગ્રહની સ્થાપના કરવા માટે ગાંધીજીએ 'ટ્રસ્ટીશિપ'નું જે પ્રતિપાદન કર્યું તેનું પણ આ જ પ્રયોજન હતું. સ્વામિત્વના વિસર્જનનો સંકેત વિનોબા 'યજ્ઞ' સંજ્ઞાથી કરે છે.

સ્વામિત્વ એ કેવળ પરિગ્રહના આકાર પ્રર આધાર રાખતું નથી. શરૂઆતમાં ખાનગી સંપત્તિ અને વ્યક્તિગત સંપત્તિ એવો ભેદ કરીએ તોપણ આગળ ઉપર એ ભેદ પણ છોડી દેવો પડે છે. બધી સંપત્તિ પરની માલિકી નાબૂદ થાય અને ઉત્પાદન માટે સાધન વાપરવાં અને ઉપયોગ માટે વસ્તુ મેળવવી એટલો જ અધિકાર બાકી રહે છે. લોકરાજ્યનો પરિપાક જેવી રીતે શાસનહીન સમાજમાં થાય છે, તે જ રીતે

લોકસ્વામિત્વની પરિણતિ અપરિગ્રહી સમાજમાં થતી હોય છે.

વિનોબાના દાન અને યજ્ઞમાં આવો સૂક્ષ્મ અને ઊંડો અર્થ છે. આ યજ્ઞ એટલે બોકડાનું કે માણસનું બલિદાન આપી બીજાના જીવ પર પુણ્યનો સોદો કરવાનો સોમયાગ નથી. આમાં પોતાનાં માલિકીપણાનું બલિદાન આપવાનું છે. આ દાન અને યજ્ઞથી બીજા માણસોને જિવાડવા માટે સંવિભાગ કરવાનો છે. બધાં સુખસમાધાનથી જીવી શકે એટલા માટે દરેકે પોતાની જરૂર પૂરી પાડવા પોતપોતાની શક્તિ મુજબ ઉત્પાદન કરવાનું અને તેમાથી ફક્ત પોતાની જરૂર પૂરતું પોતે લેવાનું. એટલે સમાજના બધા લોકોના સુખ માટે બધાએ ઉત્પાદક પણ બનવું જોઈએ. એટલે કે લોકસત્તામાં ૧. કોઈ રાજા રહેશે નહી, ૨. કોઈ માલિક નહીં રહે અને ૩. ઘરડાં, માંદાં જેવી કેટલીક અપવાદરૂપ વ્યક્તિઓ સિવાય બીજા કોઈને ઉત્પાદન કર્યા સિવાય ઉપભોગનો અધિકાર નહી રહે. એ દૃષ્ટિએ વિનોબાએ દાનની અને યજ્ઞની એટલે કે સવિભાગમૂલક સંયોજનની ચળવળ આરંભી છે. અનુત્પાદકને નાગરિકત્વનો હક્ક જ ને હોય, એ તત્ત્વનો અમલ કરવાનો આરંભ તેઓ 'ખેડે તેની જમીન' એ મંત્રથી કરે છે.

લોકશાહી મારફત અર્થક્રાંતિ એટલે ગરીબ માણસે પોતે મેળવેલી રાજકીય સ્વતંત્રતાનો ઉપયોગ પોતાની ગરીબી નાબૂદ કરવા માટે કરી લેવી તે. વિનોબાના આ ક્રાંતિકારક ઉપક્રમનું આ આધારભૂત તત્ત્વ છે.

રાજસૂય યજ્ઞમાં સાર્વભૌમ રાજા 'હવે આ સઘળી ભૂમિ પર અને તેની ઉપર રહેનારા લોકો પર મારું પ્રભુત્વ સ્થાપિત થયું' એમ જાહેર કરે છે. લોકસૂય યજ્ઞ લોકશાહીનો દ્યોતક

હોય છે. તેમાં રાજસત્તાનું અને સ્વામિત્વનું વિસર્જન થયુ એમ જાહેર કરવાનું હોય છે, તેથી વિનોબાના ભૂદાનયજ્ઞનું ઘડતર માલિકીના વિસર્જનના તત્ત્વ પર થયુ છે.

ઉત્પાદનના વ્રતનો આગ્રહ પોતાના આચરણમાં જે વિનોબાએ આજન્મ રાખ્યો, તેઓ આજે પોતાના જીવનમાં અપરિગ્રહની પરાકાષ્ઠા કરે છે. પ્રયોગી વિનોબાએ પ્રયોગ શાળાનો આશ્રય પણ છોડી દેવાનું ઠરાવ્યું છે, અખિલ ભારત એ જ હવે તેમની યજ્ઞભૂમિ અને પ્રયોગશાળા.

विहाय कामान् यः सर्वान् पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

એમની ગીતાઈની ભાષામાં 'થયો તે શાંતિરૂપ છે.' એમની વાણી એમને ફળો.

—દાદા ધર્માધિકારી

·

# અનુક્રમ

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨ | पराय | घराय |
| ૮-જ | ૩ | पडलें | पडिलें |
| ૮-ઝ | ૬ | લક્ષણો | લક્ષણા |
| ૮-ઠ | ૨૦ | શાંતિનું મહત્ત્વ | શાંતિ મહત્ત્વનું |
| ૧૯ | ૧૨ | વિનંતી. . | વિનંતી.' |
| ૨૨ | ૧૨ | જાય. | જાય,' |
| ૨૨ | ૧૩ | ત્યારેને!' | ત્યારેને! |
| ૨૪ | ૧૫ | શિક્ષણશાસ્ત્રી | શિક્ષણશાસ્ત્ર |
| ૨૬ | ૧૫ | જીભનો | Bellનો |
| ૨૭ | ૧-૨ | બાજુ | બાળુ |
| ૨૯ | ૯ | શીખવવામાં | શીખવામાં |
| ૨૯ | ૧૬ | બાજુ | બાળુ |
| ૩૧ | ૨૦ | ભક્તવિનય | ભક્તવિજય |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૩ | ૨૧ | પરમધામ | પરંધામ |
| ૭૭ | ૩ | એવીએવી | એવી |
| ૮૫ | ૧૨ | જે હોય તે | જડ |
| ૮૬ | ૫ | 'મિલ્લા' | મિલ્લા |
| ૯૨ | ૧૫ | ચિત્તમાં | ચિત્રમાં |
| ૯૫ | ૨૨ | 'જે થે જાતાં તે થેં તૂં માઝી સંગાતી' | 'જેથે જાતાં તેથેં તૂં માઝી સંગાતી |
| ૧૦૦ | ૧ | મોડ | મોઢ |
| ૧૧૦ | ૨૪ | શ્રી. નારાયણ રેડ્ડી | શ્રી. રવિનારાયણ રેડ્ડી |
| ૧૨૮ | ૮ | પ્રબળ | ખબર |
| ૧૩૧ | ૩ | અમને | એમને |
| ૧૩૨ | છેલ્લી | ગીતાઈ | ગીતાઈ |
| ૧૩૩ | ૧૪ | મારે સોડમા | મારે એની સોડમાં |
| ૧૬૦ | ૧૮ | જરુણા | વરુણા |
| ૧૬૦ | ૧૯ | ઓસ | અસિ |
| ૧૬૮ | ૨૧ | રક્ષાણાક્રાંતિણી | રક્ષણાકાંક્ષિણી |
| ૧૭૧ | ૩ | અમેરિકા | અમેરિકા બાજુ |
| ૧૭૫ | ૯ | એ કરણા જાત | હે કરુણામૃત |
| ૧૮૬ | ૬ | વિનોબાનો | વિનોબા તો |
| ૧૯૩ | ૨૦થી૨૨ | शरण | सरण |
| ૧૯૭ | ૧૮ | આભા છે. એને | આભા છે કે એમને |
| ૨૦૧ | ૮ | पृथिव्यः | पृथिव्या· |
| ૨૩૦ | ૩ | ધ્વનિબાણુ | ધ્વજબાણુ |
| ૨૪૮ | ૨૦ | આતિર | ખાતિર |
| ૨૪૮ | ૨૧ | એલો | ખેલો |
| ૨૪૮ | ૨૨ | દુઅસે સુઅથા' | દુખસે સુખકા |
| ૨૪૯ | ૧૮ | આટલી જ | આટલામાં જ |
| ૨૬૧ | ૧૯ | શું?' | શું? |
| ૨૬૩ | ૪ | આપણે આપણી | આપણી |

# અપરિગ્રહી પરિવ્રાજક

## પ્રયોગભૂમિ એ જ તપોભૂમિ

૧૯૩૨મા ઇતિહાસપ્રસિદ્ધ દાંડીયાત્રા પછી ગાધીજીએ પ્રતિજ્ઞા કરી હતી કે, સ્વરાજ મળે નહી ત્યા સુધી હુ આ સાબરમતી આશ્રમમા પગ નહી મૂકુ. તેમણે તે પ્રતિજ્ઞા શબ્દશ અને તત્ત્વત પાળી એમની પ્રતિજ્ઞાનો આશય એટલો જ હતો કે, પોતે સાબરમતી આશ્રમમા પાછા નહી ફરે. હુ આશ્રમમા જ નહી રહુ, એમ તેમનુ કહેવુ નહોતુ, કારણ, અખડ યાત્રા કરતા રહેવાનો તેમણે સકલ્પ કર્યો નહોતો.

વિનોબાએ તે દિવસે જે સકલ્પ કર્યો તેનુ સ્વરૂપ અને તેનો આશય બિલકુલ જુદો જ છે વિનોબા કોઈ એક જ આશ્રમમા રહ્યા નથી તેઓ વર્ધાના સત્યાગ્રહાશ્રમમા રહ્યા, કન્યાશ્રમમા રહ્યા, નાલવાડી આશ્રમમા રહ્યા, પરમધામમા રહ્યા, પણ તો ય તેઓ ગાધીજી કરતા વધારે આશ્રમનિષ્ઠ ગાધીજીએ સેવાગ્રામને પોતાનુ નિવાસસ્થાન માન્યુ તેમણે બીજે ક્યાય પોતાનો આશ્રમ સ્થાપ્યો નહી. ગાધીજીનો આશ્રમ સેવાગ્રામમા હતો, પણ એમને પ્રવાસ જ ખૂબ કરવો પડતો વિનોબાએ ક્ષેત્રાતર કર્યો, પણ તેઓ જ્યા જ્યા ગયા ત્યા ત્યા તેમણે

પોતાનાં પ્રયોગાલયો જ કાઢ્યાં. તે તે ક્ષેત્રમાં રહીને સૂક્ષ્મ અને ઉત્કટ પ્રયોગ કરવાનું તેમણે અંગીકાર કર્યું. એટલે વિનોબાના પ્રયોગક્ષેત્રમાં જ તેમનો આશ્રમ રહેતો. તેઓ પ્રયોગનિષ્ઠ હતા તેથી આશ્રમનિષ્ઠ રહેતા. બાપુની પ્રયોગશાળા એટલે આખું ભારતવર્ષ; એટલે એમનાથી આશ્રમનિષ્ઠ રહી જ ન શકાયુ.

વિનોબાની પ્રયોગભૂમિ એ જ એમની તપોભૂમિ. એ પ્રયોગમાંથી જ તેમણે વિજ્ઞાન સંપાદન કર્યું અને તેજ મેળવ્યુ. વૈજ્ઞાનિકની પ્રયોગશાળ એ જ તેનું નિવાસસ્થાન બની જાય છે. તેનો પરિગ્રહ પારમાર્થિક હોય છે. વિનોબાનો પરમધામનો આશ્રમ તેમના પારમાર્થિક, અનાસક્ત અને અપરિગ્રહી સંશોધનનુ પુણ્યક્ષેત્ર છે. ત્યાંની બધી યોજનાઓ અને કાર્યક્રમ પરિગ્રહના વિસર્જન માટેનાં છે. પરિગ્રહ એ જ જીવનનું ખરું ઐશ્વર્ય નથી, એ ત્યાંના આખા જીવનનો આધારભૂત સંકેત છે. એટલે તેમનો પરમધામ-પવનારનો આશ્રમ એટલે અનાસક્ત પરિગ્રહ સુદ્ધાં નથી. તો ય વિનોબાની ઉન્મુક્ત વૃત્તિને હવે એ ય ખપતો નથી. એટલે સંપૂર્ણપણે અનિકેત થવાનુ એમણે ઠરાવ્યું.

## . પરિવ્રાજકાચાર્ય વિનોબા

ગયા થોડાક મહિનાઓથી તેઓ ફક્ત શંકરાચાર્યનું ગીતાભાષ્ય મનનપૂર્વક વાંચે છે. તેમાંનુ તત્ત્વજ્ઞાન તેમના જીવનમાં ઊતરી ગયુ છે. ગીતાભાષ્યમાં એક મોટું વિલક્ષણ વાક્ય છે. શંકરાચાર્ય કહે છેઃ 'મુમુક્ષુને ધર્મ પણ પાપરૂપ છે, કારણ તે બંધનકારક થાય છે.' મુમુક્ષુને ધર્મનું સુદ્ધાં

બંધન ચાલતું નથી. ધર્મ એનો સ્વભાવ થશે, પણ ધર્મનું વિધાન એને માટે નથી. એનાથી ધર્માચરણ થશે, અથવા તો એની વર્તણૂક ધર્મને છોડીને કદી નહી હોય. 'पहिलें वळण इंद्रिया सकळा' જેવી એની સહજાવસ્થા હશે, પણ તે ધર્માચરણ 'કરશે' નહિ. એની ઉપર ધર્મની પણ સત્તા ચાલશે નહી. મુમુક્ષુને સારી વાસનાઓ પણ શેષ રહેતી નથી. કામનામાત્રનો લોપ થાય છે. તે નિઃસ્પૃહ થઈને વિચરે છે–'ફરે જે નર નિઃસ્પૃહ' એટલે વિનોબાને પોતાની પવિત્ર પ્રયોગભૂમિનો મનથી પણ આશ્રય સ્વીકારવો ખપ્યો નહીં. એ આશ્રમનો ત્યાગ કરીને હવે તેઓ યથાર્થ 'પરિવ્રાજક' બન્યા. 'પરમધામ'ના ક્ષેત્ર બદલે હવે આખો ભરતખંડ જ તેમની પુણ્યપ્રયોગભૂમિ બન્યો. વિનોબા 'અખિલ ભારતીય નેતા' ન બન્યા, તેઓ આ દેશના 'અનભિષિક્ત અથવા મૂર્ધાભિષિક્ત રાજા' ન બન્યા, તેઓ આપણા 'રાષ્ટ્રપિતા,' 'રાષ્ટ્રગુરુ,' અથવા 'રાષ્ટ્રર્ષિ' પણ ન બન્યા. જે વિનોબા એ પરમધામમાં રહીને ऋषभ निरपेक्ष (બળદની મદદ વિનાની) 'ઋષિકૃષિ'નો પ્રયોગ કરીને ભૂમાતાની આરાધના કરી, ધરતીના કણ જેવા નમ્ર અને નિરહંકારી બનીને દરિદ્રનારાયણના અશ્વમેધના અશ્વ થવાની યોગ્યતા મેળવી, જેણે દરિદ્ર નારાયણ સાથે સાયુજ્ય પ્રાપ્ત કરી તેઓ હવે ભારતાત્મા બન્યા છે. તેમનુ હાડમાસનું માળખું ભારતવર્ષના ક્ષિતિજ જેટલું વ્યાપક બન્યુ છે. એટલે તેઓ હવે 'પરિવ્રાજકાચાર્ય' બન્યા.

# સામ્યયોગી વિનોબા

## [ જીવનજાહ્નવી ]

લેખક

પ્રબોધ ચોકસી

# ૧ : બાલગંગા

મહાન નદીઓનાં મૂળ તપાસીએ તો તે સાવ નાનાં હોય છે, પણ તે જ્યાંથી નીકળતી હોય છે તે સ્થાનમાં એવી કશીક ભૌગોલિક વિશેષતા જરૂર હોય છે કે જે તે નદીને સદા વહેતી રાખે અને મહાન બનાવે. સંત વિનોબા ભાવેના જીવનપ્રવાહમાં પણ આરંભથી જ ભારતની સંત-સંસ્કૃતિનાં સનાતન અમીઝરણાં આવી ભળ્યાં હતાં.

## દાદા

વિનોબાના દાદા શંભુરાવ ભાવે ચિત્પાવન બ્રાહ્મણ હતા અને મહારાષ્ટ્રના એક મોટા અગ્નિહોત્રી હતા. માનવ-સમાજના વિકાસના ઇતિહાસમાં અગ્નિની શોધ બહુ મહત્ત્વની છે. અગ્નિ શોધાયો ત્યારથી તેની પૂજા થતી આવી છે અને આર્યકુળના કેટલા યે અગ્નિહોત્રી બ્રાહ્મણ-પરિવારો પોતાના કુળમાં, કોઈક પૌરાણિક ઋષિએ પેટાવેલા અગ્નિની અખંડ જ્યોતિ, આજસુધી સતેજ રાખી રહ્યા છે. એ જ અગ્નિથી રોજ રસોઈ પાકે, ઉપવીત, લગ્ન વગેરેના યજ્ઞ પ્રગટે અને અંતિમ સંસ્કાર પણ થાય. એવો પ્રાચીન અગ્નિ શંભુરાવ પોતાના ઘરમાં જાળવતા હતા.

કોલાબા જિલ્લાના પેણ તાલુકામાં આવેલું ગાગોદે ગામ ભાવે કુટુંબનું ઇનામી ગામ હતું. શંભુરાવ ત્યાં રહેતા હતા. ભાવે કુટુંબના કુળદેવતા કોટેશ્વર મહાદેવનું મંદિર ખંડાળા નજીક આવેલા વાઈ ગામમાં હતું. શંભુરાવ કોટે-

શ્વરના અનન્ય ભક્ત હતા. તેથી વારતહેવારે વાઈ જતા-આવતા. ઘરમાં છોકરાં સૂકી ભાખરી ચાવે તેનો વાંધો નહીં, પણ કોટેશ્વરને શુદ્ધ ઘીનો દીવો અવશ્ય ધરે. ભગવાનના દીપકની વાટ માટે ફાટેલું કપડું ન ચલાવે, નવું નકોર કપડું ખરીદી લાવી વાટ માટે ચડાવે. શંભુરાવ નરસૈંયા જેવા શ્રદ્ધાળુ ભક્ત હતા. ઘણી વાર દેવપ્રતિમાની સામે બેસીને રોતા, હસતા અને દેવને રીઝવવા કેટલુંયે કાલુંઘેલું કરતા.

શંભુરાવ આટઆટલા ધર્મપરાયણ હતા, પણ રૂઢિના દાસ નહોતા. એમના વિચારો મૌલિક અને મિજાજ સ્વતંત્ર હતો. જે દિવસોમાં ઢેડની છાયાથી લોક અભડાતા તે દિવસમાં તેમણે ગામના ભંગીઓ અને ચમારોને ભોજન કરાવ્યું હતું. મંદિરમાં દેવને રીઝવવા મુસલમાન ગાયકને લઈ આવતા પણ આંચકો નહોતો ખાધો. પણ તેમના વ્યક્તિત્વનો પ્રભાવ એટલો ભારે હતો કે ન્યાતવાળા એમને ન્યાત બહાર તો શું મૂકે! તેઓ ધૂની પણ જબરા હતા અને મનમાં આવે તે કરે ત્યારે જ જંપતા.

આ શંભુરાવને ગંગાબાઈથી ત્રણ પુત્રો હતા: નરહર, ગોપાળ અને ગોવિંદ. તેમાં નરહર ભાવે તે આપણા સંત વિનોબાના પિતા.

## પિતા

નરહર ભાવેને શરૂથી શિક્ષણ સારું મળ્યું હતું અને તેઓ નવા વિચારના થયા હતા. શંભુરાવ જૂની ઢબના ધાર્મિક વૃત્તિવાળા હતા છતાં નરહર ભાવેએ પોતાની ખંતથી અભ્યાસ વધાર્યો હતો. આધુનિક વિજ્ઞાનની પ્રગતિ, ટેકનોલોજી વગેરેમાં તેમને ઊંડો રસ હતો. આ જ અરસામાં

વડોદરામાં શ્રીમંત સયાજીરાવે દેશમાં ઔદ્યોગિક શિક્ષણનો પ્રચાર કરવાની દૃષ્ટિથી પ્રો. ગજ્જરને ખાસ રોકી લઈને કલાભુવન ખોલ્યુ. તેનાથી આકર્ષાઈને નરહર ભાવે એલફિન્સ્ટન કૉલેજ પડતી મૂકી કલાભુવનમા દાખલ થયા. તેઓ રંગ કામમાં પાવરધા થયા. તે વખતે દેશમાં મિલ ઉદ્યોગ ખીલતો જતો હતો. તેમાં કલાભુવનમા શીખેલા જાણકારોને સારો મોભો મળતો. નરહર ભાવેને પણ સારી નોકરી મળી ગઈ. પરંતુ તેઓ પોતાની જાત કરતાં પોતાના છોકરાઓના ભવિષ્યનો વધુ વિચાર કરનારા માણસ હતા. પુત્રોને પણ આધુનિક જ્ઞાન, વિજ્ઞાન અને ઉદ્યોગોમાં પારગત કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. તેઓને રખુમાઈ–રુકિમણીબાઈ–થી ચાર પુત્રો ને એક પુત્રી એમ પાંચ સતાન હતાં. પુત્રોમાં સૌથી મોટા વિનાયક, પછી બાલકૃષ્ણ, પછી શિવાજી અને સૌથી નાના દત્તાત્રેય, જે કિશોરવયમા જ ગુજરી ગયા હતા. આમાં વિનાયકનો જન્મ સને ૧૮૯૫ના સપ્ટેમ્બરની ૧૧મી તારીખે થયો હતો.

પુત્રોને બને તો વિદેશ મોકલીને પણ ઉદ્યોગોનું શિક્ષણ આપવાનો તેઓનો મનસૂબો હતો, તેથી વારેવારે બદલીઓ થાય તેવી મિલની સારા પગારની નોકરી છોડીને નરહર ભાવે વડોદરામાં શ્રીમતના ખાનગી ખાતામાં કારકુન તરીકે જોડાયા અને બાળકોને ગાગોદેથી તેડાવી લઈ વડોદરા વસાવ્યુ.

## વિનોબાનું બચપણ

બાર વર્ષના વિનાયક ૧૯૦૭માં વડોદરાની હાઈસ્કૂલમાં દાખલ થયા, પણ તે પહેલાં આ 'વિનુ' અથવા 'વિન્યા'-ના લાડકા નામે ઓળખાતા છોકરાએ ગાગોદે અને વાઈની

ભૂમિમાંથી કેટલા યે સંસ્કારો મેળવ્યા હતા. આજે પણ ગાગોદેથી થોડે જ છેટે જંગલો છે અને ગાગોદે અને વાઈની વચ્ચેનો પહાડી પ્રદેશ શિવાજી અને મરાઠાઓની પરાક્રમગાથાઓથી આજે પણ રોમાંચક લાગે છે.

૧૮૫૭ પછી પેશ્વાઈ આથમી અને પરચક્રની માઝમરાતનાં પૂર મહારાષ્ટ્ર પર પણ ફરી વળ્યાં, તે અંધકારની વચ્ચે શનડેએ સૂર્યના અગ્રદૂત શુક્રની જેમ પ્રભાતની તૈયારીઓ કરવા માંડી હતી. અને વિષ્ણુશાસ્ત્રી ચિપલુણકરે, શંકરાચાર્ય જેટલા ટૂંકા પણ દેદીપ્યમાન, માત્ર ૩૨ વર્ષના આયુષ્યકાળમાં, 'ન્યુ ઇંગ્લિશ સ્કૂલ' અને 'કેસરી'ની સ્થાપના કરીને તથા 'નિબંધમાળા' જેવું સમર્થ પુસ્તક લખીને, મહારાષ્ટ્રમાં ઉષાની આભા રેલાવી મૂકી હતી. એ 'ન્યુ ઇંગ્લિશ સ્કૂલ' અને 'કેસરી' મારફત મહારાષ્ટ્રને અને દેશને નરકેસરી લોકમાન્ય તિલક સાંપડ્યા હતા. એ 'કેસરી'એ 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ અધિકાર છે, હું તે મેળવીને જ જંપીશ' એવો હુકારો કરી દિશાઓ કંપાવી મૂકી હતી. એ ગર્જના મહારાષ્ટ્રના પહાડો પર અફળાતી અફળાતી ગાગોદે પણ અવશ્ય પહોંચી હશે. ગમેતેમ ગાગોદેનું વાતાવરણ નાના વિનુ માટે પ્રેરક હતું. વડેરાઓ સ્વરાજ્યની વાતો કરતા અને શિવાજીએ મુસલમાનોને હાંકી કાઢી સ્વરાજ્ય સ્થાપ્યું હતું તેમ અંગ્રેજોને ભગાડી મૂકવા જોઈએ એવી વાતો કરતા. શિવાજી, તાનાજી, સૂર્યાજી,,બાજીપ્રભુ અને સ્વામી રામદાસની કથાઓ બાલ વિનુ સાંભળતો, વાગોળતો અને ગામની ટેકરીઓ પર, મંદિરોમાં અને એ આખા યે રોમાંચક વાતાવરણમાં, પોતાની કલ્પનાના કિલ્લા રચી દેશપ્રેમની ભાવનાઓથી પોતાના ચિત્તને તરબતર કરતો

હતો. તુકારામ, એકનાથ, જ્ઞાનદેવ અને મોરોપંત જેવા સંતોની વાણી પણ રોજ સહેજે ભક્ત દાદા અને ભાવનાની મૂર્તિ સમી માતા રખુમાઈ પાસેથી સાંભળવા મળતી. એ તીવ્ર મેધાવી બાળકે એ કંઠસ્થ સંતસાહિત્યમાંથી કેટલુ યે પોતાનું કરી લીધું હતું.

## બ્રહ્મચર્યની ભીષ્મ–પ્રતિજ્ઞા

આવા ભક્તિ અને સાત્ત્વિકતા, દેશપ્રેમ અને બલિદાનની ભાવનાઓથી ભરપૂર વાતાવરણમાં બાળક વિનાયકે માત્ર ૧૦ વર્ષની કુમળી વયે આજન્મ નિષ્ઠાપૂર્વક બ્રહ્મચર્ય પાળવાની ભીષ્મ–પ્રતિજ્ઞા મનમાં ને મનમાં કરી લીધી હતી.

અને વિનુનો સંકલ્પ પોચટ કે પોકળ તો કદી હોય જ નહીં. સંકલ્પ કરતાં બરાબર એણે બ્રહ્મચારીના ધર્મો પાળવા માંડ્યા હતા. કઠણ જમીન પર સૂવું, મીઠાઈ અને મસાલાથી દૂર રહેવું, ઉઘાડે પગે ફરવું, બ્રહ્મવિદ્યાઓનુ અધ્યયન કરવું, આચારવિચારમાં સયમી થવું, સત્યવાદી થવું વગેરે તેમનાં દૃઢ વ્રતો ત્યારથી આરંભાઈ ચૂકયાં હતાં અને તે જ આજ-દિન સુધી તેઓ પાળી રહ્યા છે.

## વહેંચીને ખાવાનો આનંદ

'વજ્ર જેવી દૃઢતા કેળવવાના સસ્કારની સાથેસાથે ફૂલ જેવું મૃદુ હૃદય કેળવવાનો સંસ્કાર પણ વિનોબાને બચપણથી મળ્યો હતો. એ દિવસોનું સ્મરણ કરીને આપવામાં કેટલો આનંદ છે, તે સંત વિનોબાએ પોતાની સર્વોદય યાત્રામા નીચેના શબ્દોમાં સમજાવ્યુ હતું :–

'બચપણની વાત છે. અમારા ગામમાં અમારું પોતાનું

એક ફણસનું ઝાડ હતું. જ્યારે ફણસ ઊતરતું અને કપાતું ત્યારે બબ્બે પેશી દરેક ઘરમાં આપી આવવાનું મા અમને કહેતી. અમારું ગામ પચાસ-સાઠ ઘરનું નાનું ગામ હતું. એકેએક ઘેર જઈને હું પેશીઓ પહોંચાડી આવતો. હું ત્યારે માત્ર સાત વરસનો બાળક હતો. બાળકને તો ખાવાની ખૂબ મજા આવે છે. પણ અમને એ ફળની પેશીઓ પહેલી નહોતી મળતી અને હજી પણ યાદ આવે છે કે, એ પેશીઓ બીજાને વહેંચવામાં મને કેટલો આનંદ આવતો હતો. એ એક અજબ જાતનો આનંદ હતો. જાતે ખાવામાં જે આનંદ આવે છે તેનો તો દરેકને અનુભવ હોય છે. જાનવરને પણ એ ખબર હોય છે, પણ બીજાને ખવડાવવામાં કેવો આનંદ આવે છે એ અનુભવી જોવા જેવું છે. જેમ સાકરનો ગાંગડો મોંમાં મૂકતાં જ એની મીઠાશ હરકોઈને વરતાય છે, તેવી જ રીતે બીજાને મદદ કરવામાં મધુરતા છે કે નહીં, એ તો જાતે અનુભવીને જ જોવું જોઈએ. જો એ અનુભવ મધુર ન લાગે તો તમે મને આવીને જરૂર કહેજો. આટલી અનુભવસિદ્ધ વાત છે.'

બાળપણથી જ આપવાના આનંદને આટલી હદે માણનારા અને જાણનારા વિનોબા આજે ગામડેગામડે ફરીને સૌને કહે છે કે દિલ ખોલીને આપો, જમીન આપો, મિલકત આપો, આવક આપો; રાખે તે રાક્ષસ અને દે તે દેવ; સંઘરવાની મોજ તો બહુ જોઈ, હવે જરા આપવાનો આનંદ તો ચાખી જુઓ.

બચપણથી જ આપવાના અમૃતને ચાખી ચૂકેલો એ ઉદાર મહાપુરુષ આજે આપણી સૌની સામે એ અમૃતનો કુંભ ધરી ઊભો છે!

## જંગલી બન્યો આરણ્યક ઋષિ

પણ વહેંચીને ખાવાનો આ સંસ્કાર વિનાયકના કુટુંબમાં કાંઈ નવી નવાઈનો નહોતો. ઘણાયે મધ્યમ વર્ગનાં કુટુંબોમાં એ સાવ સાધારણ રીત હોય છે, પણ રોજિંદા કુટુંબજીવનના આ સોનેરી સિદ્ધાતની અંદર રહેલુ મૂળભૂત સત્ય સમજી લઈને એને સમગ્ર રાષ્ટ્રની સામે 'ભૂહાનયજ્ઞ' જેવા મહાયજ્ઞના સ્વરૂપે મૂકી દેવાની શક્તિ વિનાયકમાં આવી તેની પાછળ બચપણમાં કેળવાયેલા એમના બીજા અનેક ગુણો હતા.

એ 'વિન્યા' પટિયાં પાડીને ફરતો ટાપટીપદાર છોકરો નહોતો. માથે વાળ વધ્યા હોય, નખ પણ વધ્યા હોય અને પગમા ચંપલ તો બ્રહ્મચારી બટુકને હોય શેના? કોઈ એ તેજસ્વી, મનસ્વી બાળકને ઠીક ઓળખતો ન હોય તે જો ટોકી બેસે કે અલ્યા વાળ કેમ ઝીથરા જેવા વધાર્યા છે, તો પટ દઈને એ બુદ્ધિશાળી બાળક પકડાવી દે: 'કેમ, તમે હજામતનો ધધો કરો છો કે શું?' પોતાના હૃદયની અંદરની અઢળક સુંદરતામાં મહાલતા એ મસ્ત બાળકને બહારના દેખાવની, દેહની ટાપટીપની કશી પડી નહોતી. દુનિયા આખી મનમાં લગારે દયાધરમ વગર મુખડું સજાવી દર્પણમાં દેખતી હતી, તે પ્રત્યે આટલા બાળકને તિરસ્કાર પણ ખરો. કાચી કેરીના તુરાપણાની જેમ એ બાળકની જીભ પણ ત્યારે ખાસ્સી કડવી હતી. પણ આજે તો એ કેરી વૃક્ષ પર જ પાકેલી સાખના જેટલી ખટમીઠી થઈ છે તે તો સૌ કોઈ જાણે છે.

પણ તે કાળમાં તો, અંગારો જેમ કોઈની પણ પરવા

કર્યા વિના જે અડે તેને દઝાડે તેમ એ તેજસ્વી બાળક છેડ નારને દઝાડતો. એની બુદ્ધિ અને પ્રતિભા ત્યારે પણ તદ્દન મૌલિક અને સ્વતંત્ર હતી. પ્રાચીન સંતો અને વીરો સાથે પોતાના સ્વપ્નજગતમાં સમાનભાવે ખેલતા એ શિશુને મન આ દુનિયાના લોક ડાહ્યા માણસો કોઈ વિસાતમાં નહોતા. એ તો સમર્થ રામદાસ સ્વામીનો ચેલો હતો. સમર્થના દાસબોધમાં એક પ્રસંગ આવે છે. કોઈકે સમર્થને પોતાને ત્યાં કથા સાંભળવા બોલાવ્યા. કથાકાર કોઈ પૌરાણિક રાજાના વખાણે ચઢ્યો હતો, 'અહાહા! શું એ રાજા! શું એનાં વખાણ! અહાહા!' પતંગિયું દીવામાં આંધળું થઈ પોતાનું ઈશ્વર-દીધું સુંદર રૂપ પણ એની જ્વાળામાં ખાક કરે છે, તેમ આ કથાકાર ભૂતકાળના કોઈ પરાક્રમી રાજાનાં વધુ-પડતાં વખાણ કરી, આજના વીર માણસોનો થોડોઘણો પણ આત્મવિશ્વાસ જે હોય તેને ઝાંખો પાડે, એ સમર્થથી ન સાંખી શકાયુ: આવી લઘુતા રાખી તે શા કામની? એ ત્રાડી ઊઠ્યા, 'આહા હા! તે રાજા તે એકલો નર અને આપણે બધા ત્યારે શું ખર?' આ રામદાસ સ્વામી આપણા 'વિન્યા'ના 'હીરો'! પછી એ પણ શેના કમ પાણી-દાર હોય?

કસ્તૂરી જેવી તેમની ઉગ્ર મૌલિકતાને કારણે વિનાયક તે કાળમાં સાચી સુગંધના નહીં પારખનારાઓને જંગલી જેવા લાગતા. એમના કેટલાયે મિત્રો આ વાતની સાહેદી પૂરશે. એમણે પોતે જ ૧૯૪૨માં ગોસેવા સંઘના એક સંમેલનના પોતે પ્રમુખ ચુંટાયા ત્યારે ચેતવણી આપતાં કહ્યું હતું, 'મેં તમને કહ્યું હતું કે તમે મને પ્રમુખ બનાવો છો ખરા, પણ સાચવજો! હું તો એક જંગલી પ્રાણી છું.

તેથી મારા વર્તનમાં અસભ્યતા જણાય તો તમારે વેઠી લેવી પડશે. મારો જન્મ મૂળ કોંકણના જંગલમાં થયો હતો. જેને આજકાલ શિક્ષણ કહે છે તેવું મને થોડું મળ્યું ના મળ્યું એટલામાં મને ઉપનિષદો વાંચવાની ઇચ્છા જાગી. તમને ખબર હશે કે ઉપનિષદો જંગલી સાહિત્ય છે. સંસ્કૃતમાં એ आरण्यक કહેવાય છે, સાદી ભાષામાં કહીએ તો જંગલી. એમાં બ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં એનાં બે લક્ષણ બતાવ્યાં છેઃ अवाकी અને अनादरः એટલે કે મીંઢું અને બેપરવા. એ લક્ષણો મારા તો જાણે હાડમાં ઊતરી ગયાં છે. નાનીમોટી કેટલીય બાબતોની હું દરકાર કરું છું કે નહીં તે પણ મારા ખ્યાલ બહાર રહે છે. એટલે તમે મારી આવી નફ્ફરાઈ ને નફટાઈ સહી લેજો એ જ વિનંતી.

એ જંગલીએ પુરાણ કાળમાં જંગલમાં વસતા જટાધારી રુક્ષ ઋષિઓએ ગાયેલા બ્રહ્માંડનાં સનાતન રહસ્યો વાંચ્યાં, વાગોળ્યાં અને એ બધાંમાં બુદ્ધ, ઇસુ અને ગાંધીનાં કારુણ્ય, પ્રેમ અને અહિંસાનાં અમી ઘોળી પોતાની જીવનધારાને જાહ્નવીનાં જળ જેવી આરોગ્યદાયી અને શીતળ બનાવી. પરિણામે આજે જંગલી વિન્યામાંથી વિકસીને બનેલા વિનોબાને ઋષિ કહી કવિઓ પણ વંદના કરે છે.

## વિદ્યાર્થીનાયક વિનાયક

આવો વિનુ વડોદરા આવી કોઠીની પાસે કપાસીની પોળમાં રહેવા લાગ્યો અને હાઈસ્કૂલમાં ભણવા લાગ્યો. સ્કૂલમાં સંસ્કૃતને બદલે ફ્રેંચ લેવું પડ્યું, કારણ પિતાજી એમને બને તો વિદેશ મોકલવા માગતા હતા. પણ એ સ્વભાષા અને સ્વદેશીની પ્રીતિનો કાળ હતો. અંગ્રેજોના રીત-

રિવાજ અને ભાષા શીખી તેમના વહાલા વારસદાર બનવાની અભિલાષાઓવાળા કોંગ્રેસના મૂળ સ્થાપકોનો યુગ વીતી ગયો હતો અને સ્વદેશી તથા સ્વભાષાનું અભિમાન કેળવનારો 'લાલ, બાલ ને પાલ'નો જમાનો આવ્યો હતો. દીર્ઘદૃષ્ટિવાળા શ્રીમંત સયાજીરાવે વડોદરામાં પુસ્તકાલય પ્રવૃત્તિનું મંડાણ કર્યું હતું. વિનુ અને તેના મિત્રમંડળે વડોદરાનાં પુસ્તકાલયોનો ખૂબ લાભ લીધો. જૂના મરાઠી સાહિત્યમાંથી તારવી તારવીને મલાઈ જેવું ઉત્તમ જે કાંઈ હતું તે બધું વિનાયક હજમ કરી ગયા. મોરોપંતના આર્યાભારત અને કેકાવલી વિનાયક ખૂબ રસથી વાચતા. કેકાવલી તો એટલી ગમતી કે ઊંચે અવાજે એની કેકાઓ ગાતા એ કલાપીને ખ્યાલ પણ ન રહેતો કે ગલીને ગજાવતો એનો કેકારવ કોઈને ખોટી કટકટ જેવો તો કદાચ નહીં લાગે ને! એ કેકાવલી વિનાયકને માટે સંસ્કૃત પ્રવેશિકા નીવડી. એમાં મોરોપંતે કાવ્યરસથી મરાઠી અને સંસ્કૃતને એવી સરસ સાંધી લીધી છે કે કયો શબ્દ મરાઠી ને કયો સંસ્કૃત તે જડે જ નહીં. શાળામાં તો ફ્રેંચ લીધું હતું. પણ રુખમાઈને એ રુચતું નહોતું કે આપણા ધર્મની ભાષા સંસ્કૃત તે આને આવડશે જ નહીં. વિનાયકે તેને કહ્યું, 'તું એની ચિંતા ના કરીશ. તે આવડવાની હશે તો આવડ્યા વગર ક્યાં જવાની છે? દરેક વાત નિશાળમાં જ શીખવી પડે એવું થોડું જ છે?'

આ કેકાવલીમાંથી વિનોબાએ ચૂંટેલી સો કેકાઓનો સંગ્રહ તરતમાં બહાર પડવાનો છે તેની પ્રસ્તાવનામાં વિનોબાએ લખ્યું છે: 'આગળ ઉપર સંસ્કૃત શીખવાનું જરા યે અઘરું ન લાગ્યું અને આજે જ્યારે મારા નામની સાથે પંદરવીસ ભાષાનાં જ્ઞાનનું લેબલ ચોંટ્યું છે, ત્યારે પણ મને

બરાબર ભાન છે કે મરાઠીને બાદ કરતાં સંસ્કૃત જેટલું બીજી એકે ભાષાનું જ્ઞાન મને નથી. સંસ્કૃતનો ધ્વનિ મારા કાનને કોઠે પડી ગયો છે. આનું શ્રેય થોડું તો મોરોપંતની કવિતાને મારે આપવું પડશે....વિપુલ ટીકાટિપ્પણ સહિત મોરો પંતની કવિતાઓનો મેં સારી પેઠે અભ્યાસ કર્યો હતો. કેટલીક તો મોંએ ચઢી ગઈ હતી તેથી સંસ્કૃતનાં ક્રિયાપદો-નાં ક્લિષ્ટ રૂપોનો ત્રાસ અનુભવ્યા વગર સંસ્કૃત મને આવડી ગયું. આગળ ચાલતાં ત્રણ અઠવાડિયાં સંસ્કૃત વ્યાકરણ પર ગાળીને હું ધર્મગ્રંથોના અધ્યયન માટે તૈયાર થઈ ગયો. શાળામાં સંસ્કૃત ન લીધું તેથી મને કશું નુકસાન ન થયું. ગોખણપટ્ટીથી બચ્યો. હું કદી ગોખણપટ્ટી કરી જ શકતો નહોતો. આગળ કૉલેજમાં ત્યાં શિખવાતા દરબારી (વિલાસી) સંસ્કૃત કવિઓનાં કચરાપટ્ટી સાહિત્ય શીખવાથી હું બચી ગયો અને વિક્ટરહ્યુગોના લા'મિઝરેબલ જેવા અપ્રતિમ પુસ્તકને મૂળ ફ્રેંચ ભાષામાં વાંચવાની તક મને મળી.'

વિનાયકની વિદ્યાભ્યાસંગિતા સાહિત્યથી સમાપ્ત નહોતી થતી. તે કાળમાં અંગ્રેજ સરકારે વાંધાભરેલું અને રાજદ્રોહી કહીને જપ્ત કરેલું સાહિત્ય પણ વિનાયક રસથી વાંચતા અને પોતાના મિત્રમંડળને વંચાવતા. સાવરકરે લંડનમાં બેઠાંબેઠાં ૧૮૫૭ના પહેલા સ્વાતંત્ર્યસંગ્રામનો ઇતિહાસ લખ્યો હતો અને ઇટાલિયન દેશભક્ત મૅઝિનીના ચરિત્રની એમના હાથની લખાયેલી પ્રસ્તાવના જુવાન હૈયાંને સળગાવી મૂકે તેવી હતી. વળી પાંગારકરે 'રામદાસી બુવા'નામે એક વાર્તા લખીને છૂપી રીતે દેશભક્તો કેવી રીતે ચળવળ ચલાવી શકે તેની રોમાંચક કલ્પના રજૂ કરી હતી. આ બધી ચોપડીઓ જપ્ત થયેલી હતી. વાંચતાં પકડાય તો ભોગ

લાગે, પણ વિનાયક ક્યાંકથી પણ મેળવી આ પુસ્તકો અનેક વાર વાંચી ગયા હતા. વિનાયકે એક વિદ્યાર્થી મંડળ સ્થાપ્યું હતું તેમા આવું વાચન અને તેના પર મનન, ચિંતન અને ચર્ચાઓ ચાલતી. વિનાયક ઓજસ્વી વક્તા હતા. મૅઝિની પર એમણે ત્યારે જે ભાષણ આપ્યુ હતું તેમાં જે તણખા ઝરતા હતા તે આજે પણ મિત્રો સભારે છે. વળી વાંચીને, બોલીને બેસી રહીને ચેન પડે તેવા આ મિત્રો નહોતા. બધા ગરમાગરમ જહાલ વિચારવાળા હતા. લાલા લજપત રાયે ભારતની વિશાળ જનશક્તિનો ખ્યાલ આપવા કહેલુ કે 'બધા સંપ કરી એક જગ્યાએ થૂકીએ તોપણ એવડો મોટો થૂકનો પ્રવાહ થાય કે આ લાખ અંગ્રેજ હાકેમો તો એમાં તણાઈ જ જાય. પણ તેત્રીસ કરોડ લોકો સપ કરીને થૂકે ત્યારે ને!' એટલે આકળા જુવાનો વિચારતા કે લાખ જુવાનો એવા નીકળે, કે જેઓ એકએક ગોળીથી એકએક અંગ્રેજને વીંધી નાખે અને તો જ સ્વરાજ ઝટ આવે. વિનાયકના નેતૃત્વ નીચે જામેલુ મંડળ પણ આવા વિચારોથી બાકાત નહોતું.

## તુકારામ બૅંકના મૅનેજર બને તો?

વાતો તો ખૂબ થઈ. હવે આ વિશે કાંઈક કરવું જોઈએ એવી ચર્ચા એક વાર વિદ્યાર્થીમંડળમાં ઊપડી. ઘણી જાતના વિચારો ત્યારે ચાલતા. શું કરી શકાય એ સતત મૂંઝવતા સવાલના જવાબમાં છેવટે એવો સાર નીકળ્યો કે એક સંગઠન ઊભું કરવું જોઈએ. સ્વાભાવિક છે કે નાયક પર બધાની નજર આવે વખતે જાય. મિત્રો વિનાયકને કહે કે તમે સગઠન રચીને તેના તત્રનું સચાલન હાથમાં લો. વિનાયકને અને બીજાને તો બાર આડિઉ છેકુ હતું, પણ આ તંત્રની

તરખટમાં પડવું ને સંતાઈને તેનું સંચાલન કરવું એ વિનાયકના સ્વભાવથી સાવ ઊલટું હતું. એ કહે, 'અરે નારે ના, એ મારું કામ નહીં. તમે કાંઈ ઊભું કરતા હો તો હું સભ્ય જરૂર બનું અને બૉમ્બ નાખવા મોકલો તો તે ય કરું. બાકી હું વળી તંત્ર શેનો રચું? તમે તુકારામને કોઈ બૅંકનો મૅનેજર બનાવો તો શું થાય? તેમ મને સંચાલક બનાવો તો તમારું કામ થઈ રહ્યું!'

તંત્રો, સંગઠન અને સંસ્થાઓ માટેની વિનોબાની ગનાં મૂળ એમના બચપણ જેટલાં ઊંડાં છે. 'મૂરખરાજ' મની વાર્તા લખનારા ટૉલ્સ્ટૉયને ગુરુ માનનારા ગાંધીજી ણ રાજ્યસંસ્થાઓના પાયામાં હિંસા જોતા અને સિદ્ધાંતે તે અરાજ્યવાદી હતા. વિનાયક પણ મૂળ સ્વભાવથી જ રાજ્યવાદી હતા, તેથી આગળ જતાં વિનોબાનો વિચારતંતુ ાંધીજીના વિચાર-સૂત્ર સાથે સહેજે સંધાઈ ગયો. વિનોબાએ ાંધીજીના મૃત્યુ પછી સર્વોદય સમાજ એવો રચ્યો કે જેમાં ાંધી રાખીને બચાવવું પડે તેવું બંધિયાર બંધારણ જ મળે. ઈશ્વરની સૃષ્ટિનાં સજીવ સર્જનોની જેમ સર્વે સભ્યો ર્વતંત્ર સ્વતંત્ર અને છતાં વિચારો કરવા ભેળા મળે. પૂર્ણ મુક્તિની ઝંખના કરતા માનવીની આકાંક્ષાઓ ઇતિ-ાસમાં વારેવારે વળીવળીને અરાજ્યવાદના ધ્યેય તરફ ધસે . માર્ક્સે પણ શુદ્ધ સામ્યવાદી સિદ્ધાંતો પર વિકસતા માજનું અંતિમસ્વરૂપ કેવું ફલિત થશે તે બતાવતાં કહ્યું- કે, ત્યારે રાજ્યસત્તા ચિમળાઈને ખરી પડશે. પણ આજે ા માર્ક્સને માર્ગે ચાલનાર રશિયામાં રાજ્ય સર્વસત્તાધીશ ઈ પડ્યું છે. પણ ગાંધીજીને પગલે ચાલનાર વિનોબા મિનો પ્રશ્ન અને અસમાનતાનો પ્રશ્ન ઉકેલવા માટે રાજ-

સત્તાનો આશરો શોધવાને બદલે જનતાને જગાડીને એનું હૃદયપરિવર્તન કરીને ક્રાંતિ સિદ્ધ કરી રહ્યા છે. એ માર્ગે જ રાજસત્તા ચિમળાઈને ખરી પડે એવા ભવિષ્યની સિદ્ધિ દેખાય છે.

## સ્વાધ્યાય અને સ્વાશ્રય

અદૃશ્ય ભવિષ્યની કેડી પરથી પાછા વળી વડોદરાની શેરીમાં સાડાત્રણ રૂપિયાના માસિક ભાડાથી વિનાયકના વિદ્યાર્થીમંડળે ભાડે રાખેલા પહેલા માળાના ઓરડામાં ડોકિયું કરીએ.

અધ્યાયમાં તો સામસામા હારબંધ વ્યવસ્થિત વ્યૂહમાં ઊભેલા મહારથીઓની ઓળખાણો હતી. એમાં કશો ગુંચવાડો નહોતો. પણ બીજામાં તો વિચારોનું તુમુલ યુદ્ધ હતું. સ્થિતપ્રજ્ઞ કોણ, અર્જુન કોણ, કૃષ્ણ કોણ, એ બધું ઓળખવાનું અઘરું લાગતું હતું. કૃષ્ણે સંજયને તો દિવ્યદૃષ્ટિ આપી હતી, પણ વિનાયક જાતે સ્થિતપ્રજ્ઞ આદિ ગીતાકારે વર્ણવેલી અદ્ભુત અવસ્થાઓ સ્વાનુભવે પારખીને પછી તેને માતાની ભાષામાં અને પોતાના જીવનમાં ઉતારવા માગતા હતા; ત્યારે તો એ તદ્દન અશક્ય લાગ્યું હતું તેથી તેનો વિચાર ગાંઠડી બાંધીને ઊંચો મૂકી દીધો હતો. આજે ગીતારહસ્ય વાંચ્યા પછી ફરી એ ગાંઠડીમાં પુરાયેલી અભિલાષા સળવળતી હતી, પણ હજી સ્થિતપ્રજ્ઞની અવસ્થા દૂર હતી. એટલી જ દૂર હતી જેટલી પેલા લખોટી રમતા અબુધ છોકરાઓથી વિદ્યાર્થીમંડળની આ મેડી.

કાલે જ આ ભાડાની મેડીનું ભાડું ચૂકવવા મા પાસેથી સાડાત્રણ રૂપિયા માગતાં કેટલો સંકોચ થયો હતો, તે વિનાયક યાદ કરતા હતા. માએ તો હસીને ખુશીથી રૂપિયા કાઢી આપ્યા હતા અને એની પાસે માગવામાં સંકોચ શો હોય? પણ અમે આવડા મોટા થયા તો યે મા પાસે માગવા જઈએ તે શું શોભીએ? એમણે રઘુને પૂછ્યું, 'રઘુ, તારે ત્યાં જમનાબાઈ દળણું દળવા આવે છે તેને શેરનું શું આપવું પડે છે? આપણે દળીએ તો મહિનામાં આ મેડીના ભાડા જેટલું નીકળી રહે કે નહીં?'

અધ્યાયમાં તો સામસામા હારબંધ વ્યવસ્થિત વ્યૂહમાં ઊભેલા મહારથીઓની ઓળખાણો હતી. એમાં કશો ગુંચવાડો નહોતો. પણ બીજામાં તો વિચારોનું તુમુલ યુદ્ધ હતું. સ્થિતપ્રજ્ઞ કોણ, અર્જુન કોણ, કૃષ્ણ કોણ, એ બધું ઓળખવાનું અઘરું લાગતું હતુ. કૃષ્ણે સંજયને તો દિવ્યદૃષ્ટિ આપી હતી, પણ વિનાયક જાતે સ્થિતપ્રજ્ઞ આદિ ગીતાકારે વર્ણવેલી અદ્દ્ભુત અવસ્થાએ સ્વાનુભવે પારખીને પછી તેને માતાની ભાષામાં અને પોતાના જીવનમાં ઉતારવા માગતા હતા; ત્યારે તો એ તદ્દન અશક્ય લાગ્યુ હતું તેથી તેનો વિચાર ગાંઠડી બાંધીને ઊંચો મૂકી દીધો હતો. આજે ગીતારહસ્ય વાંચ્યા પછી ફરી એ ગાંઠડીમા પુરાયેલી અભિલાષા સળવળતી હતી, પણ હજી સ્થિતપ્રજ્ઞની અવસ્થા દૂર હતી. એટલી જ દૂર હતી જેટલી પેલા લખોટી રમતા અબુધ છોકરાઓથી વિદ્યાર્થીમંડળની આ મેડી.

કાલે જ આ ભાડાની મેડીનું ભાડું ચૂકવવા મા પાસેથી સાડાત્રણ રૂપિયા માગતાં કેટલો સંકોચ થયો હતો, તે વિનાયક યાદ કરતા હતા. માએ તો હસીને ખુશીથી રૂપિયા કાઢી આપ્યા હતા અને એની પાસે માગવામાં સંકોચ શો હોય? પણ અમે આવડા મોટા થયા તો યે મા પાસે માગવા જઈએ તે શું શોભીએ? એમણે રઘુને પૂછ્યુ, 'રઘુ, તારે ત્યાં જમનાબાઈ દળણું દળવા આવે છે તેને શેરનું શું આપવું પડે છે? આપણે દળીએ તો મહિનામા આ મેડીના ભાડા જેટલુ નીકળી રહે કે નહી?'

પણ વિનાયકની ઉત્કટ ઇચ્છા છતાં ત્યારે તો એ પાર ન પડ્યું. પણ જ્યારે થોડા વર્ષ પછીથી, ગાંધીજીના આશ્રમ ના થોડા અનુભવ પછીથી, વિનોબા વાઈ ગયા અને ત્યાં

પુસ્તકાલય સ્થાપ્યું, ત્યારે લોકોનાં દળણાં દળી પુસ્તકાલયનો ખરચો કાઢવાની યોજના એમણે પાર પાડી ખરી!

## સૂર્ય સમા પિતા

આવા વિલક્ષણ ચરિત્રવાળા વિનાયકને પિતા અને માતા તરફથી ભિન્નભિન્ન પણ ઊંડા સંસ્કારો મળ્યા હતા.

પિતા નરહર ભાવે ખૂબ સ્વમાની, અક્કડ, વ્યવસ્થિત અને વ્યવસ્થાના આગ્રહી, ઉદ્યમી અને ચીવટવાળા પુરુષ હતા. બાળકોને પોતાના ઘડાથી ઉદ્યોગોનો શોખ વળગે તે ગણતરીથી પોતાની કચેરીના કામ ઉપરાંત સવારસાંજ ફુરસદ કાઢી લાકડાંના બીબા કોતરતા અને કપડા પર મૂળાક્ષરના ફિત્તા છાપતા. છોકરાઓની ભાષાની શુદ્ધિ વિશે પણ ખૂબ ચોકસાઈ. ઠક્ઠક્ બીબું કોતરતા હોય, પણ બાજુના ઓરડામાં સ્પેલિંગ ગોખતો વિનુ કે બાળુ એક વાર પણ ઉચ્ચાર ખોટો કરે કે તરત પિતાજીની ત્રાડ સંભળાઈ જ સમજો, 'અલ્યા, ડિક્ષનેરી ઉઘાડીને જો. તારો જીભનો ઉચ્ચાર સુધાર. ઘાણીના બેલની જેમ આંખો બંધ કરીને મહેનત કરવાથી શું વળવાનું છે?'

દાક્તરી વગેરે આધુનિક વિદ્યાઓમાં એમને ખૂબ વિશ્વાસ હતો. જૂનવાણી માન્યતાઓ અને આહારવિહારના સંકુચિત વિચારોથી તેઓ તદ્દન વિમુખ હતા. એમનું શરીર જબરું હતું, પણ અચાનક વજન ઘટવા માંડ્યું. દાક્તરે કહ્યું કે 'આ–તે દવા ટચો.' એમણે તે વખતના જૂનવાણી વિચારોની જરા યે પરવા કર્યા વગર દવાઓ લીધી. દાક્તરે કહ્યું, 'તમારાં ફેફસાં નબળાં પડતા લાગે છે. કસરત તરીકે ગાવાનું રાખો.' પંચાવન વર્ષની પાકટ વયે 'સા....રે....ગ....મ' શીખવા બેસતાં કોઈને જોયો છે? પણ નરહર ભાવે જેનું નામ!

નાનો દીકરો બાલકૃષ્ણ–બાલુ–સંગીત થોડું શીખ્યો હતો. તેને સામે બેસાડી કહ્યું, 'બાલુ મને શીખવ,' અને મજાક નથી, એને આવડતું હતું તેટલું એની પાસે શીખી લીધું અને પછી બીજા ઉસ્તાદો પાસેથી શીખવા લાગ્યા. શીખીને એટલા પાવરધા થયા કે બીજાને પોતે સંગીત શીખવવા લાગ્યા અને જતે દહાડે સંગીતશાસ્ત્ર પર પુસ્તકો પણ લખ્યાં. એમનો આ ખત અને નિઃસંકોચ નવું જ્ઞાન ગમે તેની પાસેથી પ્રાપ્ત કરી લેવાની તમન્ના જોઈએ છીએ ત્યારે એ વાતની નવાઈ નથી લાગતી કે એ બાપના બેટા વિનોબાએ પિસ્તાળીસમે વર્ષે અરબી શીખી લઈ, મૂળ કુરાને શરીફનો ઊંડો અભ્યાસ કરી, એની અરબી આયાતો અશિુદ્ધ ઉચ્ચારથી મૌલાના આઝાદને સંભળાવીને 'હાફિજ'નું બિરુદ મેળવ્યું.

નરહર ભાવે કડક ખૂબ હતા. છોકરાઓ ડરતા. વિનાયક એમની અડફટથી દૂર જ રહેતા. જપ્ત થયેલાં પુસ્તકો વાંચી, જોઈએ તો મા સાથે એની તાત્ત્વિક છણાવટ કરે, પણ પિતાજી–વારતહેવારે એમનાં પુસ્તકો અને પેટીઓની તળિયાઝાટક ઝડતી લે તેમાંથી એ ગુપ્ત ખજાનાને બચાવવા પૂરતી સાવચેતી લેતા. જરાક ગાફેલીમાં પડ્યા તો પિતાજીના પ્રચંડ ક્રોધનો ભોગ થઈ જવાશે એની એમને પૂરી ખબર હતી, તેથી એ સૂર્યથી ખાસ્સા છેટા જ રહેતા જેથી બળાય નહીં પણ હૂંફ મળતી રહે.

નરહર ભાવેનું પારિવારિક જીવન પણ સૂર્યના પારિવારિક જીવન જેવું જ ગયું. નવનવ ગ્રહોથી ભર્યુંભાદર્યું સૂર્યમંડળ છતાં દિવસે સૂર્ય એકલવાયો તપે છે. તેમ નરહર ભાવેના જીવનને મધ્યાહ્ને ૧૯૧૮માં રુખમાઈ ઈન્ફ્લુ-

એન્ઝામાં ગુજરી ગયા અને ત્રણ પુત્રો એક પછી એક ઘર છોડીને જાહેર સેવાના ક્ષેત્રમાં જતા રહ્યા. ચોથો માની સાથે જ સ્વર્ગે સંચર્યો. એકે દીકરાએ લગ્ન ન કર્યું. ત્રણ દીકરા જીવતા, જગતમાં પૂજાતા, છતાં નરહર ભાવે પૌત્ર-પૌત્રીના પિંડથી વંચિત રહ્યા. પણ સ્વમાની નરહર ભાવે બીજાના સિદ્ધાંતની આડે ન આવતા તેમ જ પોતાનો સિદ્ધાંત પણ ન છોડતા. પહેલા બે પુત્રો, વિનોબા અને બાળકોબા ઘર છોડી ગાધીજી સાથે ભળી ગયા તે પછી શિવાજીને તેઓ કહેતા, 'જો શિવા, તને પણ આ ઘરના નિયમો ફાવતા ન આવતા હોય તો તું પણ ખુશીથી જઈ શકે છે. તમારા ગાંધીજીના આશ્રમના નિયમો હોય છે, તેમ મારા આ ગૃહસ્થાશ્રમના પણ નિયમો છે.' અને જ્યારે શિવાજી પણ ગયો, ત્યારે ય નરહર ભાવેએ પોતાનો આશ્રમ ન છોડ્યો. સૂર્યની જેમ સાવ એકલે પંડે એમણે દૂર ક્ષિતિજ સુધીનો પંથ કાપી નાખ્યો. વડોદરાનાં પુસ્તકાલયોથી પરિચિત એવા ઘણા ય લોકો એમને નિયમિત એમના છેલ્લા દિવસો સુધી લાકડીને ટેકે વાચનાલયની સીધી સીડીઓ ચડતા ને ઊતરતા છતાં કદી નિસાસો પણ નહીં નાખતા જોયાનું યાદ કરે છે.

## —અને ચંદ્રમા સમી મા

પિતા સૂર્ય જેવા હતા તો 'વિન્યા'ની 'આઈ' ચંદ્રમા જેવી હતી. વિનોબાને આજે પૂછો કે તમને મા તરફથી શું શું મળ્યું, તો કહેશે કે ગણ્યુ ગણાવાય તેમ નથી. કેટલીય વાર તેમણે મા પાસેથી પોતાને મળેલા પાઠોને લાગણીપૂર્વક સંભાર્યા છે.

રૂખીમાઈ તદ્દન અસામાન્ય કોટિનાં સ્ત્રીરત્ન હતાં એવું નથી, પરંતુ તેઓ એક આદર્શ મહારાષ્ટ્રીય મહિલા હતાં. ધર્મ અને સતોમાં એમની ઊંડી શ્રદ્ધા હતી. મરાઠી સંતોનાં અનેક પદો એમને જીભને ટેરવે હતાં. નાહતાં કે રસોઈ કરતાં એ ભજનો ગણગણતાં જ હોય અને 'વિન્યા'ના કુમળા ચિત્ત પર સંત સંસ્કૃતિની બહુરંગી રંગોળીની અમીટ મુદ્રા પુરાતી જતી હોય. પડોશીઓની નિંદા કે ખટપટમાં એને રસ નહોતો. એના દેવને રીઝવવામા અને સંતવાણીમાથી આ દુનિયાદારીને સહ્ય બનાવવાની કળા શીખવવામાં એ ભક્તિરસ ઘેલી આઈ એટલી મશગૂલ રહેતી કે કોઈવાર દાળમાં કે શાકમાં મીઠું વત્તુઓછું પણ પડતું કે રહી પણ જતું. પણ 'વિન્યા' ધૂની માનો સવાયો ધૂની બેટો હતો. એ પણ રૂસો કે ગીતાના વાચનથી ચિંતનને ચકરાવે એવો ચઢેલો હોય કે દેહ પોતાનો દંડ ભાણા પાસેથી ઉઘરાવતો હોય, અર્થાત્ પોતાથી જમાતું હોય, ત્યારે જરા યે ધ્યાન એ ક્રિયામા એનુ ન હોય. નાનો 'બાલુ' કહે ત્યારે ખબર પડે કે મીઠું છે જ નહીં. તો ય 'વિન્યા' તો મશગૂલ જ હોય, બહુ હોકા સભળાય અને વિચારચક્રમાં ખલેલ પડે ત્યારે ખિજાઈને કહે, 'અરે ભલા માણસ, ચપટી મીઠું હોય તો યે શું ને ન હોય તો યે શું? એનાથી કઈ સાધના નિષ્ફળ જવાની છે? એવી નાની બાબતમાં શું જીવ ઘાલવો'તો?'

આઈ પ્રાચીન ધર્મની ઉપાસક હતી એ ખરું, પણ ધર્મનું અસલ તત્ત્વ એને કેટલી યે આર્યસ્ત્રીઓની જેમ જાણે કે ગળથૂથીમાંથી મળ્યુ હતું અને 'વિન્યા'ને એ તત્ત્વ ઘણી સરળ દલીલો અને સચોટ દાખલાઓથી એ આપતી. ગુપ્તદાન કરવા માટે લાડવાની અંદર પાવલી તો

મૂકી, પણ પાછા પંડિતને કાનમાં કહ્યું, 'જો જો મહીં દખણાની પાવલી છે. ચાવતાં દાંત ક્યાંય પડી ન જાય!' આવી રીતે ગુપ્તદાન કર્યામાં ગુપ્તદાનનો મહિમા ક્યાં રહ્યો એમ કહી એ વિન્યાને કહેતી કે આવી ખોટી રૂઢિઓ નભાવવામાં કશો અર્થ નથી. સાચું દાન કરનારાએ તો દાન કર્યાનો અહંકાર ત્યાગવો જોઈએ. નેકી કરવી અને નદીમાં નાખી દેવી.

માની આવીઆવી વાતો વિનોબાએ ખૂબ ધ્યાનથી સાંભળી છે અને એને પોતાના વિશાળ વાચનથી માંજીને જીવનના શાસ્ત્રીય સિદ્ધાંતો પણ રચ્યા છે. વિનોબા આજે પણ દાન વિશે કહે છે કે નેકી કર ઔર નદીમેં ડાલ. એક વાર એક ગૃહસ્થે વિનોબાને દાન આપી એમાંથી બનનારા મકાન પર પોતાના નામની તકતી મુકાય એવી ઇચ્છા પ્રગટ કરી. વિનોબાએ દાન લેવાની ના પાડી અને સલાહ આપી, નેકી કર ઔર નદીમેં ડાલ. આજે એ વિનોબા ભૂમિદાન કરનારને પણ કહે છે કે દાનમાં અભિમાન ન જોઈએ. કન્યાદાન કરનારો સસરો દાન લેનારા જમાઈના પગ ધોઈ એને પૂજે છે, તેવી નમ્રતાથી દાન આપો. આ ભિક્ષા નથી માંગતો, દીક્ષા આપું છું, દાન એટલે તો સરખો ભાગ. દરિદ્રનારાયણને એનો ભાગ આપો તેમાં આપ્યાનું અભિમાન શું હોય?

## ભિખારી–વેશે ભગવાન

જગતમાં સારા–નરસાનો ઇન્સાફ તોલવાનું અભિમાન દરેક બુદ્ધિવાદીને થોડુંઘણું હોય છે, પણ સરળ ભક્તિ અને નમ્રતાવાળા મનુષ્ય એમાંથી તરી જાય છે. 'વિન્યા'ને પોતાની બુદ્ધિને આવા નમ્ર વિવેકથી મુક્ત બનાવવાની

ચાવી આઈ પાસેથી જડી. એ પોતે લખે છે:

'એક વાર મેં પણ માને ઘણા લોકોની જેમ પૂછ્યું કે મા એક જાડો તગડો અને કામ કરી શકે તેવો માણસ બારણે ભીખ માગવા આવ્યો છે. એવાને ભીખ આપવી એ તેના આળસ ને પ્રમાદને ઉત્તેજન આપવા બરાબર છે. અને મેં મારી વાતના ટેકામા ગીતાનો 'देशे काले च पात्रे च' વાળો શ્લોક ટાકયો. માએ કહ્યું, 'વિન્યા, બેટા ભિખારીને વેશે આ તો ભગવાન આપણે બારણે આવ્યો છે. હવે તું પાત્ર-અપાત્રનું ડહાપણ ડો'ળ જોઉં! તું ભગવાનને તો અપાત્ર નહિ ઠેરવે ને? આ પાત્ર અને પેલો અપાત્ર એવો ભેદ પાડનાર હુ અને તું કેટલાં પાત્ર છીએ? મારે તો બહુ લાણુ કાંઈ વિચારવાનુ નથી. મારે તો એ ભિખારી ભગવાનરૂપ છે.' માએ મારા તર્કના જવાબમા આ જે કહ્યુ તેનો વળતો જવાબ મને આજ દિન સુધી નથી મળ્યો.' ન જ મળે. અહંકારનો કમળો આંખમાથી જતો રહે, પછી જગત પીળું શેનુ દેખાય?

અર્વાચીનકાળ પ્રાચીનકાળથી ઊતરતો છે એવી માન્યતા આપણા દેશમાં એક રોગચાળાની જેમ ફેલાયેલી છે. આઈએ વિનોબાને સમયસર એ ચેપથી બચવાનું ઇજેકશન આપ્યુ હતું. તે યાદ કરી વિનોબા કહે છે, 'એક દિવસ ભક્તવિજય વાંચતાંવાંચતાં મે કહ્યુ, 'મા, આવા સતો તો માત્ર પ્રાચીન કાળમાં જ સંભવે.' ત્યારે માએ કહ્યું, 'બેટા, સતો તો આજે પણ છે જ. આપણને ખબર નથી એટલુ જ. સતો ન હોત તો આ પૃથ્વી ટકી રહી છે તે કોના તપથી?' બાળપણમાં આવું શીખી ચૂકેલા વિનોબાને માટે બાપુજીનુ સત્યના વ્રતનું તત્ત્વજ્ઞાન સમજી લેવુ સાવ સરળ હતું. બાપુએ કહ્યું છે કે

સત્ એટલે હોવું. સત્ ન હોય એમ બને નહીં અને અસત હોય એમ બને નહીં. બુદ્ધિશાળીઓને આ ગાંડી અવાસ્ત વિક શ્રદ્ધાનો લવારો ભલે લાગે, પણ આ બહુમતીથી ચાલતી લોકશાહીમાં એ સમજવું કઠણ નથી કે, ભલે સરકારનાં ગમે તેટલાં વિરોધી હોય, પણ એનું રાજ્ય એટલા માટે જ ટકી રહ્યું છે કે બહુમતી સરકારને ટેકો આપે છે. સત્યથી વિપરીત ભલે ઘણું દેખાતું હોય પણ અસ્તિત્વ માત્ર લોપ નથી પામ્યું તે જ બતાવે છે કે, સત્યનુ પ્રમાણ પચાસ ટકાથી તો વધારે છે જ.

## માનો શિક્ષક

માદીકરાની વચ્ચેની સાંસ્કૃતિક આપલેનો સંબંધ અદ્ભુત હતો. મા સરળ સંતવાણી કહેતી તો વિનાયક એને વેદની વાતો કહેતો, 'કેસરી' વાંચી સંભળાવતો અને છપાયેલુ સંત સાહિત્ય ઉકેલવામાં મદદ કરતો. એક વાર આઈ 'ભક્તિ માર્ગપ્રદીપ' વાંચતી હતી. એ વાંચતાં માંડ થોડું શીખેલી, એકએક અક્ષર છૂટો પાડીપાડીને ઉકેલતી હતી. પા કલાક નીકળી ગયો, પણ ભજન પૂરું વંચાઈ ન રહ્યું. વિનાયક મેડીએ બેઠા સાંભળતા હતા. નીચે આવીને માને ભજન ઝટ વંચાવી દીધુ. પછી રોજ થોડો વખત શીખવવાનું રાખ્યુ અને એમ પુસ્તક પૂરું કરાવ્યું.

## બ્રહ્મજિજ્ઞાસુનો ગૃહત્યાગ

માદીકરાના આવા સંબંધથી બુદ્ધિવાદી વિનાયકના હૃદયમાં ભક્તિ અને શ્રદ્ધાનાં મૂળ ખૂબ ઊંડે નાખી દીધાં હતાં. અને એને કારણે જ જહાલ રાજદ્વારી વિચારોવાળા થયા છતાં વિનાયક બ્રહ્મજ્ઞાન અને મોક્ષનો માર્ગ અત્યંત

તીવ્રતાથી શોધતા હતા.

અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી વર્ગમાં હમેશાં ઉપલે નંબરે આવનારા, ગણિત અને ભાષામાં એક્કો ગણાનારા, વિનાયક મેટ્રિકમાં માત્ર 'પાસ' થયા! ભણતરનો કૂવો એમના વિશાળ જ્ઞાનસાગરને ઝંખતા પિપાસુ આત્માને બંધિયાર લાગવા માંડ્યો. ઘર સાંકડું પડવા લાગ્યું. મેટ્રિક થઈ કૉલેજમાં ગયા ત્યાં પણ આ ભાવના દિનપ્રતિદિન પ્રબળ થતી ગઈ. વડોદરા કૉલેજના એક વેરણ્યા પ્રિય પ્રૉફેસર અરવિંદે બંગાળાને 'બંદે માતરમ્'થી એઠું કરી દીધું હતું. ત્યાં જુવાનિયાઓએ બૉંબ અને પિસ્તોલથી બળવો શરૂ કર્યો હતો. મહાચિંતક અરવિંદ બૉંબયુગ અને આધ્યાત્મિક વિશ્વની વચ્ચે ઝૂલતા હતા. છેવટે ભારતની સંત સંસ્કૃતિ એમને યોગીના એકાંત પ્રત્યે તાણી ગઈ. વિનાયક પણ ગુપ્ત ક્રાંતિકારી દળમાં જોડાવું અને બૉંબ ફોડી શહીદ થાઉં કે વારાણસી જઈ બ્રહ્મવિદ્યા શીખી હિમાલય જઈ મોક્ષનો માર્ગ કાપું એવી દ્વિધામાં પડ્યા હતા. પણ એમાં વધુ પ્રબળ બ્રહ્મજિજ્ઞાસા હતી. મિત્રો સાથે ઘર છોડવાની વાત થઈ ત્યારે એકે પૂછ્યું, શા માટે? તો જવાબ મળ્યો, 'अथातो ब्रह्मजिज्ञासा। હવે બ્રહ્મ વિશે જાણવા નીકળવું છે.'

છેવટે નિશ્ચય થઈ ગયો કે સદાને માટે ઘર છોડવું અને વિનોબાનું છોડવું એટલે એવી રીતનું છોડવું કે પાછા ફરવાનો માર્ગ જ સદાને માટે બંધ હોય.

'....હું માનું છું કે કેટલીક ચીજોને તો મૂળ પર જ કુહાડો ઝીંકીને તોડી નાખવી જોઈએ. ત્યાં 'ધીરેધીરે' અને 'ક્રમશઃ' જેવા શબ્દો વાપરવા એ બરાબર નથી. હું મારા જીવનમાં તેમ જ કરું છું.

૧૯૧૬માં મેં ઘર છોડયુ. આમ તો ઘરની પરિસ્થિતિ કાંઈ એવી નહોતી કે ત્યાં મારું રહેવાનું અશકય થઈ પડે. મા તો મને એવી મળી હતી કે જેને હજી આજે પણ રોજ સંભારુ છું. પિતાજી હજી જીવે છે.* એમનુ ઉદ્યમી-પણું, અભ્યાસવૃત્તિ, સ્વચ્છ અને સુઘડ રહેવાની ટેવ, સજ્જનતા વગેરે ગુણો સૌ કોઈને અનુકરણીય લાગશે. પણ આ બધું હોવા છતાં પણ મને એમ લાગ્યુ કે હું હવે આ ઘરમાં સમાઈ શકું તેમ નથી. જ્યારે ઘર છોડયુ ત્યારે ઇંટરમાં ભણતો હતો. કેટલાયે મિત્રોએ કહ્યું કે હવે બે જ વર્ષ લાગશે. બી. એ. ની ડિગ્રી લઈને જજો. એ સૌને મારો એક જ જવાબ હતો કે, મારી વિચાર કરવાની રીત એવી નથી. ઘર છોડતાં પહેલાં જુદાજુદા વિષયોનાં પ્રમાણપત્રો

તાનાજી માલુસુરેએ શિવાજી માટે સિંહગઢ જીત્યો. તેની કથા એવી છે કે ઘોને પૂંછડે રસ્સી બાંધી તાનાજીની સરદારી નીચે ચુનંદા મરાઠા લડવૈયાઓ કિલ્લામાં કૂદી પડ્યા અને ખૂબ બહાદૂરીથી લડ્યા. પણ દરવાજો ખોલી ન શકાયો. એ ઘોર યુદ્ધમાં તાનાજી વીરગતિ પામ્યા. મરાઠાઓ હિંમત હારીને યુદ્ધ હારવા બેઠા. નાસવાનાં ફાંફાં મારવા મંડ્યા. ત્યાં તાનાજીના ભડવીર ભાઈ સૂર્યાજીએ એમને પડકાર્યા, 'ક્યાં નાસો છો? મેં ઘોને પૂંછડે બાંધેલું દોરડું તો ક્યારનું કાપી નાંખ્યું છે.' આમ કે તેમ, મરવું તો છે જ તો લડીને બહાદૂરને મોતે કાં ન મરીએ? એવું વિચારી મરાઠાઓ જીવ મૂકીને લડ્યા અને સિંહગઢના સ્વામી થયા. પીઠ ફેરવીને નાસવાનું દોરડું જ કાપી નાખવાની આ રીત, ભલું હશે તો ગાગોદેથી જ વિનાયક ગળથૂથીમાં મેળવી લાવ્યા હશે. વારંવાર તેઓ કહેતા અને આજે પણ કહે છે કે સૂર્યાજીની જેમ દોરડું કાપી નાખવું જોઈએ. અને ઘર છોડતાં ટાઢે પેટે સર્ટિફિકેટો સળગાવી તેમણે સંસારમાં પાછા વળવાનાં દોરડાં કાપી નાખીને એ રીત પોતાના જીવનમાં આચરી બતાવી.

પણ પ્રતાપી પિતાની સાથે સામે મોંએ વાત કરી પોતાનો કક્કો ખરો કરી શકવાની ખાતરી વિનાયકને નહોતી. એટલે તેમનાથી એમણે પોતાના ગૃહત્યાગની વાત છાની રાખી હતી. ૧૯૧૬માં ઈન્ટરની પરીક્ષામાં બેસવાને બહાને મિત્ર ગોપાળરાવ કાળેની સાથે મુંબઈ જવા રવાના થયા અને સુરતને સ્ટેશને જ વચમાં ઊતરી પડ્યા. પિતાજી પર એક ટૂંકો પત્ર લખી ગોપાળરાવના હાથમાં આપ્યો અને કહ્યું કે, મુંબઈ જઈ પરીક્ષા પતી જાય પછી ટપાલમાં નાખજે,

એમાં પિતાને આશ્વાસન આપ્યું હતું કે, અણછાજતું એવું કશું પોતે નહીં કરે.

## સંતસંસ્કૃતિનો પ્રભાવ

આગળ કહ્યું તેમ હિંદુસ્તાનની ગુલામીની જંજીરો તોડવા બહાર પડેલા મહાપુરુષોમાં આ પ્રાચીન દેશની આધ્યાત્મિક સંસ્કૃતિએ પોતાનો પ્રભાવ દાખવવો શરૂ કર્યો હતો.

તિલક તો ધર્મશાસ્ત્રોના ઊંડા અભ્યાસી હતા જ. માંડલેની ૬ વર્ષની જેલમા એમણે ગીતારહસ્ય નામનો ગહન અભ્યાસપૂર્ણ ગ્રંથ લખ્યો હતો. એમા રાજકારણ અને ધર્મકારણનો મેળ બેસાડવાનો એમનો પુરુષાર્થ હતો.

તે જ રીતે બૉમ્બયુગના દ્રષ્ટા શ્રી અરવિંદ પણ વડોદરા હતા ત્યારથી જ યોગસાધનાની પાછળ પડ્યા હતા. છેવટે જ્યારે માણેકતોલા બૉમ્બકેસ ચાલ્યો ત્યારે સાથીઓની વચ્ચે અટકાયતમા પુરાયેલા એ મહાપુરુષને આ ઉત્પાતની અંદરની સ્થૂળતા, નાના માણસોની લઘુતા, એમના હરખશોક અને પોતાના ઉદાત્ત આધ્યાત્મિક આદર્શો, યોગીરાજ શ્રીકૃષ્ણના અધૂરા રહેલા કામને પૂરું કરી જગત પર એક ઊર્ધ્વતર જીવનને ઉતારવાનો પુરુષાર્થ કરવાની મહેચ્છા, એ બધા વચ્ચેના વિસવાદનો એ જેલમાં જ સાક્ષાત્કાર થયો. ફાંસી મળશે કે કાળાંપાણી એવી ચિંતા કરતા સાથીઓ વચ્ચે શ્રી અરવિંદ બે ઘૂંટણો પર બે હાથ બાંધી એકી આસને કલાકો સુધી ચિંતનમાં ડૂબી રહેતા. અંતે એ કેસમાંથી છૂટ્યા બરાબર શ્રી અરવિંદે રાજકારણમાથી ક્ષેત્રસન્યાસ લીધો અને પોંડિચેરીના એકાંતવાસમાં આત્મા સાથે યોગ

સાધવા બેસી ગયા અને એ મહાન યોગીએ આ સ્થળકાળ-થી પર એવું ઘણુંઘણું આપ્યું છે, જેનો પરિચય તો કાળ-ના વીતવાની સાથેસાથે વધતો જશે. સંતસંસ્કૃતિનો આ એક વિજય હતો, પણ રાજકારણની સ્થૂળતા અને અધ્યાત્મની સૂક્ષ્મતા વચ્ચે સંમેલનનો સેતુ હજી બંધાયો નહોતો. એ સેતુ બાંધવાનું કાર્ય પણ સંતસંસ્કૃતિ સિદ્ધ કરવાની હતી, તેથી આધ્યાત્મિક નૈતિકતાની ભૂમિકાએથી વિચારતા 'મહાત્મા'ને હાથે એણે રાજકારણમાં નીતિ, સદાચાર અને ધર્મનું શાસન શરૂ કરાવ્યુ.

આવા સંધિકાળમાં તરુણ વિનાયક પણ બૉમ્બની વાતો વીસરી મુમુક્ષુ બની ભારતીય સંસ્કૃતિની પ્રાચીન પરબ સમા વારાણસી–કાશીમાં બ્રહ્મવિદ્યા મેળવવા ઊપડી ગયા. એ પણ સંતસંસ્કૃતિનો એક પ્રભાવ હતો.

## કાશીમાં વિદ્યાભ્યાસ

વારાણસીના એ વસવાટ દરમ્યાનની વિનાયકની સાધ-નાઓ પર તો વિનોબા પોતે જ્યારે પૂરો પ્રકાશ પાડે ત્યારે ખબર પડે. આપણે તો આજે કેવળ એટલું જાણીએ છીએ કે વિનાયકે પ્રાચીન પરિપાટી મુજબ સંસ્કૃત, વેદવેદાંગ અને પિંગળનો અભ્યાસ અહીં આદર્યો હતો. માતાનું વેણ યાદ આવતું હશે તેથી ગીતાનો અનુવાદ કરવાની યોગ્યતા મેળવવી હતી. પિંગળની કસરત ચાલતી હતી. તેમાં કદીક ભાવોર્મિ ઊછળી આવતી અને કવિનું પોતાનું ચિત્ત એ કાવ્યના સૌંદર્ય પ્રત્યેના અહોભાવથી ડોલી ઊઠતું, ત્યારે એ કાવ્ય જે કાગળ પર લખાયું હોય તેનો પડિયો બનાવી પ્રસન્ન ચિત્તથી ગંગામૈયાને ખોળે વિનાયક એને વહેવડાવી દેતા.

'નેકી કર ઓર નદીમેં ડાલ' એ કથન એમના સ્વભાવનું એક અભિન્ન અંગ બની ગયું હતું.

કવિ વિનાયકના કવિત્વના વિષયો અને એમની કવિ-પ્રતિભાનો કાંઈક ખ્યાલ 'વિચારપોથી'માં વેરાયેલાં એમનાં કેટલાંક મુક્તકો પરથી આવે છે.

એક મુક્તકમાં કમળ અને ભમરાનું રૂપક લઈ વિષ્ણુને દરવાન બનાવીને બાંધી લેતા બલિદાનનો મહિમા વિનાયકે ગાયો છે. રૂપક તો પ્રાચીન છે અને બલિના દાનની કથા પણ પૌરાણિક છે. પણ એ પુરાતન ચીજોનો પોતાની કવિ-પ્રતિભાથી રાસાયનિક સંયોગ કરી તેમાંથી નવા અર્થ અને નવી વ્યંજનાનો ધ્વનિ નિપજાવવાનો કીમિયો વિનોબાને આજે પણ પ્રિય છે. 'દાન' અને 'યજ્ઞ'ના જૂના શબ્દો પર તદ્દન નવા અર્થની એમણે જે કલમો લગાડી છે તે બે જ વર્ષમાં કેટલી ફળી છે તે તો સૌ જાણે છે.

## અહિંસક ક્રાંતિ–ગુરુને ચરણે

એ પ્રાચીન નગરી કાશી પંડિતો અને પંડાઓનું ધામ બની હતી, તેવી જ રીતે બેશુમાર ગંદકીનું પણ ધામ બની હતી. વિનાયક મૂળે પોતાના ખાવાપીવા વિશે બેદરકાર, એટલે એમને તો અહીં સહેજ તપ થઈ ગયું–શરીર ગળી ગયું, પણ એ તપની બે સિદ્ધિઓ મળી. એક તો સનાતન હિંદુધર્મ-ના સિદ્ધાંતો અને એને નામે ચાલતું ધતિંગ એ બે વચ્ચેના ભેદનું અનુભવે દર્શન થયું અને બીજું, રાષ્ટ્રભાવનાને પગ-થિયે ચડીને ધર્મચિંતનને દ્વારે આવેલા વિનાયકને કાશીની જરીપુરાણી ધાર્મિકતાથી સંતોષ ન થયો, તેથી નવાયુગના ધર્મને શોધવા તરફ એમની વૃત્તિ વેગપૂર્વક વળી. રાષ્ટ્ર-

કર્તવ્યથી ઓતપ્રોત એવો એમનો આત્મા સમાજશાસ્ત્રી, અર્થશાસ્ત્રી અને રાજ્યશાસ્ત્રી ત્રણેના વર્તનના નિયમો ઠરાવતો આધુનિક ધર્મ ઢૂઢવા લાગ્યો

## ગરીબ ગાંધીની ગુરુતા

તેવામા મહાત્મા ગાધી વિશે એમણે જાણ્યુ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રારભ પ્રસગે પડિત મદનમોહન માલવીયાજીએ દેશ આખાના મોટામોટા વિદ્વાનો, રાજા-મહારાજાઓ અને વાઈસરૉયને પણ નિમત્ર્યા હતા. મોટા દરબાર જેવો ઠઠેરો હતો ગાધીજીને પણ બે શબ્દો કહેવાની વિનતી થઈ પણ મહાત્મા તો આ બધી ધૂમધામ જોતા અને પોતાના દરિદ્રનારાયણને સભારતા મનમા ને મનમા સમસમીને બેઠા હતા તેમના મોમા ત્યારે આગળી નાખીને બોલાવ્યા એટલે ગજબ થઈ ગયો. જોખીજોખીને બોલનારો વાણિયો કોને ખબર કયા જતો રહ્યો! નમ્ર પણ જબ્બર ઓજસ્વી વાણીમા એમણે એ ઠઠારા પર કુહાડો ઝીકયો. રાજા-મહારાજાઓને સાફ સભળાવ્યુ કે તમારો પૈસો દેશનુ દારિદ્રય ફેડવામા વાપરો વાઈસરૉયના રક્ષણ માટે પોલીસો ને છૂપી પોલીસોનુ કીડિયારુ ઊભરાયુ હતુ તે બતાવીને સીધુ પૂછ્યું કે તમે કેમ આ દેશની જનતાથી ડરો છો? બૉમ્બવાદી ક્રાતિકારીઓની દેશભક્તિના અને ત્યાગના વખાણ કર્યા અને પછી ટકોર કરી કે લપાઈછુપાઈને બૉમ્બ ફેકવામા શી બહાદુરી? ખૂન કરવામા કે ધાડ પાડવામા વીરતા શેની? અગ્રેજો આ દેશમા આપણને ન ખપતા હોય તો ઉઘાડે છોગે તેમને કહીએ કે ચાલ્યા જાવ અને એમ કહેવા બદલ ફાસીએ લટકવું પડે તો હસતાહસતા મરીએ

શ્રીમતી એની બિસેટ પ્રમુખ હતા ગાધીની આ

છેલ્લી વાત એમને બહુ વધુપડતી લાગી. છેક આવું આખા બોલાપણું તે હોય! એમણે ગાંધીજીને ભાષણ બંધ કરવા કહ્યું. પણ શ્રોતાઓ તો પોતાના મનની વાત આવી બહાદુરીથી ખુદ વાઈસરૉયની સામે કહેનારા વીર ગાંધી પર ખુશખુશ થઈ ગયા હતા. તેમની માગણીને નમીને પ્રમુખે ભાષણ આગળ ચલાવવા તો કહ્યું, પણ પોતાથી એ તેજીલી જબાન સહન ન થઈ તેથી પોતે ખુરશીથી ઊઠીને સભાત્યાગ કરી ગયા. રાજામહારાજાઓની ખુરશીઓ ફટોફટ ખાલી થઈ ગઈ અને એ ગોકીરામાં સભા વીખરાઈ ગઈ.

તે દિવસે બનારસમાં અને બીજે દિવસે દેશ આખામાં લોકો એકમેકને તાલી દેતા મહાત્માના આ પરાક્રમની વાતો કરવા લાગ્યા.

વિનાયકે પણ સાંભળ્યું. એમને જોઈતું હતું તે મળી ગયું. આ એક પુરુષ એવો હતો, જે દેશની રાજકીય સ્વતંત્રતા અને આધ્યાત્મિક વિકાસ બંને સાથે સાંધતો હતો. બલ્કે સ્વતંત્રતાના યુદ્ધનાં બાહ્યકર્મ દ્વારા જ મુક્તિની યોગસાધના કરતો હતો. ધર્મનીતિ અને રાજનીતિ વચ્ચે ગાંધીજીએ ફાંકડો મેળ બેસાડ્યો હતો અને તે જ વિનાયકને ખપતું હતું. પત્રવ્યવહાર કરી એમણે ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમની પત્રિકા મેળવી અને ત્યાં આવી આશ્રમમાં જોડાવાની રજા માગી. પણ રીતસરની રજા મળે તે પહેલાં જ એ અધીરો યાત્રી યોગીઓના સનાતન આશ્રયસ્થાન હિમાલય તરફ જવાનો વિચાર પડતો મૂકી, અમદાવાદના આશ્રમમાં પહોંચી ગયો અને આશ્રમનો બની ગયો અને અહીં એમને પહાડ, કોતરના હિમાલયથી પણ ઊંચો એવો હિમાલય જોયો—ગાંધીજીના હૃદયમાં.

# ૨ : ભગીરથ

## મહાત્મા અને મુનિ જડભરત

ગાંધીજીના આશ્રમમાં આવ્યા ત્યારે વિનાયકનો આદર્શ મુનિ જડભરતનો હતો. પોતાની બુદ્ધિ–પ્રતિભાને જરા યે કળાવા ન દેવી અને જડભરતની જેમ ચુપચુપ મહેનત મજૂરી કરવી, સંતની વાણી સાંભળવી અને પચાવવી એ એમનો ક્રમ હતો. આશ્રમના ઊંડા કૂવામાંથી આખો દિવસ પાણી ખેંચવાનો સખત પરિશ્રમ કરતો આ માંડ ૯૮ રતલનો દૂબળો છોકરો મહાત્માની ઝીણી નજરમાંથી કેવી રીતે છટકે ?

મહાત્માએ પૃછ્યું: 'આવે શરીરે આવડી મહેનત કેવી રીતે કરી શકો છો ?'

'મહેનત કરવાની ઇચ્છાશક્તિથી–સંકલ્પબળથી.'

જવાબ ટૂંકો ને ટચ હતો, પણ એ દૂબળા દેહની અંદર સો ટચ શુદ્ધ આત્મા મંતાયેલો છે, એની મહાત્માને ખાતરી કરાવી આપવા માટે પૂરતો હતો.

તે દિવસોમાં ગાંધીજીને ઠીકઠીક ફુરસદ રહેતી. પ્રાર્થના પછી દક્ષિણ આફ્રિકાના પોતાના અનુભવો કહેતા અને તે પર પોતાના વિચારોની ચર્ચા કરતા. આશ્રમવાસીઓ સવાલો પૂછતા. વિનાયક પણ પરિપ્રશ્નથી જ્ઞાનપ્રાપ્તિ કરવાના મિષે પ્રશ્નો પૂછવા લાગ્યા અને તેમાંથી તેમનું ઝવેર પકડાઈ ગયું. લાંબે ગાળે આશ્રમે જાણ્યું કે આ મુફલીસ લાગતો મનુષ્ય તો મુનિ જડભરતની જેમ ચીથરેવીંટ્યું રતન છે.

પછી તો ગુરુ–શિષ્યની જુગતે જોડી જામી. અધ્યયન, મનન, પરિચર્યા અને પરિશીલનનો ક્રમ ચાલ્યો. સામસામા

ભેગી ઘંટીએ દળવું, ચોખા વીણવા, પાયખાનાં સાફ કરવાં વગેરે મહેનતના કામોથી માંડીને વેદવેદાંગની ચર્ચા, દૈનિક જીવનની છણાવટ અને સફાઈશાસ્ત્રોના સિદ્ધાંતોનો વિચાર વગેરે અનેકવિધ કાર્યક્રમ ચાલ્યો. પ્રેમસંબંધ વધતો ગયો. આશ્રમમાં 'પાડોબા' કરીને એક ભાઈ હતા. તેમના નામના અનુકરણમા બાપુજીએ વિનાયકને 'વિનોબા' એવું લાડકું નામ આપ્યુ. મહારાષ્ટ્રમાં 'વિઠોબા', 'દત્તોબા', 'રાઘોબા', વગેરે લાડકાં નામો પ્રચલિત છે, એટલે આ નવું નામ સહેજે સૌને મોએ ચઢી ગયું.

અહિંસાની સૂક્ષ્મ દૃષ્ટિએ ખોરાકના સુધારાની ચર્ચા એક વાર ઊપડી. બાપુએ કહ્યું કે દૂધ ખોરાકમાં અનિવાર્ય નથી. વિનોબા કહે, 'એ કેમ માની લેવાય ? આજથી હું જાત પર પ્રયોગ કરી જોઉં,' અને એમણે દૂધ છોડી દીધું.

વિનોબા પાતળા હતા એ ખરું, પણ નાનપણથી જ એમનો દેહ દૂધ પર બંધાયો હતો. દૂધ વગર એમનું શરીર લથડી પડ્યું. ગાંધીજીએ પ્રયોગ મુકાવી દીધો.

તે પછી શરીર સુધારવાની દૃષ્ટિએ વિનોબા બાપુજીની રજા લઈ જન્મભૂમિમાં હવાફેર કરવા ઊપડ્યા.

## 'ગોરખે મછંદરને હરાવ્યો...'

વિનોબાનો હવાફેર કેવી રીતે થયો તેનું વર્ણન એમણે પોતે ગાંધીજીને તે વખતે લખેલા પત્રની ભાષામાં જોઈએ :–

'પરમ પૂજ્ય બાપુજી,

એક વર્ષ પહેલાં આશ્રમમાંથી પ્રકૃતિને લીધે હું બહાર ગયો....હું આશ્રમમાંથી ચાલી ગયો એવો શક પણ કોઈને

લાગ્યો હોય તો તે મારો જ દોષ છે; કેમકે કાગળો ન લખવાની મને આદત છે.....આશ્રમે મારા હૃદયમાં ખાસ સ્થાન લીધુ છે, એટલું જ નહીં પણ મારો જન્મ જ આશ્રમને લીધે છે એવી મારી દૃઢ શ્રદ્ધા છે. તો હું એક વર્ષ બહાર રહ્યો શું કામ ?

હું જ્યારે ૧૦ વર્ષનો હતો ત્યારે જ મેં શપથ લીધેલા કે મારે બ્રહ્મચર્યવ્રત પાળીને દેશસેવા કરવી. પછી હું હાઈસ્કૂલમાં દાખલ થયો. તે વખતે મને ગીતાજીનો છંદ લાગ્યો. પણ મારા પિતાશ્રીએ મને બીજી ભાષા તરીકે ફ્રેંચ લેવાની આજ્ઞા કરી. તોપણ ગીતા ઉપરનો મારો પ્રેમ ઓછો નહોતો થયો અને તે વખતથી જ મેં ઘરે પોતાની મેળે જ સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો હતો અને વેદાંત અને તત્ત્વ- જ્ઞાનનો અભ્યાસ કરવાનો મારો નિશ્ચય હતો. હું આપની રજા લઈને વાઈમાં દાખલ થયો તે વખતે વેદાંતનો અભ્યાસ કરવાની એક ઉત્તમ તક મને મળી. નારાયણ શાસ્ત્રી મરાઠે કરીને એક આજન્મ બ્રહ્મચારી વિદ્વાન વાઈમા વિદ્યાર્થીઓને વેદાંત તથા બીજાં શાસ્ત્રો શીખવવાનું કામ કરે છે. તેમની પાસેથી ઉપનિષદો વગેરે શીખવાનો મને ‘લોભ’ થયો. એ લોભને લીધે હું વધારે વખત વાઈમાં રહ્યો. હવે આટલા વખતમાં મેં શું કર્યું તે કહુ છું.

જે લોભને સારુ હું બહાર રહ્યો તે વિષેનુ મારું કામ નીચે પ્રમાણે :–

(૧) ઉપનિષદો, (૨) ગીતા, (૩) બ્રહ્મસૂત્ર અને શાંકરભાષ્ય, (૪) મનુસ્મૃતિ, (૫) પાતંજલ યોગદર્શન, આ ગ્રંથોનો મેં અભ્યાસ કર્યો. એ સિવાય (૧) ન્યાય સૂત્ર, (૨) વૈશેષિકસૂત્ર, (૩) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ આ ગ્રંથો

વાંચી ગયો. હવે મને વધારે શીખવાનો મોહ છે જ નહીં. હું પોતાની મેળે વધારે વાંચી શકીશ. બીજું કામ જે પ્રકૃતિ(તબિયત)ને લીધે હું વાઈ ગયો તે વિષે :

પ્રકૃતિ સુધારવા માટે મેં પહેલાં ૧૦-૧૨ માઈલ ચાલવાનું રાખ્યું હતું. પછી ૬થી ૮ શેર દળવાનું શરૂ કર્યું અને હાલ ૩૦૦ નમસ્કાર અને ફરવાનું એ મારી કસરત છે, તેથી મારી પ્રકૃતિ સારી થઈ છે.

આહાર વિષે : પ્રથમ છ મહિના સુધી નમક ખાતો, પણ પછી તો તે છોડી દીધું. મસાલો વગેરે બિલકુલ ખાઉં નથી, દૂધ શરૂ કર્યું. દૂધ વિના બરાબર ચાલી શકતું નથી, એમ ઘણા અખતરા કર્યા પછી સિદ્ધ થયું. છતાં એ પણ છોડી શકાતું હોય તો મારી ઇચ્છા છે. એક મહિનો માત્ર કેળાં, લીંબુ અને દૂધ પર કાઢ્યો. તાકાત કમતી થઈ. હાલ મારો ખોરાક નીચે પ્રમાણે છે : દૂધ ૧‌ા શેર (૬૦ રૂપિયાભાર), ભાખરી ૨ (૨૦ તોલા જવારની), કેળાં ૪-૫ લીંબુ ૧ (મળી શકે ત્યારે)....રોજનો ખર્ચ લગભગ નીચે પ્રમાણે : કેળાં અને લીંબુ ૪ પૈસા, જવારી બે પૈસા, દૂધ ૫ પૈસા, કુલ ૧૧ પૈસા...

બીજાં કામો : (૧) ગીતાજીનો વર્ગ ચલાવ્યો. એમ છ વિદ્યાર્થીઓને સર્વગીતા સાર્થ શિખવાડી અર્થાત્ મફત (૨) જ્ઞાનેશ્વરી છ અધ્યાય. આ વર્ગમાં ચાર વિદ્યાર્થીઓ હતા. (૩) ઉપનિષદો નવ...બે વિદ્યાર્થી. (૪) હિંદીનો પ્રચાર : હું પોતે જ હિંદી ઠીક જાણતો નથી, તોપણ હિંદી વર્તમાનપત્રો વિદ્યાર્થીઓને સાથે લઈને વાંચવાનું રાખ્યું હતું. (૫) બે વિદ્યાર્થીઓને અંગ્રેજી. (૬) પ્રવાસ : લગભગ ૪૦૦ માઈલ (પગે). રાજગઢ, સિંહગઢ, તોરણગ

વગેરે ઇતિહાસપ્રસિદ્ધ ગઢો જોયા. (૭) પ્રવાસ કરતી વખતે ગીતાજી ઉપર પ્રવચન કરવાનુ રાખ્યુ હતુ. ૫૦ પ્રવચનો થયા . મુબઈ પગે આવીશ ત્યાથી રેલવેથી આશ્રમમા મારી સાથે એક ૨૬ વર્ષનો વિદ્યાર્થી ફરે છે, મારી પાસેથી જ ગીતા શીખવાનો એનો વિચાર છે (૮) વાઈમા મે એક વિદ્યાર્થી મડળ અને એમા એક વાચનાલય સ્થાપન કર્યું વાચનાલયને મદદ તરીકે દળવાનો એક વર્ગ રાખ્યો હતો એમા ૧૫ વિદ્યાર્થી અને હુ પોતે દળતા આ વર્ગમા બધા બ્રાહ્મણના છોકરા હોવાથી બધાએ અમને મૂરખામા ગણી કાઢ્યા, છતા આ વર્ગ બે મહિના ચાલ્યો વાચનાલયમા ૪૦૦ પુસ્તકો જમા થયા છે.

છેવટે મે સત્યાગ્રહાશ્રમનિવાસી તરીકે શું કર્યું એ કહેવુ જરૂરી છે

**અસ્વાદવ્રત :** એ વિષે આહાર બાબતમા લખ્યુ છે

**અપરિગ્રહ :** લાકડાની થાળી, વાટકા, આશ્રમનો એક લોટો, ધોતી, ધોતડી અને પુસ્તકો એટલો પ્રપચ રાખ્યો છે. સદરા, કોટ, ટોપી વગેરે ન વાપરવાનુ વ્રત લીધુ છે, તેથી શરીર ઉપર પણ ધોતી સાળ ઉપર વણેલા જ કપડા વાપરુ છુ

**સ્વદેશી :** પરદેશીનો સબધ મારી પાસે છે જ નહી ..

**સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય :** એ વ્રતનુ પરિપાલન મારા જાણવા પ્રમાણે મે બરાબર કર્યું છે એવી મારી ખાતરી છે

વધારે શુ કહુ ? જ્યારે સ્વપ્ના આવ્યા છે ત્યારે પણ એક જ વિચાર મનમા આવે છે ઈશ્વર મારી પાસેથી

સેવા....લેશે કે ?....

...........આપે પોતે મને કાગળ લખવો જોઈએ એમ 'વિનોબા'નો –આપને પિતૃ તુલ્ય સમજનારા આપના પુત્રનો–અત્યાગ્રહ છે.'

આ પત્ર મહાદેવભાઈની ડાયરી, પુસ્તક ચોથામાંથી ટૂંકાવીને ઉતાર્યો છે. એ વાંચ્યા પછી બાપુના મુખમાંથી ઉદ્‌ગારો સરી પડ્યા, 'ગોરખે મછંદરને હરાવ્યો! ભીમ છે, ભીમ!' અને જવાબમા લખ્યુ, 'તમારે સારુ કયુ વિશેષણ વાપરવું એ મને ખબર નથી. તમારો પ્રેમ અને ચારિત્ર મને મોહમા ડુબાવી દે છે....તમને ઈશ્વર દીર્ઘાયુ બનાવો અને તમારો ઉપયોગ હિંદની ઉન્નતિને સારુ થાઓ એમ ઇચ્છું છું....' અને પછી બાપુ બોલ્યા, '....મહારાષ્ટ્રીઓએ તો કોઈએ મને નિરાશ કીધો જ નથી. તેમાં વિનોબાએ તો હદ કરી.'

## પ્રાજ્ઞ પાઠશાળામાં દિગ્વિજય

શ્રી. નારાયણશાસ્ત્રી મરાઠેની વાઈમાં આવેલી પ્રાજ્ઞ પાઠશાળામાં વિનોબાએ માત્ર આવીને બેસવાની પરવાનગી મેળવેલી. પણ તેટલા માત્રથી તેઓ આટઆટલું શીખ્યા. અહીં પણ વિનોબાની પ્રતિભાનો પરચો મળ્યો. વિનોબા સાથે ચર્ચા કરી બીજા વિદ્યાર્થી શીખ્યા કે આ માત્ર પોથાં વાંચવાં એ બરાબર નથી. આજે રાષ્ટ્રને ઉદ્યમી કર્મયોગીઓની જરૂર છે. છેવટે પરીક્ષામાં જ્યારે એવો પ્રશ્ન પુછાયો કે તમે પ્રાજ્ઞ પાઠશાળાને વધુ સારી બનાવવા માટે શું ઇચ્છો છો, ત્યારે કેટલાક જણે કહ્યું: પાઠશાળામાં ઉદ્યોગોનુ શિક્ષણ

દાખલ કરવું જોઈએ. નારાયણ શાસ્ત્રી ભારે નારાજ થયા અને એમણે ઠપકો આપ્યોઃ 'આ વેદમાતા તમારી પ્રત્યક્ષ છે ત્યારે તમને ઉદર ભરવાની વાત સાંભરે છે?'

આપણા દેશના પંડિતોએ અધ્યાત્મનો અતિરેક કરી ઉદરપોષણને હલકું ગણ્યુ, છતાં ઉદર તો ભર્યું જ. કર્મ અને ધર્મના આવા કુમેળથી દેશની અવગતિ થઈ હતી. આવે વખતે ફરી ઉદ્યોગપરાયણ જ્ઞાનનો, કર્મ અને જ્ઞાનના સંયોગનો, મંત્ર યુગના પુકારરૂપે તિલક અને ગાંધીજી મારફત પ્રગટ થયો હતો અને વિનોબા જેવાની મારફત જુનવાણી પ્રાજ્ઞ પાઠશાળા સુધી પણ આમ પહોંચ્યો હતો. આ પાઠશાળામાં ભણતા શ્રી. લક્ષ્મણ શાસ્ત્રી વિનોબાને કારણે ગાંધીજીના આશ્રમ તરફ ખેંચાઈ આવ્યા હતા.

## વિનોબિક લૉજિક

વાઈથી વિનોબા પાછા ફર્યા ત્યારે ગાંધીજીએ આશ્રમમાં વિદ્યાપીઠનો આરંભ કર્યો હતો. શ્રી. કાકાસાહેબ કાલેલકર, મામાસાહેબ ફડકે, શ્રી. અપ્પાસાહેબ પટવર્ધન વગેરે પ્રાધ્યાપકો આશ્રમમાં જોડાયા હતા. વિનોબાને પણ એમાં 'ધર્મતત્ત્વ'નો વિષય શીખવવાનું સોંપાયું. એવડા ભારે વિષયના પ્રાધ્યાપક વિનોબા બધા પ્રાધ્યાપકોમાં સૌથી નાના હતા. માંડ ત્રેવીસ વર્ષની એમની ઉંમર ત્યારે હતી. પણ એમની પ્રતિભા વિરલ હતી. તર્કશક્તિ એવી વિલક્ષણ હતી કે ભલભલાને કાનની બૂટ પકડાવતા. કાકાસાહેબ, કિશોરલાલભાઈ વગેરેએ તો વિનોબાની તર્કપદ્ધતિને એક વિશેષ નામ જ આપ્યું હતું 'વિનોબિક લૉજિક'. બીજા

વિદ્વાનો સાથે વિદ્વત્તામાં તો વિનોબાની સરસાઈ હોય જ, પણ વિનોબા જે પરિશ્રમ કરતા અને તેમાં નિપુણતા મેળવતા તે બીજા વિદ્વાનો ન કરી શકતા.

સત્યાગ્રહ આશ્રમના જીવનમાં વિનોબાનો ફાળો મહત્ત્વનો હતો. ખરું જોતાં ગાંધીજીએ ઘડેલા કડક નીતિનિયમોવાળો જે સત્યાગ્રહ આશ્રમ સ્થપાયો હતો તેમાં જે ગણ્યાગાંઠ્યા માણસો હતા, તેમાં વિનોબાજી અને તેમના અંગત સાથીઓ મુખ્ય હતા. બીજા પરિવારો આશ્રમનું ઉદ્યોગમંદિર, વિદ્યાપીઠ વગેરે અન્ય ઉપલી પ્રવૃત્તિઓને નિમિત્તે આશ્રમમાં વસ્યા હતા. વિનોબાજી તો વડોદરાના પોતાના મિત્રમંડળમાંથી એક પછી એક મિત્રોને આશ્રમમાં ખેંચી લાવ્યા હતા. શ્રી. ધોત્રેજી, શ્રી. મોઘેજી, શ્રી. ગોપાળરાવ કાળે વગેરે મિત્રો આવતા આશ્રમમાં પણ વિનોબાજીનું એક વિશિષ્ટ વર્તુળ જામ્યુ હતું.

આશ્રમમાં વસ્તીની સાથે બાળકો પણ વધ્યાં. તેમને શિક્ષણ આપવાનો પ્રશ્ન ઊભો થતાં શાળા થઈ. પરંતુ આશ્રમમાં પણ વિદ્યાર્થીઓ તો વિદ્યાર્થીઓ જ હતા. નાહવું, ધોવું, ખાવું, પીવું વગેરેમાં હોસાતૂસી હોય, મારામારી પણ થઈ જાય અને એમ વાતાવરણ સારું નહોતું રહેતું. વિનોબાએ પોતાની રીત અજમાવી. ફાલતુ વખતમાં કે કામ કરતી વેળાએ સંસ્કૃત શ્લોકો, સુભાષિતો, ભજનો, ગીતાપાઠ વગેરે બોલવાની ફેશન એમણે શરૂ કરી. થોડા જ વખતમાં વિદ્યાર્થીઓના આપસના ઝઘડા, નિંદા વગેરેથી કલુષિત વાતાવરણને સ્થાને સુરુચિપૂર્ણ સુસંસ્કૃત આશ્રમી વાતાવરણ પેદા થઈ ગયું.

## શંકર અને વિનાયક

કર્ણાટકના શ્રી. પુંડલિકજી કાતગડેએ વિનોબાજીનો એક પ્રસગ ટાંકયો છે. એક દિવસ સવારે વિનોબાજી નદીમાં નાહતા હતા. ત્યા પગ નીચેની રેતી ખસી ગઈ અને તેઓ તણાવા લાગ્યા. 'બચાવો બચાવો'ની બૂમ પાડવાને બદલે એમણે બૂમ પાડી, 'બાપુજીને મારા પ્રણામ કહેજો અને કહેજો કે વિનોબા તણાઈ ગયો....અને કહેજો કે આત્મા અમર છે.' પણ સાંભળનારે તો બૂમાબૂમ કરી મૂકી અને લોકો વિનોબાને બચાવવા કાઠેકાઠે દોડ્યા. થોડે દૂર નદીના પટમાં એક ખડક હતો. ત્યા જઈને જુએ છે તો વિનોબા ખડક પકડીને ઉપર ચઢી ગયેલા અને બેઠાબેઠા ભણતા હતા, 'આત્મા અમર છે! આત્મા અમર છે!' બચાવવા આવેલા થોડીવાર છોભીલા પડીને જોઈ રહ્યા. વિનોબાજી હસ્યા અને પછી નદી ઓળંગી પાછા નિત્યકર્મમાં વળગી ગયા.

શંકરાચાર્ય વિનોબાજીના એક વિચારગુરુ હતા. એમનો પણ આવો એક પ્રસગ છે: મા સન્યાસી થવા નહોતી દેતી. એને આ દેહની અનિત્યતાનું ભાન કરાવવા હાથે કરીને શકરે મગરની દાઢમાં પોતે સપડાયા છે તેવું દશ્ય ઊભુ કર્યું હતું અને એમ માને સત્ય સમજાવી પોતાનુ ધાર્યું કર્યું હતું.

વિનોબાજી પણ શાકરભાષ્ય વગેરેના પ્રખર અભ્યાસી હતા. એમણે પણ દેહબુદ્ધિથી પર થઈ જીવન જીવવાની આર્ય રીતને પોતાના જીવનમાં પ્રત્યક્ષ કરી બતાવી હતી.

શંકરાચાર્યની બીજી પણ એક કથા છે. તેઓ પ્રચંડ તર્કવાદી હતા. તેમનાથી મોટો તાર્કિક કે બુદ્ધિવાદી ઇતિ-

હાસમાં કોઈ થયો નથી એવું ઘણા કહે છે. પણ એમના પોતાના જમાનામાં તો સમાજે એમનો બહિષ્કાર કર્યો હતો. એમની મા ગુજરી ગઈ ત્યારે કોઈ કાઠડી ઊંચકવા પણ ન આવ્યું! શંકરે બુદ્ધિથી જોયું કે મા તો મરી ગઈ હતી, એનું શબ અને જડ લાકડું એમાં કાંઈ ફરક નહોતો. શંકરનો તર્ક શંકરનું જીવન હતું; મોંની ખાલી વાતો નહોતી. એ માના શબને લાકડું માની એના ટુકડા કરી એકએક ટુકડો ઉપાડીને આંગણામાં લાવ્યા અને આગણામા જ એકલે હાથે શબ બાળ્યુ.

વિનોબાજીને મા માટે કેવી લાગણી હતી તે આપણે જોઈ ગયા. પણ શબની બાબત તેઓ પણ શંકરની જેમ તર્કવાદી હતા. ૧૯૧૮માં ઇન્ફ્લુએન્ઝાનો ચેપી રોગ ફાટી નીકળ્યો. વિનોબાજીના સૌથી નાના ભાઈ દત્તુ ભાવે એમાં ગુજરી ગયા અને ત્રણ જ દિવસ પછી વિનોબાજીની વહાલસોઈ માતા રુખમાઈ પણ એમાં જ સ્વર્ગલોક સંચરી. વિનોબાજીએ અંતિમ ઘડી સુધી ખડે પગે માની સેવાચાકરી કરી. પણ અગ્નિસંસ્કાર કરવા બાબત એમને સૈદ્ધાંતિક મતભેદ પડ્યો. બ્રાહ્મણોને હાથે વિધિપૂર્વક પ્રેતની પૂજા કરવી એ અસુરોની રીત હતી તેથી તેમ કરવામાં એમને સિદ્ધાંતદ્રોહ લાગ્યો એટલે સ્મશાને જ ન ગયા અને ઘેર બેસી ભાખરી અને દૂધ નિત્યની જેમ ખાધાં અને ગીતા તથા ઉપનિષદોનો પાઠ કર્યો.

આત્મા અને દેહ વચ્ચેનો ભેદ જાણી આત્મા વિનાના ખાલી ખોળિયા પ્રત્યે વિરક્તિ કેળવવી એ આર્યપરંપરા છે. સ્વર્ગસ્થ કિશોરલાલભાઈના મૃત્યુપ્રસંગે પણ વિનોબાજીએ શોકમાં ઉપવાસ કરવાની ના પાડી હતી અને બુદ્ધ

ભગવાનનું વચન યાદ કર્યું હતું કે સ્મશાનમાં પણ જમવાનો સમય થાય તો બેસીને જમવું જોઈએ.

## તિલક અને વિનોબા

'કેસરી'ના નિયમિત વાચક અને 'ગીતારહસ્ય'ના મર્મજ્ઞ તરીકે વિનોબાજીને લોકમાન્ય તિલક માટે અત્યંત પ્રેમ અને આદર હતો. ૧૯૨૦માં લોકમાન્ય મુંબઈમાં ખાટલે પડ્યા ત્યારે વિનોબાજી તેમનાં દર્શન માટે દોડી ગયા હતા. પણ ડૉક્ટરે કહ્યું કે બીક જેવું કાંઈ નથી તેથી સાબરમતીમાં એક કામ અંગે વિનોબાજી તરત પાછા ફર્યા. પણ અડધે રસ્તે જ સાંભળ્યુ કે લોકમાન્ય સ્વર્ગલોક પામ્યા. અત્યંત નિકટનું કોઈ આત્મીય મરી ગયુ હોય એવું એમને લાગ્યું. બધું ખોખુંખોખું અને નવુંનવું લાગવા માંડયું. એમણે લખ્યું છે, 'તિલકના વિષયમાં હુ જ્યારે બોલવા કરું છું, ત્યારે મોંમાંથી શબ્દો નીકળતા નથી, હું ગદ્ગદ થઈ જાઉં છું. સાધુસંતોનુ નામ લેતાં મારી જે સ્થિતિ થાય છે, તે જ એમના નામથી પણ થાય છે...ગીતાનું નામ લેતાં પણ મારી તેવી જ સ્થિતિ થઈ જાય છે....ભાવનાઓનાં પૂર ઊમટે છે....પણ એમાં મોટાઈ મારી નથી, ગીતાની છે....તેવું જ તિલકના નામ બાબત છે.'

લોકમાન્ય સાથે વિનોબાજી ખાસ કશા સંપર્કમાં નહોતા આવ્યા, છતાં તેમને માટે આવો ભાવ એમના મનમાં ઊપજ્યો હતો, તેનું કારણ એ છે કે વિનોબાજીને મન બાહ્ય જીવન મહત્ત્વનું નહોતું, એમનું ખરું જીવન તો મનોજીવન હતું. વિનોબાજીએ પોતે તો એકવાર કહ્યું છે કે મારું જીવનચરિત્ર ન લખશો, કારણ મારા જીવનનો મોટો

ભાગ આતરિક છે, જે હુ પોતે આત્મચરિત્ર લખુ ત્યારે જ પ્રગટ થઈ શકે તેમ છતા આજે એમનુ જીવનચરિત્ર બાહ્ય રૂપમા પણ જે કાઈ છે તે લખવા-વાચવા લોકો ઉત્સુક બન્યા છે

## સત્યાગ્રહ—આશ્રમ, વર્ધા

અસહકારી કોગ્રેસ તરીકે જાણીતી થયેલી ૧૯૨૦ની નાગપુર કોગ્રેસના સ્વાગત પ્રમુખ તરીકે વર્ધાના સત્સગી મનોવૃત્તિવાળા શેઠ જમનાલાલ બજાજ ગાધીજીના પરિચયમા આવવા લાગ્યા હતા થોડા જ પરિચયમા તેઓ બાપુના ઉદાત્ત ચારિ ત્રથી પ્રભાવિત થઈ તેમના 'પાચમા પુત્ર' થઈ ગયા હતા. તેઓએ બાપુને વર્ધા આવીને રહેવાનો અત્યત આગ્રહ કર્યો, પણ બાપુ ત્યારે ગુજરાત છોડવા નહોતા માગતા અતે તેમના પ્રેમને વશ થઈ વર્ધામા સત્યાગ્રહ આશ્રમની શાખા ખોલવાની બાપુએ પરવાનગી આપી સાબરમતીથી શ્રી રમણીકલાલ મોદીને લઈ જઈને જમનાલાલજીએ વર્ધામા આશ્રમ શરૂ કર્યો પણ રમણીકલાલભાઈ માદા પડ્યા. દરમ્યાન જમનાલાલજી વિનોબાજીના અલૌકિક ચારિ-ત્રથી મોહિત થઈ ગયા હતા તેમણે બાપુજી અને મગનલાલભાઈ, જે તે વખતે આશ્રમના વ્યવસ્થાપક હતા, તેમની પરવાનગી મેળવી અને ૧૯૨૧ના શુદીપડવાને દિવસે વિનોબાજી અને તેમના બેત્રણ સાથીઓને વર્ધા લઈ આવ્યા

એ ખાદીનો યુગ હતો તે વખતના વાતાવરણની આજે તો કલ્પના કરવી મુશ્કેલ છે, પણ મહાત્માએ એવી ભૂરકી નાખી હતી કે સૌ કોઈ માનવા લાગી ગયુ હતું કે સૂતરને તાતણે સ્વરાજ આ આવ્યુ! અને એ જાદુઈ વાતાવરણે

દેશમાં સ્વરાજ્ય ઝંખતાં આબાલવૃદ્ધ સૌને એક તાંતણે બાંધી લીધાં હતાં. એ એકતાની શક્તિ પણ અજબ હતી. વિનોબાજી અને તેમના સાથીઓ સ્વરાજ્યનો જાપ જપતાજપતા ખાદીશાસ્ત્રના નિષ્ણાતો બની ગયા હતા. વર્ધા આશ્રમની આજ મુખ્ય પ્રવૃત્તિ ત્યારે હતી. રેંટિયા બનાવડાવવા, કાંતતાં શીખવવું અને કાંતીકાંતીને સ્વરાજ્ય લાવવાનો મંત્ર લોકોને શીખવવો. વિનોબાજીએ પણ રેંટિયાની કવાયતથી સ્વરાજ્યની સેનાને તાલીમ આપવાનું શરૂ કર્યું.

આજે વર્ધામાં જ્યાં બજાજવાડી છે, તે સ્થાન તે વખતે અવડ અને વસ્તીથી દૂર હતું. ત્યાં પીપળા વગેરેનાં પુષ્કળ ઝાડો હતાં. વચમાં 'કમાન સાહેબનો બંગલો' એ નામે ઓળખાતો એક ભૂતિયો બંગલો હતો. એ જમનાલાલજીના કબજામાં હતો. વિનોબાજીને એ સ્થાન ગમી ગયું તેથી સત્યાગ્રહ–આશ્રમ ત્યાં લઈ આવ્યા. એ જગ્યા અવાવરુ અને મેલેરિયાવાળી હતી; તેથી એક પછી એક બધા માંદા પડવા લાગ્યા. આશ્રમનું નિયમિત જીવન છતાં વિનોબાજી પણ પટકાઈ પડ્યા. સાબરમતીમાં એમની કીર્તિ સંયમ–નિયમ વગેરે બાબતોમાં જડભરત તરીકેની ખરી, એટલે મગનલાલભાઈએ માન્યુ કે આ બધા અતિ ઉત્સાહી સાધકો ખાવાપીવામાં ખૂબ ચીકાશ કરતા હશે તેથી માંદા પડ્યા. એમને એવો થોડો લોભ પણ ખરો કે આ છોકરાઓને પાછા સાબરમતી લઈ આવી શકાય તો સારું. એટલે બાપુજીને સમજાવી મગનલાલભાઈ વર્ધા આશ્રમની તપાસ કરવા આવ્યા.

આવીને એમણે ઊલટતપાસ કરી. ખાવાપીવાનું તો વ્યવસ્થિત સારું પણ સ્વાસ્થ્યની દૃષ્ટિએ સંતોષકારક હતું. છેવટે એમણે રજેરજ તપાસીને ફેંસલો આપ્યો કે એ જગ્યા

વસવાટને લાયક નથી. એમણે વર્ધામાં જ બીજું સ્થાન શોધીને જમનાલાલજી સાથે નક્કી કર્યું કે આશ્રમ ત્યાં ખસેડવો.

આ જ દિવસોનો એક કિસ્સો વિનોબાજીના આશ્રમ જીવન પર રમૂજી અને સૂચક પ્રકાશ પાડે છે. સર્વસેવા સંઘના આજના સહમંત્રી શ્રી. વલ્લભસ્વામી ત્યારે આશ્રમના બટુક વર્ગમાં હતા. એમને મગનલાલભાઈએ કહ્યું, 'જરા પીવા માટે ઠંડું પાણી લાવો તો!'

વલ્લભસ્વામી કહે, 'અમારે ત્યા પાણી ગરમ કરવાનો રિવાજ નથી. અમે બાજુના ઝરામાથી પાણી પી લઈએ છીએ.'

આના પર ટિપ્પણની જરૂર છે?

## ઝંડા–સત્યાગ્રહ

વિનોબાજી સખત શારીરિક પરિશ્રમ કરતા એ ખરું, પણ એમનું વેદ, ઉપનિષદ અને ભાષાઓનું અધ્યયન તો ચાલુ જ રહેતુ. ઘાણીના બળદની જેમ આખો દિવસ ફરીને સાંજ પડે હતા ત્યાં ને ત્યાં ઊભા રહેવાનુ તેમને પસંદ નહોતું. કર્મ અને જ્ઞાન બન્નેનો સયોગ કરવાની તેમની પ્રબળ વૃત્તિ પહેલેથી હતી. નિત્ય નવું શીખવું અને બીજાને શીખવવું એ એમનો મુખ્ય શોખ. સવારથી સાંજ સુધી નીચી મૂડીએ લખલેખ કે વાંચવાંચ કરનારા કારકુન કે વિદ્યાર્થીની વિનોબાજી દયા ખાય છે અને કહે છે, કે ચાર કલાક શારીરિક મહેનતનું કામ અને ચાર કલાક માનસિક મહેનતનું કામ–એ રીતે દરેકને કામ મળવું જોઈ એ; તો કોઈ ને એકે ય

કામમાં વેઠ ન લાગે.

જ્ઞાન અને કર્મ બન્નેમાં તેજસ્વી વિનોબાજી થોડા જ વખતમાં વર્ધા–નાગપુરનાં મંડળોમાં મોખરે આવી ગયા હતા અને જમનાલાલજી, જેઓ તે વખતે રાજકીય જગતમાં ઉદીયમાન નક્ષત્ર લેખાવા લાગ્યા હતા, તેઓએ વિનોબાજીને પોતાના ગુરુ ગણ્યા હતા.

આ બધા મિત્રો અને પ્રશંસકોની ઇચ્છાથી વિનોબાજીએ 'મહારાષ્ટ્ર-ધર્મ' નામના માસિકનું તંત્રીપદ સ્વીકાર્યું હતું. દર મહિને ૪૮ પાનાંનું ઉત્તમ સાહિત્ય એમાં પીરસાતું. લગભગ બધું જ વિનોબાજીની કલમથી લખાતુ. એ માસિકનો પાંચમો અંક નીકળે તે પહેલાં જ ઝંડા સત્યાગ્રહ અંગે પહેલવહેલી વાર વિનોબાજીને જેલમા જવાનું થયુ.

૧૯૨૨ના માર્ચની ૧૮મીએ 'રાજદ્રોહી' લેખ લખવાના આરોપસર સરકારે ગાધીજીને ૬ વર્ષની જેલ આપી. તે પછી કોંગ્રેસમાં બે દળ પડી ગયાં. મોતીલાલજી, વિઠ્ઠલભાઈ, દેશબંધુ દાસ વગેરે ધારાસભામા જઈને લડત ચલાવવાની વાત લાવ્યા, જ્યારે વલ્લભભાઈ, જવાહરલાલજી, રાજાજી વગેરે તે વખતે જુવાનિયા ગણાતા ગાંધીજીના સેનાનીઓએ જોરશોરથી બાપુના અસહકારને માર્ગે જ લડત ચાલુ રાખવાનો મક્કમ સંકલ્પ કર્યો. નાગપુર કોંગ્રેસમાં જ અસહકારનો ઠરાવ થયો હતો, પણ નાગપુરના ડૉ. મુંજે, પરાંજપે વગેરે ધુરંધર કોંગ્રેસી નેતાઓ એ ઠરાવની વિરુદ્ધ પડ્યા હતા. નાગપુરની કોંગ્રેસ સમિતિ બરતરફ થઈ હતી અને ત્યાં એક કામચલાઉ સમિતિ નિમાઈ હતી. તેમાં જમનાલાલજી આગેવાન હતા અને વિનોબાજી પણ એક

સભ્ય હતા.

બાપુને સજા થઈ તે વાતને વર્ષ વીત્યું અને સંવત્સરી આવી તે દિવસે મોટો ઝંડો પકડીને ઉત્સાહી તરુણોએ સરઘસ કાઢ્યું. પંડિત સુંદરલાલજી પાસેથી ઝંડો ઝૂંટવી લઈ પોલીસે સરઘસ વીખેરી નાંખ્યું. એ અપમાનથી સમસમી ઊઠેલા જુવાનોએ જલિયાંવાલા બાગની સ્મૃતિમાં ૧૩મી એપ્રિલ ૧૯૨૩ને દિવસે વળી મોટું સરઘસ ગોરાઓની વસ્તીવાળા સિવિલ લાઈન્સ વિસ્તાર તરફ કાઢ્યું. પોલીસ જંગલી બનીને ત્રાટકી, ઝંડાના ડંડાથી જ સત્યાગ્રહીઓને ઝુડ્યા. આવા અપમાનની સામે જમનાલાલજીની નેતાગીરી નીચે પદ્ધતિસરનો ઝંડા-સત્યાગ્રહ શરૂ થયો. બાપુને ૧૮મી તારીખે સજા થઈ હતી, ત્યારથી દર મહિનાની ૧૮મી ઊજવાતી. જૂનની ૧૮મીએ દેશભરમાંથી સ્વયંસેવકો આવે અને સત્યાગ્રહ કરે એવું ઠર્યું. પણ આગલે દિવસે સાંજે જ સરકારે જમનાલાલજી, ભગવાનદીનજી વગેરે આગેવાનોને પકડી લીધા. કામચલાઉ કૉંગ્રેસ સમિતિના સભ્યો પૈકી માત્ર વિનોબાજી બહાર હતા. એમની હંમેશની જળકમળવત્ અલિપ્તતા છાંડી તેઓએ રાષ્ટ્રધ્વજના સ્વમાનની રક્ષા માટે બહાર પડવાનું માથે લીધું. પણ એ 'બ્રાહ્મણ'નો સત્યાગ્રહ જગત જુએ તે પહેલાં જ બ્રાહ્મમુહૂર્તે પોલીસે છાવણી પર દરોડો પાડી ૨૫૦ સ્વયંસેવકો સાથે તેમને ૧૦૯મી કલમ હેઠળ પકડી લીધા. પિનલકોડની ૧૦૯મી કલમ એવા ગુનાહિત લોકો માટે ઘડાયેલી છે, જેમના ગુજરાનનું કાંઈ ઠેકાણું ન હોય અને જે રખડતો ભામટો કે ગુંડો હોય. વિનોબાજી ૧૯૨૩માં આ કલમ નીચે અંગ્રેજ સરકારની જેલમાં પથ્થર ફોડવા લાગ્યા.

## જેલ એટલે ઊંધું સરકસ

આ 'ભામટા અને બદમાશો'ને થોડો વખત નાગપુરની જેલમાં રાખી પછી ધુળિયાની જેલમાં લાવવામાં આવ્યા. તે દિવસની જેલોમાં ૧૯૩૦-૩૨ની કે '૪૨-૪૪ની જેલોની જેમ જલસાપાણી નહોતાં. પહેલો વર્ગ એટલે વધુ મજૂરી કરનાર મજબૂત કેદીઓનો વર્ગ! પહેલા વર્ગમાં સવામણ દળવાનું હોય કે માપ મુજબના પથ્થર ફોડવાના હોય. વૉર્ડરોનું વર્તન તો ભારે ખરાબ. ગાળાગાળી તો ફૂલની જેમ વરસે. વિનોબાજીનો સંસ્કારી આત્મા ખૂબ રિબાયો હશે. ભગવાન એ કણકને ખૂબ ગૂંદતો હતો. એક તો કસાનના બંગલાનું પાણી પી-પીને બીમાર થયા હતા, શરીર લથડેલું હતું; તેમાં આ સખત સજા અને ઉપરથી અમાનુષી વર્તન!

ગોપાળરાવ કાળેના પત્ની બહેનને નાતે મુલાકાતે આવ્યાં. પૂછે, 'કેમ, જેલ કેવીક લાગે છે?'

વિનોબાજીનો જવાબ લાક્ષણિક હતો. કહે, 'તમે સરકસ જોયું છે ને? સરકસમાં માણસ પશુ પર જુલમ ગુજારે છે. અહીં જેલમાં પશુ માણસ પર જુલમ ગુજારે છે.' નજીક ઊભેલા વૉર્ડરમાં જરા પણ સમજ હશે તો તો ચમચમતો ચાબખો એને પડ્યો હશે કે પછી એણે માથે હાથ ફેરવીને જોયું હશે કે શિંગડું તો ઊગવા નથી માંડ્યું ને?

## જેલમાં દેવદૂત

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય નાગપુરમાં આ કેદીઓની મુલાકાતે ગયેલા. તેમણે તેનું વર્ણન કર્યું તેમાંથી સ્વ. મહા-

દેવભાઈએ 'નવજીવન'માં વિનોબાજી પર લેખ લખતાં, રાજાજીનાં નીચેનાં વચનો ટાંક્યાં, '....અને જુઓ પેલા વિનોબા! દેવદૂત જેવો એમનો પવિત્ર આત્મા વિદ્વત્તા, તત્ત્વજ્ઞાન અને ધર્મનાં ઊંચાં શિખરો પર વિહરે છે અને છતાં એ મહાન આત્માએ ધારણ કરેલી વિનમ્રતા એટલી આબાદ છે અને દિલની સચ્ચાઈ એટલી તો સહજ બનેલી છે, કે જે અમલદાર એમને જાણતો ન હોય તેને તો એમની મહાનતાની ગંધ પણ ન આવે. જેલરે એમને જે 'વર્ગ'માં મૂકયા છે, તે 'વર્ગ'ની ઠરાવેલી મજૂરી મુજબના પથરા તેઓ બરાબર ફોડે જાય છે. કોઈને ખબર પણ નથી પડતી કે એ માણસ મૂગે મોએ કેટકેટલી શારીરિક યંત્રણા સહન કરી રહ્યો છે. પણ એમના પ્રત્યે જે વર્તણૂક થઈ રહી છે, તે જ્યારે જેલના દરવાજે અમે સાંભળ્યુ, ત્યારે અમને તો કમકમાટી છૂટી ગઈ.'

## શાંત સાગરના પેટાળમાં

વિનોબાજી પ્રત્યે ઘણું ખરાબ વર્તન થતું. સાથીઓએ એકવાર તો સંગઠિત થઈને વિરોધ પણ કર્યો. એ બધું જાણી મહાદેવભાઈએ 'નવજીવન'માં લેખ લખ્યો. એ લેખમાં ઉપલાં વચનો ટાંકી એમણે આગળ લખ્યું, 'એમ બને કે દિવસોના દિવસો સુધી તમે એમની સાથે રહો, છતાં તમને એમની સાચી પિછાણ થાય જ નહીં અને જ્યારે થાય ત્યારે પણ એમ જ સમજવું કે હજી તો ઓળખાણ પડવા માંડી છે. મૌનના દુર્ભેદ્ય કવચ નીચે તેઓ લપાયેલા છે. તેઓ ઝાઝું બોલતા નથી, પોતા વિશે તો ભાગ્યે જ અક્ષર પાડે છે. છતાં તમે જો એમની અંદરના ગહન ઊંડાણનો

જરાકે તાગ લઈ શકો, તો જરૂર તમારા મોમાથી આશ્ચર્ય ના ઉદ્ગાર સરી પડે કે આવો ગુપ્ત રત્નભંડાર તો ભાઈ, કયાયે નહોતો ભાળ્યો! પ્રચંડ સાધુતા, ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં પ્રકાંડ વિદ્વત્તા, તપશ્ચર્યા અને આત્મનિયમનની અદ્વિતીય શક્તિ અને એ સઘળાંના નવનીતરૂપે નીપજી હોય તેવી વિરલ વિનમ્રતા. આવાઆવા ગુણો ધરાવતા વિનોબાની સામે તુલવી શકાય તેવો એકે પુરુષ આજે મધ્યપ્રદેશની જેલોમા હોય એમ હુ માનતો નથી. આપણે બાળક ધ્રુવના ઈશ્વરપ્રાપ્તિ માટેના અક્રૂર નિર્ધારની વાત સાભળીએ છીએ; હજારો આફતો સામે અણનમ રહી ઝૂઝનારા પ્રહ્લાદની સરળ શ્રદ્ધાની કથા પણ સાભળીએ છીએ અને યમદેવને દરવાજે ભરખાઈ જવાના કોડથી દોટ મૂકનારા બાલક નચિકેતાનુ અદ્ભુત પરાક્રમ પણ વાચીએ છીએ વાચીને વિસ્મય થાય છે કે આવા આધ્યાત્મિક ચમત્કારોથી ભરેલા એ બાળકો તે કેવાયે હશે! પણ તમે વિનોબાને જુઓ, પછી તમને આ બાળકોના પરાક્રમની કલ્પના કરવાનુ અઘરુ નહી લાગે.'

૧૯૧૭મા ગાધીજીએ દીનબધુ એન્ડ્રુઝની સામે વિનોબાનુ વર્ણન કરેલુ તે પણ મહાદેવભાઈએ નોધ્યુ છે. ગાધીજીએ કહેલુ, 'આશ્રમના દુર્લભ રત્નોમાના આ એક છે. બીજાઓની જેમ તેઓ આશ્રમમાથી સસ્કારોનો અભિષેક પામવા નથી આવ્યા, પણ ઊલટા આશ્રમને જ પોતાના પુણ્યથી સીચવા આવ્યા છે, પામવા નથી આવ્યા, આપવા આવ્યા છે આશ્રમમા પહેલા આઠ મહિના તો એમણે વ્રતો અને નિયમોમા જાતને પરોટી. આઠઆઠ કલાક લગાતાર આશ્રમને રસોડે કે ભગીકામમા પરોવાઈ રહેવુ એમને

સામાન્ય હતું. ઘડીભર પણ એમના મનમાં એમ નહોતું થયુ કે આવાં કામો વચ્ચે એમની વિદ્વત્તા કટાઈ જશે.'

પછી આ વિશે મહાદેવભાઈએ લખ્યું છે, '...ગાંધીજીએ તો કહ્યું છે કે તેઓ આશ્રમને આપવા આવ્યા છે, અહીંથી પામવા નહીં; પણ વિનોબાએ પોતે તો એકવાર વાતચીતમાં કહ્યું હતું, ' આશ્રમમાંથી મને શું શું મળ્યુ છે તે તો મારું મન જાણે છે. દેશસેવાની વેદી પર એકાદ હિંસક પરાક્રમથી મારી આહુતિ ચઢાવી નામના મેળવવાની મારી જૂની તમન્ના હતી. પણ બાપુએ મારા મનમાંથી એ ભૂતને ભગાડી મૂક્યું. મારી અદરના ક્રોધના જ્વાળામુખીને અને બીજી અનેક વાસનાઓના વડવાગ્નિને શમાવી દેનારા તો બાપુ જ હતા. આમ આશ્રમમા હું નિત્ય મારા જીવનમાં વિકાસ પામતો હતો. દર વર્ષે મહાવ્રતોમાનુ એકાદ મને આત્મસાત્ થતું જતું હતું.''

## જેલરના ગુરુ

ધુળિયા જેલનો જેલર મરાઠે નામનો હતો. આગળ એક રાજદ્વારી કેદી અહીં રહી ગયેલા તેમની પાસેથી એ થોડુંઘણું સમજતો થયેલો. એણે 'યંગ ઇન્ડિયા'વાળો મહાદેવભાઈનો લેખ વાંચ્યો અને આવીને કહેવા લાગ્યો, 'તમારામાં વિનોબા કોનું નામ?' પછી વળી એક દિવસ કસ્તુરબા આવ્યાં, વિનોબા ભાવેની મુલાકાતે! મહાત્મા ગાંધીની ધર્મપત્ની જેને મળવા આવે, મહાદેવ દેસાઈ જેનાં વખાણ કરતાં વિશેષણો ખુટાડી દે તેવો કેદી 'ભામટો' તો ન જ હોય, એટલુ સમજવાની મરાઠેમાં અક્કલ હતી. પથ્થર ફોડતાં ચપ્પુ જેવી ધારદાર કરચો ઊડતી તે વિનોબા-

ને પગે વાગેલી. તેના પર ડ્રેસિંગ કરાવી પાટો બાંધીને પછી જ એણે તેમને કસ્તુરબાને મળવા જવા દીધા. જેલરનો ભાવ ધીમેધીમે વધવા લાગ્યો. વિનોબાજી પાસે આ પછી એ વારંવાર આવતો અને વાતે વળગતો. કેદી અને જેલરનો સંબંધ પલટાતોપલટાતો ગુરુ અને શિષ્ય જેવો થવા લાગ્યો.

## પાટાનું મહાકાવ્ય

ઉપર પગે પાટો બાંધ્યાનું કહ્યું, તે પાટાનો એક પ્રસંગ છે. સાધારણ રીતે આવા પાટાઓ એકવાર બંધાયા પછી ફેંકી દેવાતા પણ વિનોબાજીને ખબર પડી કે લડાઈ દરમ્યાન આવા પાટાઓને ઉકાળીને ફરી કામમાં લેવાનું શરૂ થયું હતું. તેઓ એ વાત પર ખુશ થઈ ગયા. દેશની મિલકતના આવા બચાવની વાતથી તેઓ ડોલી ઊઠ્યા. એમણે પોતે વાપરેલો પાટો ધોઈ સ્વચ્છ કરીને તેઓ જેલ-સુપ્રિન્ટેન્ડન્ટને હોંશથી ભેટ આપી આવ્યા. એને તો આ નાહકની કીચપીચ લાગી, પણ અણુમાં રેણુ અને કીડીમાં પણ આત્મા જોનારા વિનોબાના અંતરમાં તો આ નાનકડા કામથી આનંદના ઓઘ ઊભરાતા હતા. સાથીદારને તેમણે કહ્યું, 'રઘુ, તારામાં શક્તિ હોય તો આ પાટાની ઘટના પર તો તું મહાકાવ્ય લખી શકે.' વિનોબાનાં મનોજીવનનાં મૂલ્યો અલૌકિક હતાં. ઉપરટપકે નાના લાગતા પ્રસંગોની ભીતરમાં તેમના ઋજુ હૃદયનો અનંત ધૂઘવતો. તેને પરિણામે આ જેલજીવન અને તેવા જ જગતના નિત્યનૈમિત્તિક તુચ્છ પ્રસંગોથી આંદોલિત થઈ ક્ષીરસાગરના વલોણા જેવું મંથન તેમનું અંતર અનુભવતું. તેમાંથી અમૃત સમું જે નવનીત તેમણે તારવ્યું છે તે આજે આપણા રાષ્ટ્રની સપાટીએ આવીને વિશ્વને માર્ગદર્શક બને

તેવા રત્નજ્યોતિરૂપે ઝળહળે છે. ગધેડા પર ઠકણું પડે તો કાન બંધ કરવા પડે તેવું સંગીત નીપજે, પણ સિતાર પર નખલી અડે તો દિવ્યલોકમાં લઈ જનારું સંગીત જન્મે. વિનોબાનું અંતઃકરણ નારદની વીણા જેવું સુંદર મેળવાયેલું હતું. તેથી આવા નાનાનાના પ્રસંગોમાંથી વિનોબા જીવનનાં ઊંડાં મર્મો પામ્યા.

## 'આશ્રમજેલમાં બદલી થઈ!'

આમ વિનોબા જેલની પાઠશાળામાં જીવનના પાઠ લેતા હતા, ત્યારે બહાર સરદાર વલ્લભભાઈએ ઝંડા-સત્યાગ્રહને એવી દક્ષતાથી ચલાવ્યો અને કમિશનરની એવી કફોડી દશા કરી મૂકી કે છેવટે એ લડતમાં સત્યાગ્રહીઓનો વિજય થયો. વિઠ્ઠલભાઈએ પણ વાટાઘાટોમાં ભાગ લીધેલો. અંતે વિજયી ઝંડો સરઘસને મોરચે સવાર થઈ સિવિલ લાઈન્સમાં કૂચ કરી આવ્યો. જન્માષ્ટમીને દિવસે બધા કેદીઓને છોડી દીધા.

વિનોબાને પોતાના જેલર-શિષ્યને કારણે આ છુટકારાની આગલે દિવસે ખબર પડી ગઈ હતી. એમણે સાથીદારને મધ્યરાત્રે ઉઠાડીને કાનમાં સંકેત કર્યો હતો, 'રઘુ, કૃષ્ણ જન્મ પછી કંસના કેદખાનામાં રહેવાનું નહીં થાય.' વિનોબાનો સંકેત પણ સંસ્કૃતિથી ભરપૂર!

જેલમાંથી છૂટતાંની સાથે વિનોબા અને સાથીઓએ સીધી દોટ મૂકી સત્યાગ્રહ આશ્રમ, વર્ધા તરફ. વહેલે પરોઢિયે વર્ધા સ્ટેશને ઊતરી આશ્રમમાં પગ મૂક્યો. પહેલું કામ કર્યું સવારનો ઘંટ વગાડી આશ્રમજીવનનો ક્રમ ચાલુ કરવાનું. 'હાશ, જેલમાંથી છૂટી આવ્યા; આજે છુટ્ટી!' એવી વાત

કરે તો એ વિનોબા શેના? સાથીએ વિનોદમાં કહ્યું, ‘ ધુળિયા જેલમાંથી બદલી થઈ અને હવે આશ્રમ જેલમાં પાછા આવી ગયા!’

અને સાચે જ વિનોબા પણ ગાંધીજીની જેમ જેલજીવનની કેટલીયે વાતો પર મુગ્ધ થઈને આવ્યા હતા. કહે, ‘ સાચું આશ્રમી જીવન તો ત્યાં જ અનુભવ્યું. ગણતરીના કપડાં, પાણીનું ટમલર અને કાંજીનું છાલિયુ એટલાં વાસણ, અસંગ્રહનું વ્રત આથી વધુ બીજે કયાં પળાય છે? નિયમસર નાહવાનું, ખાવાનું, કામ કરવાનુ અને ઘંટને ટકોરે ઊંઘવાનું ને ઊઠવાનું, ક્રમબદ્ધ જીવન, માંદા પડવાની પણ છૂટ નહીં! ભોજનમાં અસ્વાદવ્રત તો રોજ હોય જ! આથી વધુ સંયમવ્રત આશ્રમમાં આપણે કયાં પાળીએ છીએ? આપણે આપણા આશ્રમમાં જેલની સારી ચીજો અપનાવી સુધારા દાખલ કરવા પડશે.’

આનો અર્થ એ નહીં કે ઊંધા સરકસની જે ઉપમા વિનોબાએ જેલને આપી હતી, તે તેઓએ પાછી ખેંચી લીધી હતી. જેલની ગુલામીને તેઓ વખાણતા નહોતા. પણ બાહ્ય જીવન વ્રતબદ્ધ, નિયમિત થઈ જાય તો માણસની શક્તિઓ સ્થૂળ જીવનના ઝઘડાઓમાથી નવરી પડે અને ઉચ્ચ જીવન તરફ, ઊંચા આદર્શો પ્રત્યે કામ કરવા નવરી પડે એ જ એમની ઇચ્છા હતી. આ જેલ પછી વિનોબા જીવનશુદ્ધિના વિષયમાં ઊંડા ઊતરી ગયા અને રાજકારણ તેમ જ બીજા સ્થાનિક જાહેર જીવનમાંથી કાચબાની જેમ સઘળાં અંગો સંકેલી લઈ સત્યાગ્રહ આશ્રમના પ્રયોગોમાં એકાગ્ર થઈ ગયા.

## વાયકોમ સત્યાગ્રહ

૧૯૨૪–૨૫માં ત્રાવણકોર રાજ્યના વાયકોમ ગામમાં સત્યાગ્રહ શરૂ થયો. કેરલમાં અસ્પૃશ્યોનો છાંયો પણ બ્રાહ્મણોને અભડાવતો એટલે મંદિરની અંદર તો શું, પણ આજુબાજુના રસ્તેથી નીકળવાની પણ અસ્પૃશ્યોને મનાઈ હતી. આની વિરુદ્ધ સ્થાનિક કોંગ્રેસના કાર્યકર્તાઓએ આંદોલન આરંભ્યું અને શ્રી. કેલપ્પનજી વગેરે જેલમાં ગયા. નેતાઓ જતાં આંદોલન ઢીલું પડવા લાગ્યું. એટલે તેને સતેજ કરવા ગાંધીજીએ વિનોબાજીને વાયકોમ મોકલ્યા. ત્યાં જઈ સત્યાગ્રહીઓની છાવણીમાં પોતાના આશ્રમી જીવનના જીવતા દાખલાથી વિનોબાજીએ શિસ્ત, સંયમ, પવિત્રતા, સત્ય માટેનો નમ્ર આગ્રહ, બાહ્ય શિસ્ત અને કવાયતની અહિંસક પદ્ધતિ-સ્વરૂપ કતાઈથી વાતાવરણને થોડા જ વખતમાં મઘમઘાવી મૂક્યું અને શાંત ભાવે પોતે વર્ધા પાછા આવી કામે લાગી ગયા.

## શાંત સાધના

આ એક અપવાદ સિવાય ૧૯૨૩થી ૧૯૩૨નાં દસ વર્ષ અને તે પછી ૧૯૪૦ સુધીનાં આઠ વર્ષમાં વિનોબાજીના જીવનકાળની નોંધપાત્ર ઘટના એ જ કે એ બે ગાળામાં, સાધારણ રીતે જેને નોંધપાત્ર કહેવાય છે તેવું કશું બન્યું નથી. જૂની ભાષામાં દોઢ તપ જેટલો, એટલે કે લગભગ ૧૮ વર્ષનો એ કાળ વિનોબાજીની મૌન સાધનાનો, ઉગ્ર તપસ્યાનો કાળ હતો અને એની ખૂબ જરૂર પણ ત્યારે હતી.

એ વર્ષો આપણા દેશમાં અહિંસાની સાધનાવસ્થાનાં હતાં. ગાંધીજી ઍપેન્ડીસાઈટીસના ઑપરેશન પછી ૧૯૨૫માં

છૂટ્યા. તે જ વર્ષમાં પોતાના હાથમાં આવેલાં કૉંગ્રેસનાં સૂત્રો પં. મોતીલાલજી અને દાસબાબુના સ્વરાજ્ય પક્ષને સોંપી તેઓએ પોતાનાં અહિંસક શસ્ત્રોને સજાવવાની સાધના સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમા ખેકાખેકા શરૂ કરી હતી.

આ વખતે વિનોબાએ વર્ધાના સત્યાગ્રહ આશ્રમમાં અર્થશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ખાદીનું શાસ્ત્ર અને ભારતીય સમાજશાસ્ત્ર વગેરેનું ઊંડું અધ્યયન અને તેને અંગેના પ્રયોગો આદર્યા હતા. એ પ્રયોગોનું ઉપરઉપરનું સ્વરૂપ ફીકું લાગે, પણ વિનોબાજીએ તો એ નાનાનાના પ્રયોગો પર જ મોટા સિદ્ધાંતોની માંડણી કરી છે. પ્રાચીન સત્યો અને અર્વાચીન પરિસ્થિતિનું તલસ્પર્શી પૃથક્કરણ કરી તેમનો સમન્વય તેઓ નિત્યના વ્યવહારમા સાધે જતા હતા. સાથેસાથે તાલીમબદ્ધ કાર્યકર્તાઓની ટુકડીઓ તૈયાર થતી જતી હતી. ભાષાશાસ્ત્રથી માંડીને કોઢિયાઓની સેવા સુધીના વિવિધ વિષયોમાં પારંગત એવા સેવકો વિનોબાની પ્રેરણા અને એમના માર્ગદર્શન નીચે તૈયાર થઈ રહ્યા હતા.

રાજકારણના રંગમંચ પર થતા ખેલ તેઓ જોતા પણ તદ્દન નિસ્પૃહભાવે; ગાંધીજી ત્યાં હતા, પછી તેઓ શા માટે જરા યે વિચાર તે વિશે કરે? પરિણામે તેઓ ગાંધીજીના જ સત્ય, અહિંસા, અભય અને અપરિગ્રહના સિદ્ધાંતોને આધારે એવી તૈયારીઓ કરી શક્યા, જે રાજકીય સ્વરાજ્ય મળ્યા પછી દેશના નવનિર્માણ કરવાનો પ્રસંગ આવે ખૂબ કામમાં લાગી. ગાંધીજીની રચનાત્મક શક્તિનો ખૂબ મોટો ભાગ સ્વરાજ્ય જીતવામાં ખરચાઈ જતો હતો, પણ ઈશ્વરની કૃપા હતી કે તેઓ આમ છતાં ઘણી શક્તિ દેશની રચના માટેના રચનાત્મક કામ પર લગાડી શક્યા હતા અને વિનોબા અને

તેમના જેવા બીજા થોડા સમર્થ માણસોને ઊંડા રચનાત્મક કામની લગની લગાડી શકયા હતા.

## સાધનાની સુગંધ

આ જ સમયમાં 'મહારાષ્ટ્રધર્મ' ફરી સાપ્તાહિકરૂપે સજીવન થયું. વિનોબા તેમાં લેખો આપતા હતા, પણ કહેતા, 'મને લખવા પ્રત્યે ઊંડો કંટાળો છે. ન છૂટકે જ લખું છું. વાચકો પણ વાંચતાં કંટાળતા હોય તો સારું એમ મને તો લાગે છે. તેમણે પણ ન છૂટકે જ વાંચવું જોઈએ. મારાં કર્તવ્યો પાર પાડીને જે ફાજલ સમય મળે છે તેમાં હું લખું છું અને લખીશ; વાચકો પણ પોતાનાં ઇતર કર્તવ્યો સાચવીને જ વાંચે.'

વિનોબાનું લેખન તેમનાં જીવન, સાધના અને ઊંડા અધ્યયનના સાર જેવું રહેતું. એમના એકેએક લેખમાં એમના તપશ્ચર્યામય આશ્રમજીવનની અને તેમના આદર્શોની ફોરમ છે. કેટકેટલી ઊંડી મહેનતથી છોડ ધરતીને હૈયે બાઝી જીવનનું સર્જન કરે છે! જ્યારે બહાર આવે છે ત્યારે એ છોડ આપોઆપ ફૂલોથી લચી પડે છે. એ પુષ્પોનો પરાગ મધુકર એકઠો કરે છે. વિનોબાના આ સાધનામય જીવનનો સાહિત્ય-પરાગ પણ 'મધુકર' નામના સંગ્રહમાં એકઠો થયો છે. એમાંથી એક વાકય લઈએ:

'પવન વાય છે ત્યારે પોલા વાંસમાંથી અવાજ નીકળે છે, તેમ ચળવળનો વાયરો ફુંકાય ત્યારે પોલા કામમાંથી કીર્તિનો અવાજ નીકળવા માંડે છે. વાંસ નક્કર હોય તો અવાજ ન નીકળે. માણસ નક્કર કામ કરવા લાગે છે, ત્યારે

તેમાંથી કીર્તિનો અવાજ સંભળાતો નથી.'

વિનોબાની આ કાળની સાધના નક્કર વાંસ જેવી હતી. પણ એની ઉપરની હરિયાળી પર્ણપતાકામાંથી નીકળી ગયેલી આ લેખોની થોડીશી સુરાવલી, થોડી છતાં એમને અમર કીર્તિ અપાવે તેવી છે. અને એ જ નક્કર કર્મયોગના અનુભવોની વેદી પર આજે એ રાષ્ટ્રપુરુષ બનેલા સાધકની યજ્ઞ-જ્વાળા ભભકી ઊઠી છે, જે જગત આખું જુએ છે.

## કારાવાસમાં ગીતાપ્રવચન

ધારાસભામાં જઈને સ્વરાજ્ય માટે લડવાના કાર્યક્રમની નિષ્ફળતા પં. મોતીલાલજીને ૧૯૨૮ સુધીમા સમજાઈ ગઈ. વળી દાસબાબુ ગુજરી ગયા. તેથી ખેલદિલ મોતીલાલજીએ ફરી કોંગ્રેસનાં સૂત્રો સંભાળી લેવા ગાધીજીને કહ્યું. સુભાષબાબુ, જવાહરલાલ વગેરે જુવાનો 'પૂર્ણ સ્વાતંત્ર્ય આજે ને અત્યારે' એવી જહાલ વાત કરતા હતા, જ્યારે દેશને હજી સ્વરાજ્યની જવાબદારી માટે અને લડત માટે પણ તૈયાર કરવાનો છે એ ગાંધીજી બરાબર સમજતા હતા. એમણે જુવાનોને થોડા નારાજ કરીને પણ એક વર્ષની તૈયારી આરંભી અને સરકારને નોટિસ આપી કે ૧૯૨૯ની આખર સુધી નેહરુ રિપોર્ટે સૂચવેલું 'ડોમિનિયન સ્ટેટ્સ'–'સાંસ્થાનિક દરજ્જા'નું બંધારણ સ્વીકારો, નહી તો નાકર જેવી લડત આપીશું. પણ સરકારે મચક ન આપી. તેથી લાહોર કોંગ્રેસમાં 'ડુમિનિયન સ્ટેટ્સ'ની વાત રદ કરીને કોંગ્રેસે પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય જાહેર કર્યું. યુદ્ધનાં નગારાં વાગ્યાં. ગાંધીજીએ ઘરઘરમાં ખપતા મીઠા ઉપરના વેરા પર સત્યાગ્રહનું તીર તાક્યું. દાંડીકૂચ, ધારાસભા અને એવા અનેક કાંડ દેશ-

ભરમાં ભજવાયા. આખો દેશ હેલે ચડ્યો હતો!

પણ નમકની મુક્તિ માટે સાગર વલોવતું યુદ્ધ જામ્યું હતું, ત્યારે પણ વિનોબા તો વર્ધાના આશ્રમમાં જાણે દરિયાને તળિયે બેઠા હોય તેમ નિશ્ચળ બેઠા હતા અને નિત્ય સાધના નો ચરખો ચલાવે જતા હતા. મિત્રોને આશ્ચર્ય થયું કે આ તે કેવા માણસ છે? એમણે જઈને કહ્યું, 'તમે તો ભાઈ યોગી છો, તમારા પર સ્તુતિ–નિંદાની કાંઈ અસર નથી થતી પણ લોકો અમને તમારું નામ લઈ મેણાં મારે છે, તે નથી ખમાતું.' વિનોબા હસીને કહેતા, 'હોય, લોકો તો કહે જ ને!' વિનોબા તો માનતા કે સાગરમાં ઝંઝાવાત ઉપાડવો ને શમાવવો એ આકાશના રત્નો–સૂર્ય–ચંદ્રનું કામ છે. લડતો ઉપાડવી ને આટોપવી એ ગાંધીજી જેવા મોટા રાજકીય નેતાઓનું કામ છે. આપણે આ દરિયાને તળિયે બેઠાબેઠા ત્રાક પર સૂતરનો મૌક્તિક દાવ ચડાવતા રહીએ તો એમાંથી કોઈક દિવસે ઉત્તમ મોતી બની રહેશે અને આપણી પણ એ મોતીની સાથેસાથે મુક્તિ થઈ જશે. પણ એમણે ધાર્યાં હતા તે કરતાં મરજીવા વહેલા ડૂબકી મારીને આવ્યા અને એમને ઉપાડીને ફરી ધૂળિયા જેલમાં પૂરી દીધા.

થયું એમ કે ૧૯૩૨માં સરકારે કૉંગ્રેસને ગેરકાયદે જાહેર કરી ત્યારે વિનોબા ખાનદેશમાં કોઈ કારણે ફરતા હતા. તેઓની માન્યતા દૃઢ થતી જતી હતી કે સૂતરનો તાર હજી સ્વરાજને તાણી લાવવા જેટલો પાકો થયો નથી; માટે શાંત રચનાત્મક કામ દ્વારા હજી વધારે તપસ્યા કરવી જોઈએ. ધૂળિયામાં એક સજ્જને એમનું ભાષણ ગોઠવ્યું હતું. પણ દરમ્યાન ખબર આવ્યા કે કૉંગ્રેસ ગેરકાયદેસર જાહેર થઈ છે. પેલા ભાઈએ સભા તો બોલાવી હતી પણ

હવે ગભરાયા. વિનોબા એ હરપોકપણાથી ખૂબ વ્યથિત થયા. ખાદી તો વીરની અહિંસાનો પોષાક હતો. એની નીચે આવી કાયરતા શોભે ? કર્તવ્ય સામે ચાલીને આવે ત્યારે એ પાછા પડે તેવા નહોતા. એમણે નિયત સમયે, નિયત સ્થળે ભાષણ કર્યું જ. તીવ્ર શબ્દોમાં તેમણે પોતાની વ્યથા વ્યક્ત કરી : 'આજે મેં આપણી માતાનું પ્રેત જોયું. નિર્જીવ ખાદીનું મડદું જોયું.' એ ભાષણ પછી તેમને તરત પકડી લેવામાં આવ્યા અને સજા ફરમાવાઈ. ધુળિયા જેલમાં ઉપલા વર્ગમાં તેમને મૂક્યા હતા, પણ તેમણે સાથીદારોથી અલગ મોજથી રહેવું પસંદ ન કર્યું અને હાથે કરીને બીજા વર્ગમાં ગયા.

ધુળિયાનો એમનો આ બીજો કારાવાસ વિચારક્ષેત્રે ઘણો ફળ્યો. જમનાલાલજી, રિષભદાસ રાંકા અને સાને ગુરુજી જેવા સંતો અને સજ્જનો અનાયાસે ભેગા થયા હતા. એમના આગ્રહને વશ થઈ વિનોબાજીએ ગીતા પર અંતરની ઊલટથી પ્રવચનો આપ્યાં. સાને ગુરુજીએ લગભગ અક્ષરશઃ તે નોંધી લીધાં. શિવાજી ભાવેએ પાછળથી આ નોંધો પર મહેનત કરી અને વિનોબાજી પાસેથી પણ સુધારાવધારા કરાવીને પુસ્તકાકારે એ પ્રસિદ્ધ કરવામાં આવ્યા. એ પુસ્તક એટલું સુંદર થયું કે વિનોબાજી જેવા નિર્મોહીએ પણ પોતાની વાસના વ્યક્ત કરી કે આનો પાઠ ઘેરઘેર થાય. આજે પણ વિનોબાજી પોતાનાં પુસ્તકોમાં આને ખૂબ વધુ મહત્ત્વ આપે છે અને પોતાના હસ્તાક્ષર કેવળ આ જ એક પુસ્તક કોઈ ખરીદીને લાવે તો તેના પર આપે છે. એમણે ખૂબ રસ લઈને એ પુસ્તકને સસ્તું કરાવ્યું છે.

## ગાય, ગામડું ને ગરીબી

ધુળિયા જેલમાંથી છૂટ્યા ત્યારે વિનોબા ખાદી અને ગ્રામસેવા વિશે ખૂબ ઊંડા વિચારમાં પડી ગયા હતા. પ્રત્યક્ષ ગામડામાં બેસી ચરખાની શક્તિ અજમાવવી હતી. વળી ૧૯૩૦-૩૨ની લડત પછી ગાંધીજીએ હરિજન પ્રશ્ન પર ઘણો ભાર મૂક્યો. દાંડીકૂચ પર નીકળ્યા ત્યારે સાબરમતી આશ્રમ છોડીને નીકળ્યા હતા. એ આશ્રમ લડત પછી હરિજનોને સમર્પણ કર્યો. વિનોબાજી જેલમાંથી પાછા આવ્યા ત્યારે એમનો સત્યાગ્રહ આશ્રમ સરકારી જપ્તીમાંથી હમણાં જ છૂટ્યો હતો. તેઓએ આ બધા નિમિત્તે તેથી મહિલાશ્રમવાળું સ્થાન છોડ્યું અને થોડે દૂર મુખ્યત્વે હરિજનોની વસ્તીવાળું નાલવાડી ગામ હતું ત્યાં વસવાટ કર્યો. ત્યાં બકરા પૂરવાનું એક મકાન લઈ તેમાં રહેવા માંડ્યું. આગળ ઉપર અહીં જ ગોસેવાનું નિમિત્ત ઉત્પન્ન થયું. પશુધનમાં હિંદુસ્તાન સમૃદ્ધ છે. ખેતી અને ખેતીનાં કામો માટે બળદને બદલે યંત્ર વાપરવાનો વિચાર આ દેશમાં તો માત્ર ભણેલા મૂરખાઓ જ કરી શકે છે. બળદ માટે ગાયને નભાવવી જોઈએ. તેથી શ્રીકૃષ્ણે ગોપાલ બની ગોસેવાની પરંપરા ઊભી કરી. પણ આજે આર્થિક ચક્રો એવાં બેઠાં છે કે ગાય રહેંસાય છે. તેમાંથી એને ઉગારવા અહિંસક ચામડાં અને હાડકાંના ઉદ્યોગોને શાસ્ત્રીય રીતે વિકસાવવા જોઈએ. વિનોબાજીએ એક-બે અનુયાયીઓને આ કામમાં પલોટવા માંડ્યા. તેમાંથી ગોપુરીની ચર્માલય સંસ્થા પેદા થઈ. હાડકાંના ઉદ્યોગના નિષ્ણાત તો આજે ભારત સરકારને એ કાર્ય માટે બરાબર ખપ લાગ્યા છે. વિનોબાજીએ બ્રાહ્મણના છોકરાઓને મરેલાં ઢોરની ચીરફાડના નિષ્ણાત

બનાવ્યા. એ માટે તેમણે પોતે પણ સૂગ છોડી જાતે એ કામમા ભાગ લીધો.

અહી નાલવાડીમા જ હરિજનસેવા તથા ગ્રામસેવા કરતાકરતા તેમણે ખાદીને તેના મૂળ હેતુરૂપ ગ્રામજનતાની બેકારીના પ્રશ્ન સાથે સીધી રીતે સાકળી લેવાનો પ્રયોગ આરભ્યો વડોદરાની વાડીઓમા તેમણે બચપણમા જોયેલુ કે કોઈકાળે આઠઆઠ દસદસ ઘટીઓ પડી રહેતી ગરીબ સ્ત્રીઓ દળણા લાવીને એના પર દળી જતી અને પોતાનો રોટલો રળી કાઢતી. એ નમૂનાને સુધારીને વિનોબાએ નાલવાડીમા 'પરિશ્રમાલય' કાઢયુ. તેમા કતાઈનો એક શિક્ષક રહેતો જે માણસને કામ જોઈએ તે આવે, કતાઈ શીખે અને કાતીને કમાય આમા એમને અનુભવ થયો કે કતાઈથી પેટપૂરતુ વેતન નહોતુ મળતુ

એ જ અરસામા ૧૯૩૪થી ૩૮ દરમ્યાન બાપુ હરિજન યાત્રા અગે દેશભરમા ફરતા હતા એ યાત્રાને નિમિત્તે ૧૯૨૯થી દેશભરમા સ્થપાયેલા ખાદીકેદ્રોને પ્રત્યક્ષ જોવાનો મોકો તેમને મળતો હતો. ચર્ખાસઘના સાવલી કેદ્રમાથી એક આશ્રમી ભાઈ આ જ દિવસોમા તેમની પાસે હેવાલો મોકલતા હતા કે કતામણમાથી કાતનારને પેટ પૂરતુ મળતુ નથી

આપણો દેશ ખેતીપ્રધાન છે, પોણી વસ્તી ખેતી પર જીવે છે, ખેતીમા વરસમા ૪થી ૬ મહિના કામ હોતુ નથી અને ગરીબી પારાવાર છે એના ઉકેલ તરીકે રેટિયાના મત્રનું દર્શન કરનાર દષ્ટાથી આવો હેવાલ કેવી રીતે સહન કરી લેવાય?

વિનોબાજી પણ આ પ્રશ્નને ઉકેલવા મડ્યા હતા.

કતાઈની કળા સુધારીને તેનું ઉત્પન્ન વધે તેવી કોશિશ કરતા હતા. અદનામાં અદના માણસને પણ સુલભ એવી નાનકડી તકલી પર ઝડપથી કાતવાનું આખું શાસ્ત્ર તેમણે જાતે પ્રયોગો કરીકરીને નિર્માણ કર્યું. કાંતણના પ્રયોગો પણ સમગ્ર પ્રાણશક્તિથી એકાગ્ર થવાના ઇરાદાથી તેમણે વ્રત પણ લીધું કે કતાઈની મજૂરીમાંથી જે મળશે તેના પર જ ગુજારો કરવા પ્રયત્ન કરીશ. આટલી તન્મયતાથી એમણે પોતાની કુશાગ્ર બુદ્ધિ આ કામં પર એકાગ્ર કરી; તેથી તેમાંથી પીંજણની ક્રિયાને રદ કરતી તુનાઈની પદ્ધતિ અને સૂતરને સહેલાઈથી વણાય તેવું બનાવવાની દુબટા પદ્ધતિ પેદા થયાં. પ્રયોગોના નિચોડરૂપે 'મૂળ–ઉદ્યોગ–કાંતણ' નામે પુસ્તિકા વિનોબાએ લખી. તેમા અંતે તેઓએ પોતાના પુરુષાર્થનો હેતુ જણાવ્યો છે: 'આપણા પૂર્વજોએ ચકલો–વેલણ, થાળી-કલેડું વગેરે રસોઈના અત્યંત સાદા સાધનો યોજી કાઢ્યાં તેથી ઘેરેઘેર રસોઈ થઈ શકે છે. 'નઈ તુનાઈ' મારફત પીંજવાની ક્રિયાનો તેવો જ સરળ ઉપાય હવે જડી ગયો છે.'

કાંતણની પદ્ધતિને સુધારી કાંતનારની કુશળતા વધારવાની સાથેસાથે બીજો પ્રશ્ન એને વાજબી વેતન આપવાનો હતો. વિનોબા અને ગાંધીજીના દિલમાં હમેશાં ગરીબોનાં દુઃખદર્દ સૌથી ઉપર રહેતા. આ દિવસોનું એક ટૂંકું વર્ણન વિનોબાએ કર્યું છે:

'૧૯૩૫ની વાત છે. તે દિવસોમાં હુ આખો દિવસ કાંતતો. સોળ લટ (=૩૪૧૩ફેવાર) કાંતવાનો નિયમ કર્યો હતો. એક પૂરું વર્ષ તે ચાલ્યો. સાધારણ સારી ગતિથી કાંતનારના એક આખા દિવસનું આ પૂરતુ કામ ગણાયું. સોળ લટ કાંતવાના પ્રયોગમાં કાંતવાની મજૂરીનું માપ

કાઢવુ અને બને તો તેથી જ શરીરયાત્રા નભાવવી એવો ઉદ્દેશ હતો. બાપુએ એકવાર મને પૂછ્યુ, 'તમે આટલું કાંતો છો તો ચરખાસંઘની મજૂરીને હિસાબે તમને શું મળે છે?' મેં કહ્યું, 'બે સવાબે આના.' પછી એમણે પૂછ્યુ, 'અને રોજનો તમારો ખર્ચો કેટલો છે?' મેં કહ્યું, 'આઠ આના.' બાપુએ કહ્યું, 'એનો અર્થ એ કે આખો દિવસ કાતનાર સારો કારીગર પણ પોતાનું ઉદરપોષણ ન કરી શકે!' એ શબ્દોમાં એમનું દુઃખ સાફ વરતાતું હતુ.

છેવટે, સરદાર, કૃપલાનીજી, જમનાલાલજી વગેરે જેવા ચરખાસંઘના વ્યવસ્થાપકશક્તિવાળા વહેવારુ લોકોના સ્વાભાવિક વિરોધ છતાં બાપુએ દઢતાપૂર્વક ચરખાસંઘ પાસે કાંતનારને જીવનવેતન આપવાનો સિદ્ધાંત કબૂલ કરાવ્યો. વિનોબાને અપાર આનંદ થયો. 'કારણ હું પણ એક મજૂર જ છું. 'ઘાયલ કી ગત ઘાયલ જાણે.''

અર્થશાસ્ત્રની આણ દઈને ખાદીનો વિરોધ કરનારાઓને સાચી સમજ આપવા તેમણે આ દિવસોમાં કેટલીક માર્મિક વાતો કહી છે.

## પરમધામમાં સામ્ય સાધના

નાલવાડીમાં સંસ્થાનો મધપૂડો બાઝયો એટલે વિનોબા ત્યાંથી ભાગ્યા અને ધામનદીને કાંઠે પૌનાર ગામની પાસે આવીને વસ્યા. એ સ્થાનને તેમણે 'પરમધામ' (ધામની પેલે પાર) એવું નામ આપ્યુ.

ગામડાંના પ્રશ્નોમાં વિનોબાજી વધુ ઊંડા ઊતરતા ગયા. ખેતી, ગ્રામોદ્યોગો, ગ્રામસફાઈ વગેરેના તેમના પ્રયોગો આરંભાયા ઈશ્વરને ભજો હોય તો ઈશ્વર થવું પડે. ઈશ્વરનો યોગ

કરવો પડે, તેમ ગામડાને સમજવું હોય તો ગામડિયા થવું જોઈએ, ગામડિયાના જેવા, એના સમાન થવું જોઈએ ગરીબને સમજવા ગરીબી સાથે સામ્ય સાધવું જોઈએ. આવા વિચારો વિનોબાજીના મનમાં દૃઢ થતા જતા હતા. ગીતાની ભાષામાં બીજામાં પોતાને અને પોતામાં બીજાને જોવાને 'સામ્ય' 'યોગ' (ગીતા અ. ૬, ૩૩) સાધવાની વિનોબાજી તૈયારી કરી રહ્યા હતા.

## પહેલા સત્યાગ્રહી

દરમ્યાન હિંદુસ્તાન અને જગતના તખ્તા પર વીજળિક ફેરફારો થતા હતા. પિતાને પગલે જવાહરલાલજીએ પણ કોંગ્રેસના સૂત્રો ગાંધીજી પાસેથી લઈ થોડાં વરસોના અનુભવ પછી પાછાં ગાંધીજીને સોંપ્યાં હતાં. નવી હાલતમાં નવી રીતે સરકારને યુદ્ધ આપવા માટે ગાંધીજીની નેતાગીરીની દેશને જરૂર હતી. એ અહિંસક સેનાપતિ અંગ્રેજોને એમની કટોકટીને ટાણે મૂંઝવવા નહોતો માગતો અને દેશ પર ફાસીવાદ જર્મન કે જાપાની ધાડાને બોલાવવા પણ નહોતો માગતો છતાં અંગ્રેજોએ પ્રાંતોમાં જવાબદારી ધારણ કરીને બેઠેલી કોંગ્રેસ સરકારોને પૂછવાનો વિવેક પણ કર્યા વગર આ દેશને લડાઈમાં પોતાને પક્ષે હોમી દીધો હતો, તે સામે સ્પષ્ટ વિરોધ તો કરવો જ હતો. એમણે વ્યક્તિગત સત્યાગ્રહની યોજના ઘડી કાઢી. એક પછી એક ચુનંદો સત્યાગ્રહી સરકારને પોતાના ઇરાદાની જાણ કરી યુદ્ધવિરોધી ભાષણ ખુલ્લંખુલ્લાં કરે અને જેલ વહોરી લે એવો એ સત્યાગ્રહનો પ્રકાર હતો.

ગમે તેને નહીં પણ કેવળ કસાયેલા અને પરખેલા માણસોને સત્યાગ્રહી તરીકે ગાંધીજી ચૂંટવાના હતા. તેથી

પહેલી પસંદગી કોના પર ઊતરશે એ ચર્ચાતું હતું. સરદાર, જવાહર, રાજેંદ્રબાબુ, ભૂલાભાઈ વગેરેનાં નામો લેવાતાં હતાં. વિનોબાની તો કલ્પના પણ કોને આવે ? રાજકારણમાં તેમનું નામોનિશાન ક્યાં યે નહોતું. પ્રસિદ્ધિની એમણે કદી પરવા કરી નહોતી. ઊલટો એમનો તો સિદ્ધાંત હતો કે જ્યાં સુધી ધુમાડો થતો હોય ત્યાં સુધી જગતની સામે ન આવવું અને જ્યારે જ્વાલા ભભૂકશે ત્યારે જગત એની મેળે જોશે.

ગાંધીજીએ આ ભારેલા અગ્નિને સંકોર્યો અને એમની કીર્તિની જ્વાલા ભભકાવી. એમણે વિનોબાને સત્યાગ્રહી તરીકે પસંદ કર્યા. લોકોને અને સરકારને નવાઈ લાગે એ સ્વાભાવિક હતું. તેથી ગાંધીજીએ પોતાની પસંદગી સમજાવતો લેખ લખ્યો. ચૂંટેલા શબ્દોમાં તેમણે એમાં વિનોબાનો પરિચય આપ્યો :

'...મેં એમને જ આ સત્યાગ્રહ માટે કેમ ચૂંટ્યા ? બીજા કોઈને કેમ નહીં ?....સન ૧૯૧૬ માં એમણે કૉલેજ છોડી હતી. તેઓ સંસ્કૃતના પંડિત છે. આશ્રમના સૌથી પહેલા સભ્યોમાંના એક છે....તેઓ અભ્યાસી પ્રકૃતિના છે, પણ કાંતવામાં....એવા નિષ્ણાત થઈ ગયા છે કે બહુ થોડા એમની બરાબરી કરી શકે....શ્રીમતી આશાદેવીને હસ્તઉદ્યોગ દ્વારા બુનિયાદી તાલીમ આપવાની યોજનાનો વિકાસ કરવામાં તેમણે ભારે મદદ કરી છે....હિંદુસ્તાનમાં કાંતવાની કળામાં એમના જેટલી સંપૂર્ણતા કોઈએ સિદ્ધ કરી નથી....કોમી એકતામાં જેટલો મને, તેટલો જ તેમને વિશ્વાસ છે. ઇસ્લામની ખૂબીઓ સમજવા માટે તેમણે એક વર્ષ કુરાનેશરીફનો મૂળ અરબીમાં અભ્યાસ કર્યો છે....એમની પાસે શિષ્યો અને કાર્યકર્તાઓનું એવું એક જૂથ છે જે ઇશારો પડતાં હરકોઈ બલિદાન માટે તૈયાર છે....રાજકારણના તખ્તા પર લોકો સામે તેઓ આવ્યા

જ નથી....રાજદ્વારી ભાષણોની નિરંતર ઝડી જ્યાં વરસતી હોય ત્યાં જઈ એકબે વધુ ભાષણો ઝીંકવા કરતાં સવિનય કાનૂનભંગના પ્રયોગોમાં શાંત રચનાત્મક કામ ઘણું વધારે અસરકારક હોય છે તેવો તેમને દૃઢ વિશ્વાસ છે...'

બાપુના એ લેખની સાથે મહાદેવભાઈએ પણ સુંદર લેખ લખ્યો. તેમાં સત્તર વર્ષ પહેલાં તેમણે 'યંગ ઈંડિયા'માં લખેલું, જે આપણે જોઈ ગયા છીએ, તે તાજું કર્યું. એ ઉતારામાં છેલ્લે મહાદેવભાઈએ ટાંકેલું, '....અને અભ્યાસની એમની રીત તો જુઓ! કહે છે, 'મેં સંસ્કૃત તો ઘણું યે વાંચ્યું છે, પણ મેં શાકુંતલ નથી વાંચ્યુ. સંસ્કૃત દેવોની ભાષા કહેવાય છે. દેવગિરા મોક્ષ માટે છે. એને ચિત્તના ક્ષુદ્ર આમોદપ્રમોદ કે મનોવિલાસનું સાધન ન બનાવાય. હું સંસ્કૃત શીખ્યો તે શાકુંતલ વાંચવા નહીં, પણ ગીતા, વેદો, ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર ભણવા માટે શીખ્યો; આત્માને મોક્ષને માર્ગે ચડાવવાનું સાહિત્ય પામવા માટે હું સંસ્કૃત શીખ્યો, કાવ્ય અને લલિત વાઙ્મય માટે નહીં. સાહિત્ય મારા શોખનો વિષય નથી, મારા વિષયો તો છે તત્ત્વજ્ઞાન અને ગણિત....'

સત્તર વર્ષ ઉપરનું આ ટાંચણ ઉતારી મહાદેવભાઈએ ૧૯૪૦માં વિનોબાજી પ્રથમ સત્યાગ્રહી ચુંટાયા ત્યારે લખ્યું: 'વિનોબાએ પોતાના સિદ્ધાંતોને વ્યવહારમાં કેવી રીતે ઉતાર્યા અને જેને પોતે અહિંસાનું જ બાહ્ય સ્વરૂપ માને છે તેવા રચનાત્મક કાર્યક્રમની સેવામાં પોતાનાં તત્ત્વજ્ઞાન અને ગણિતને કેટલી આબાદ રીતે કામે લગાડ્યાં, તે આ સત્તર વર્ષના ગાળામાં જોવા મળ્યું છે. ખાદીના ઉદ્યોગની કળા અને વિજ્ઞાનમાં પારંગત એવા શિષ્યોની ફોજ એમણે ઊભી કરી છે. રચનાત્મક કામ કરતાંકરતાં ગામડાંમાં જ દટાઈ મરવાનું

મળે એટલા શહીદના સરપાવ માત્રથી જીવનસાફલ્ય અનુભવનારા સેવકો એમણે સર્જ્યા છે. 'योगः कर्मसु कौशलम् યોગ એટલે કર્મમાં કુશળતા' એવીએવી યોગની વ્યાખ્યા ગીતાએ કરી છે. અને વિનોબાએ જે કાંઈ કર્યું છે તે પુરવાર કરી આપે છે કે તેઓએ એવા યોગ પર પ્રભુત્વ મેળવ્યું છે. એક આદર્શ કાંતનારા તરીકે તેઓ રેંટિયા અને તકલી બંને પર ડાબે અને જમણે બંને હાથે કાંતી શકે છે. તેમની વિદ્વત્તા અગાધ છે, છતાં ગામડિયાઓને તેઓ ઘરના માણસ જેવા લાગે છે. તેઓની ઘરગથ્થુ કિસ્સા–કહાણીઓ અને દાખલાદલીલોવાળી સાદી પણ ઓજસ્વી વાણી પર ગ્રામજનતા વારીવારી જાય છે. મરાઠીમાં ગીતાનું સમશ્લોકી ભાષાંતર તેમણે કર્યું છે. મનમાં રમી રહેતું અને વારેવારે જેના ભણકારા વાગે તેવું મૂળ સંસ્કૃત ગીતાનું સંગીત એમાં ગજબનું સરસ ઊતર્યું છે. એ 'ગીતાઈ'ની એક લાખથી વધુ નકલો મહારાષ્ટ્રમાં વેચાઈ ચૂકી છે. પવનારમાં કતાઈના વાજબી દર વિશેના પ્રયોગો કરતાંકરતાં પણ એમને રોજના પાંચ કલાક મૂળ અરબી કુરાનનો અભ્યાસ કરવા માટે શી ખબર ક્યાંથી મળતા! અને હજી કાલે જ ગાંધીજીએ એમને મૌલાના આઝાદની સામે 'અલ્ ફાતેહા'નો પાઠ કરવા કહ્યું, ત્યારે એમના અરબી ઉચ્ચારો અણિશુદ્ધ બરાબર હતા એમ મૌલાનાએ પોતે કહ્યું!'

આવા વિનોબા પ્રથમ સત્યાગ્રહી તરીકે પવનારમાં ભાષણ કરી પકડાયા, ત્યારે કેટલાયે મોટામોટા અમલદારો બબડતા હતા કે જવાહરલાલ, સરદાર પટેલ વગેરે તો મોટા નેતાઓ છે, હજારો લોકો તેમની પાછળ દોડે છે, એવાને આગળ કર્યા હોત તો સખત સજા ફટકારત, પણ આ વિનોબા

તો ત્રીજું અમથું મગતરું છે. આ ગાંધીએ આવાને આગળ કર્યા તેથી એ આગળ આવ્યા. સરકારને એમનો ડર નથી.

પણ સરકારને ખિજવાવવાની વાત જ ક્યાં હતી? ગાંધીજી તો કોઈને પણ ખિજવાવ્યા વગર જ, સરકારને પણ હેરાન કર્યા સિવાય રાષ્ટ્રનો નૈતિક વિરોધ વ્યક્ત કરીને દેશને ધ્યેય પરત્વે જાગ્રત રાખવા માંગતા હતા અને તેમાં એ બરાબર સફળ થતા હતા. ઇંગ્લેંડના પ્રધાનમંડળમાં એમેરી હિંદી વજીર હતા. જાપાને ચીનને કચડ્યું તેમ હિંદુસ્તાનને કચડી નાંખવું વાજબી છે એમ માનનારા તરીકેની તેમની શાખ હતી. તેમને પણ પાર્લામેન્ટમા બોલતા કહેવું પડ્યુ કે આ વિનોબા એક સાચા દયાધર્મી મનુષ્ય છે. દુશ્મનને મોંએ પણ પોતાના સૈનિકને ગાંધીજી બિરદાવલી અપાવી શક્યા તેમા જ તેમના નૈતિક યુદ્ધની સફળતા હતી.

## બાપુ સમી વિકાસશીલતા

વિનોબાજીના પકડાયા પછી તરત જ એમનાં લખાણોનો સંગ્રહ પહેલીવાર પુસ્તકરૂપે બહાર પડ્યો. એની પ્રસ્તાવના લખતાં મહાદેવભાઈએ એમના નૈષ્ઠિક બ્રહ્મચર્ય, પ્રખર વિદ્વત્તા, સાદાઈ વગેરે ગુણો ગણાવતાં કહ્યું કે એવા ગુણોવાળા કે એમાં વિનોબાને ટપે તેવા ગાંધીજીના બીજા અનુયાયીઓ પણ હશે, પરંતુ એમનામાં અદ્વિતીય ગુણ એ છે કે તેઓ હંમેશાં કોઈ ને કોઈ દિશામા વિકસતા હોય છે. બાપુને બાદ કરતાં, મહાદેવભાઈને બીજા કોઈનામાં પણ આ ગુણ દેખાયો હોય, તો તે વિનોબામા. એમનાં વિચાર, વાણી અને આચારમાં જેટલો મેળ છે તેટલો બહુ ઓછા લોકોમાં હશે અને તેથી તેમનું જીવન એક મધુર સંગીત સમું સુસંવાદી

બન્યુ છે. કવિવર ટાગોરે લખ્યુ છે, 'સચાર કર સકળ કર્મે શાંત તારો છંદ.' આ પ્રાર્થના વિનોબા કદાચ પૂર્વજન્મથી જ કરીને અવતર્યા હશે.

નિત્ય વિકાસ સાધતો એ માણસ એક 'મગતરું' ગણાતો તે સ્થિતિએથી માંડીને આજે એવી સ્થિતિએ પહોંચ્યો છે, જ્યારે લેડી ક્રિપ્સ જેવી વિદેશી બાઈને પણ લાગે છે કે ભારત જગત સામે નવો માર્ગ ધરશે, કારણ એની સામે ગાંધીજી જેવાનો દાખલો છે અને સદ્ભાગ્યે ચૂપકીથી વિનોબા ભાવે જેવાનો પ્રભાવ દેશ પર વિસ્તરતો જાય છે!

## જેલમાં વાવણી

વ્યક્તિગત સત્યાગ્રહને અંતે ગાંધીજી છેવટે એ નિર્ણય પર આવ્યા કે હવે આ અંગ્રેજોને કહી દેવું જોઈએ કે અમને કાં ઈશ્વરના ને કાં અરાજકતાના હાથમા સોંપી તમે તમારે જાવ. ઑગસ્ટ–૧૯૪૨માં 'ભારત છોડો' આંદોલન આરભાયુ ત્યારે હવે તો પ્રસિદ્ધ થઈ ચૂકેલા, વિનોબાને

સ્વરાજ્યમાં દેશનું અર્થતંત્ર કેવું હોય, ખેતી કેવી રીતની હોય તો દેશ સ્વાવલંબી થઈ શકે વગેરે વિચારો અને પ્રયોગો તો જેલમાં પણ ચાલતા જ હોય. વેલૂરમાંથી વિનોબાને બીજે ખસેડ્યા પછી મલબારના પ્રસિદ્ધ નેતા શ્રી. કેલપ્પનજીને ત્યાં લાવ્યા, ત્યારે તેમણે જોયું કે જેલના કમ્પાઉન્ડમાં હારબંધ કપાસનાં ઝાડ વાવેલાં હતાં. એમણે પૂછ્યું, 'આ કોણે વાવ્યાં?' જવાબ મળ્યો, 'તમારા વિનોબા નામના કોઈ બાબાજી અહીં હતા તેમણે વાવ્યાં હતાં.'

વિનોબાની વાવણી જેલમાં પણ ચાલતી હતી. વિચારના બીજભંડારની સાફસૂફી કરવા માટે જેલનું એકાંત ખૂબ ફાવતું આવતું હતું.

ભવિષ્યના કાર્યક્રમ વિશે વિનોબાજીએ ઊંડું ચિંતન કર્યું અને '૪૫માં જ્યારે બહાર આવ્યા ત્યારે એ ચિંતનના પરિપાકરૂપ એક નિર્ણય લઈને તેઓ નીકળ્યા હતા કે સમાજના મહેનતમજૂરી કરી જીવતા શ્રમજીવીઓ સાથે તેમના જેવા થઈ ભળી જવું. તેઓ કઠોર મહેનત કરે છે પણ તેમને એ મીઠી નથી લાગતી, વેઠ લાગે છે. શ્રમમાં તેમને શ્રદ્ધા નથી, નિષ્ઠા નથી. માટે શ્રમનિષ્ઠ સમજુ લોકોએ તેઓમાં ભળી જવાનો યોગ સાધવો જોઈએ. ત્યારે જ સમાનતા, સામ્ય સાંપડે અર્થાત્ સામ્યયોગ સિદ્ધ થાય. સામ્યવાદમાંથી તો વિવાદ થાય છે, વર્ગો વચ્ચે વિખવાદ થાય છે અને સર્વનાશ પણ થાય છે. એમાંથી સૌનો ઉદય, સર્વોદય નથી થતો.

આ વિચારો વિનોબાના મનમાં પહેલીવાર જ આવ્યા હતા એવું નથી. પણ લડાઈના દિવસો પછીની દેશની પરિસ્થિતિમાં એ વિચારો આચારમાં ફળે એવી ચાબોહવા જામી હતી. સ્વદેશીનું જૂનું વ્રત સ્વાલંબનના સૂત્રમાં મહોર્યું હતું.

## ૩: જનપદો સીંચવા....

### રાષ્ટ્રપિતાનું બલિદાન

૧૯૪૭માં સ્વરાજ્ય આવ્યુ, પણ ગાંધીજીની પારાવાર વેદના વચ્ચે, તેઓના વિરોધ છતા દેશના ભાગલા થયા. માંડમાંડ આઝાદ થયેલો દેશ કોમી હુલ્લડો, ખૂનામરકી અને હિંસાના ખવંડરમાં છેક તારાજ તો નહિ થઈ જાય ને, એવી દહેશત લાગે તેવો કટોકટીનો સમો આવ્યો. ગાંધીજી યારે જીવનભરના રાજકીય સાથીઓની વચ્ચે, છતાં વિખૂટા પડેલા હતા. અક્યોતેર વર્ષની ઉમ્મરે રાષ્ટ્રપિતા છતે સંતાને અંધકારમાં પોતમેળે રસ્તો શોધવા ફાંફાં મારતા હતા. નેપથ્ય-માં પડેલી એ ભૂતકાળની કરુણ કથની તો ઇતિહાસકારની કલમે કદીક સજીવન થશે, ત્યારે બાપુની શહાદતનો સાચો મર્મ સમજાશે. પણ એ વીર યોદ્ધો જાણતો હતો કે ઈશ્વરને એના પ્રેમ અને અહિંસાના પયગમ્બરને તાવવાની તક આજે ફરી બેહજાર વર્ષે સાંપડી છે. ઇસુને વધસ્તંભે દોરી ઈશ્વરે પ્રેમ અને અહિંસાનો સ્વર્ગીય કીર્તિકળશ પૃથ્વી પર સ્થાપ્યો હતો. બે હજાર વર્ષે એ કળશ પર ચડેલા મેલના ઓઘરાળા એ સાફ કરતો હતો. ભારતભૂમિમાં ભાઈભાઈના તૂટેલાં હૈયાં પર પ્રેમસેતુ બાંધવા માટે, બંગાળના આંસુના પાતળા પુલો પર અક્યોતેર વર્ષના બુઢ્ઢાને દોડાવીને અને એના ભારતીય પરાક્રમની પહેલી વિજયભૂમિ ચંપારણવાળા બિહારમાં શાંતિ-શાંતિ રટતા એ જીર્ણ પથિકને ભટકાવીભટકાવીને આખરે ગોડસેની ગોળીને નિમિત્તે એ મહાત્માને, કપરાં કર્તવ્યો

બજાવીને સ્હેલી રજ સમું ઉત્તમ મોક્ષદાયી મૃત્યુ બક્ષીને, ઈશ્વરે અહિંસાના એ અંતિમ શસ્ત્રની વિસ્મયકારક સિદ્ધિ પ્રકટ કરી. એ બલિદાનનાં રક્તાણુંદ પડઘા સાથે ભારતના મહામાનવસાગરે ઊઠેલાં ભીષણ હિંસાનાં ઉન્મત્ત તોફાન શમી ગયાં. સર્વસ્વ ગુમાવીને આવેલા નિરાશ્રિતો પણ એની જલતી ચેહના ઓળા નીચે સૂવા લાગ્યા:

'ઈશ્વર અલ્લાહ તેરે નામ,
સબકો સન્મતિ દે ભગવાન!'

## પિતાના આશીર્વાદ

રાષ્ટ્રપિતા રાષ્ટ્રના પિતા તો કહેવાયા ૧૯૪૭માં, પણ વિનોબાએ તો ૧૯૧૭માં એમને પ્રેમપૂર્ણ અત્યાગ્રહથી પિતૃપદ આપ્યું હતું. વાઈથી વિનોબાએ લખેલા પત્રના ઉત્તરમાં બાપુએ લખ્યું હતું, '...તમે કરેલી પરીક્ષાનો હું સ્વીકાર કરું છું અને તમારે વિષે પિતાનું પદ ગ્રહણ કરું છું....તે પદને સારુ લાયક બનવા પ્રયત્ન કરીશ અને જ્યારે હું હિરણ્યકશ્યપ નીવડું ત્યારે પ્રહ્લાદ ભક્તની જેમ મારો સાદર નિરાદર કરજો...તમને ઈશ્વર દીર્ઘાયુ બનાવો અને તમારો ઉપયોગ હિંદની ઉન્નતિને સારુ થાઓ એમ ઇચ્છું છું.'

વળી ૧૫ વર્ષ પછી, ૧૯૩૩ના વર્ષને પહેલે દિવસે નાલવાડીથી વિનોબાજીએ બાપુને લખ્યું હતું, 'આ દુનિયામાં આપના આશીર્વાદ વિના બીજું બધું શૂન્ય છે. એમ હું કહી શકું છું કે આ બાર વર્ષોમાં આશ્રમનાં વ્રતોનું પાલન કરવાની મેં લગાતાર કોશિશ કરી છે. તેમ છતાં, હું મારી જાતમાં ઘણી કમીઓ જોઉં છું. ઈશ્વર પ્રત્યે મારી જેટલી ભક્તિ છે તેથી અનેકગણી ઈશ્વરની કૃપા મારા પર

વરસતી મેં જોઈ છે.

'હું જાણું છું કે આપના આશીર્વાદથી તો હું પૂરેપૂરો ઓતપ્રોત છું, તોય તેની ફરી યાચના કરવા માટે આ પત્ર લખું છું. આપના તુચ્છ સેવકની સંભાળ રાખજો. આપના મહાયજ્ઞની આહુતિ બની જવાની યોગ્યતા ઈશ્વર પાસે આ સેવકને અપાવજો....'

ત્યારે બાપુએ જવાબ વાળ્યો હતો, 'તમારી ભક્તિ અને શ્રદ્ધા આંખોમા ખુશીના આંસુ આણે છે. હુ તેને લાયક હોઉં કે ન હોઉં, પણ તમને તો તે ફળશે જ. **તમે મોટી સેવાનું નિમિત્ત બનશો...'**

ભૂમિદાનનો મહાન પ્રજાસૂય યજ્ઞ પ્રકટાવી મહાન સેવાના નિમિત્ત બનવાનો સમય તો હજી પાકયો નહોતો; પરંતુ કોમી અશાંતિની આગ દેશમાં ઠેરઠેર લાગી હતી તે બુઝાવી, આવનારા મહાયજ્ઞ માટે શાંત વાતાવરણ સર્જવા સારુ દેશના અશાંત ભાગોમાં શાંતિયાત્રા કરવાનું કામ સામે હતું.

## પિતાનું તર્પણ

બાપુના મૃત્યુથી વિનોબાની સ્થિરતા વિચલિત થઈ નહોતી. સમાચાર સાંભળ્યા તે જ દિવસે શોકમગ્ન સાથીઓને તેમણે એકનાથ મહારાજનાં વચનો યાદ કરાવ્યાં કે 'હાય હું મરું છુ' કહેનાર ગુરુનો બોધ અને ગુરુના મૃત્યુને રડનારા ચેલાનું જ્ઞાન બંને પાણીમાં ગયાં. ગાંધીજી મોતથી ડરનારા ગુરુ નહોતા, તો વિનોબા એમના મોતને રડનારા ચેલા નહોતા. સૌ કોઈ એ જાણતું હતું, એટલે જ્યારે સેવાગ્રામ મા બાપુના મૃત્યુ પછી પહેલીવાર બોલવા જતાં એમની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી, ત્યારે કોઈ એ પૂછ્યુ,

'અરે! વિનોબા પણ રડ્યા!' વિનોબાએ કહ્યું, 'હા ભાઈ, ભગવાને મને પણ હૈયું આપ્યું છે. તે માટે એનો પાડ માનું છું.' પછી એમણે પોતાનાં આંસુનુ કારણ કહ્યું. બાપુના દેહવિલયના દુઃખથી તેમની આખોમાં પાણી નહોતું આવ્યું. એમને તો પારાવાર વેદના એ થતી હતી કે પોતાના ભાઈઓની આવી હત્યાચારી મનોવૃત્તિ તેઓ રોકી ન શક્યા, એમની આંખ સામે પવનારમા પણ રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળા પકડાયા હતા!

પણ વિનોબાની શ્રદ્ધા ચળી નહોતી. સેવાશ્રમમા એમણે કહ્યુ : '...પિતાનો વારસો તો પામ્યા છીએ, પણ એના સાચા હકદાર થવા માટે મહાન પુરુષાર્થ કરવો પડશે ...બાપુનું મૃત્યુ જે રીતે થયુ છે તેમા આપણા પર ભગવાનની અપાર દયા સમાઈ છે. આપણી બધી રીતે શુદ્ધિ થવાની છે. તેથી જ ઈશ્વરે આવી ઘટના ઊભી કરી છે.'

પરમધામ પાસેથી વહેતી ધામનદીમાં બાપુના શ્રાદ્ધદિવસે ભસ્મવિસર્જન કરતી વેળાએ તેમના મુખમાંથી, બાપુના જીવનકાર્યોને અંગીકાર કરવાના સંકલ્પો આપમેળે સરી પડ્યા. તે વેળાના વાતાવરણમાં જે ચમત્કાર સૌએ અનુભવ્યો, તેનું વિનોબાએ તે જ દિવસે અન્યત્ર વર્ણન કર્યું, 'આજે ધામને કિનારે જે દૃશ્ય ભાળ્યુ તે તો જાણે પુનર્જન્મનું દૃશ્ય હતું. જ્યારે હું ઈશાવાસ્યનો પાઠ કરતો હતો, ત્યારની મારી અનુભૂતિનુ વર્ણન નથી થઈ શકતું. આત્માની વ્યાપકતા વિષે આપણને જ્ઞાનીઓએ શીખવ્યુ છે. શ્રદ્ધા પણ તેના પર જ બેસે છે, પણ આજે તો સૌને તેનો અનુભવ જાણે થયો.'

બાપુના જીવનનો તાર જ્યાંથી તૂટ્યો ત્યાંથી પોતાના જીવનનો તાર આ રીતે સાધીને વિનોબાએ એ રાષ્ટ્રપુરુષ

બનેલા મહાત્માનાં કર્તવ્યો પૂર્ણ નમ્રભાવે ઉપાડી લીધાં.

૧૯૪૮ના માર્ચની આખરે બાપુના બીજા માસિયાને દિવસે તેઓ દિલ્હી આવ્યા અને રાજઘાટ પર પ્રાર્થનાપ્રવચન કરતાં પ્રચંડ શ્રદ્ધાનાં વચનો ઉચ્ચાર્યાં :

'ચંદ્રની સાથે ચંદ્રનું વાતાવરણ રહે છે, મંગળની સાથે મંગળનું, તેમ આપણી સાથે આપણું પોતાનું વાતાવરણ રહેવું જોઈએ. લોકો કહે છે કે કળિયુગ આવ્યો છે. શેનો કળિયુગ ને શેની વાત? કળિયુગમાં વસવું છે કે સતયુગમાં તે તો તું જાતે જ પસંદ કરી લે; તારો યુગ તારી પાસે છે. માટે આપણે એમ ન માનીએ કે દુનિયામાં લડાઈ–ઝઘડાની હવા છે અને આપણે તેની સામે લાચાર છીએ. લાચાર તો જે હોય તે હોય; આપણે તો ચેતન છીએ, આત્મસ્વરૂપ છીએ, આપણું વાતાવરણ આપણે પેદા કરીશું....હિંદુસ્તાન પાસે જો એકે શક્તિ હોય તો તે નૈતિક શક્તિ છે....દુનિયામાં શાંતિ અને સ્વતંત્રતા જાળવવી હશે તો દુનિયાએ ગાંધીજીએ બતાવેલે રસ્તે ચાલવું પડશે. મનુ મહારાજે બે હજાર વર્ષ પર ભવિષ્ય ભાખ્યું હતું કે હિંદુસ્તાનમાં જે વિચારકો પાકશે, તેઓ પાસેથી આખી દુનિયાને ચારિત્ર્યનું શિક્ષણ મળશે. બાપુને કારણે પહેલીવાર એ ભવિષ્યવાણી ફળી છે. બાપુએ જે વિચારો આપણી સામે મૂક્યા છે તે પ્રમાણે જો આપણે આચરણ કરીશું, તો ભારતદેશ દુનિયામાં ગુરુ સ્થાને પૂજાશે.'

## શાંતિસેનાના સૈનિક

વેદ અને કુરાન બંનેના ઊંડા અભ્યાસી વિનોબાએ બંનેમાંથી મૂળ શબ્દો ટાંકીટાંકી લોકોને શાંતિ અને ખિરા-

દરીનો સંદેશો આપવા માંડ્યો. અજમેરના મોટા ઉરસ વખતે ગાંધીજી જવાના હતા. એમનો વાયદો વિનોબાએ અજમેર જઈને પૂરો કર્યો. અજમેરમાં તારાગઢ પાસે મુસલમાનોના મોટા પીરની દરગાહ છે. નજીકની ટેકરી પાસે ચાળીસ દિવસ તપ કરવાની જગ્યા 'ચિલ્લા' છે. એમાં મકાનો બનાવવા માટે મરાઠાઓએ મદદ કરેલી એ રસિક ઇતિહાસ વિનોબાની વિચક્ષણ આંખે શોધી કાઢ્યો અને તેનો ઉલ્લેખ કરી તેમણે સમજાવ્યું કે મુસલમાનો સામે લડીને રાજ જમાવનાર મરાઠાઓ રામદાસ સ્વામી પાસેથી સઘળા ધર્મોને સરખું માન આપતાં શીખ્યા હતા. અજમેરની દરગાહમાં તો ગુરુ નાનકે પણ બંદગી કરી હતી. વિનોબા અજમેરમાં સાત દિવસનુ શાંતિસત્ર પૂરું કરી, હિંદુસ્તાન આખા વતી એ દિવસોમા થયેલા પાપોની ઈશ્વર પાસેથી માફી મેળવવા બંદગી ગુજારી પાછા દિલ્હી આવ્યા.

દિલ્હીની આજુબાજુ મેવ નામની મુસલમાન જાતિ ભયભીત થઈ હતી. તેમની વચમાં જઈ વિનોબાએ તેમને સાંત્વના આપવાનું અને નિર્ભય કરી રાખવાનું કામ કર્યું.

## સર્વોદય સમાજની સ્થાપના

બાપુના મૃત્યુ પછી આમ પહેલુ વર્ષ તો વિનોબાએ મુખ્યત્વે શાંતિયાત્રામાં ગાળ્યુ. પણ બીજું એક મોટું કામ સહેજે થયુ. એ જ વર્ષના માર્ચમાં સેવાગ્રામમાં ગાંધીજીના અનુયાયીઓનું એક મોટું સંમેલન ભરાયું. જવાહરલાલજી પણ તેમાં હાજર રહ્યા. ત્યાં મુખ્યત્વે વિનોબાજીની પ્રેરણાથી સર્વોદય સમાજની સ્થાપના થઈ. એ સમાજના સભ્ય થવા માટે કશી ફી નથી, શિસ્તના કશા નિયમ નથી કે બંધારણના

કશા ગૂંચવાડા નથી. એ બધી વિનોબાજીની મૌલિક વિચાર સરણીની રચના છે. જે કોઈ પોતે એમ માને કે મને સર્વોદય ગમે છે, મારે સર્વોદયના આદર્શ પર નવી સમાજરચના કરવી છે, તે એક પત્ર એ સમાજના મંત્રીને લખીને એનો સભ્ય થઈ શકે છે. દારૂડિયો પણ હૃદયથી સર્વોદયમાં શ્રદ્ધા ધરાવતો હોય તો તે આ સમાજનો સેવક (સભ્ય) થઈ શકે છે. આમ સર્વોદય સમાજ એ 'તુકારામની બેંક' છે. સૌ આચારમાં સ્વતંત્ર. વિચાર કરવા માટે વર્ષે એકવાર ભેગા થાય, સાથે વિચારે અને પછી પોતપોતાના ક્ષેત્રમાં પોતપોતાની શક્તિ–મતિ મુજબ કામ કરે. વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને એકત્ર વિચારવિનિમય, વિકેંદ્રિત આચરણ અને કેંદ્રિત વિચારણા, એનો સરસ સમન્વય આ બંધારણમાં થયો છે. એટલે શિસ્તભંગનાં પગલાં ભરવાની પોતાના હોદ્દાની રૂએ બીજા પર હુકમ ચલાવવાની વગેરે જે સૂક્ષ્મ હિંસા અને ગુલામી આપણે રાજકીય પક્ષો કે નાનીમોટી સંસ્થાઓમાં જોઈએ છીએ, તેનો સર્વોદય સમાજમાં સદંતર અભાવ છે. અહિંસક સંસ્થારચના કેવી રીતે થઈ શકે એનો એ એક નમૂનો છે. આટલી મુક્ત રચના છતાં સર્વોદય સમાજનો વિસ્તાર વરસેવરસે વધતો જ જાય છે. દર વર્ષે એકબે હજાર નવા સેવકો નોંધાતા જાય છે અને નહીં નોંધાયેલા એવા બીજા હજારો સેવકો એમાં રસ ધરાવતા થતા જાય છે.

૧૯૪૨ની લડત વખતે જેલમાંથી વિનોબાજી જે અનેક વસ્તુઓ લાવ્યા હતા, તેમાં આ પણ એક વિચારબીજ લાવ્યા હતા. જેલમાં સમાજવાદી, કૉંગ્રેસી, ફૉરવર્ડબ્લોકવાળા વગેરે તરેહવાર લોકો સાથે તેઓ રહ્યા. એમણે જોયું કે

બધા પક્ષોમાં સજ્જનતા હતી અને બધા પક્ષોમાં દુર્જનતા પણ હતી. એકેયમાં કેવળ સજ્જનતા કે કેવળ દુર્જનતા નહોતી અને પ્રજાની નિર્ભેળ સેવા માટે સજ્જનતાની જરૂર હતી. તેથી કોઈ એક ખાસ પક્ષમાં રહી બાકીના પક્ષોના સજ્જનોથી છૂટા રહેવાથી અર્થ સરે તેવો નહોતો. તેથી તેમણે બહાર આવી બાપુને પોતાનો નિર્ણય કહ્યો. બાપુએ પોતાની ઢબે કહ્યું, 'તમારી મતલબ હું સમજી ગયો. તમે સેવા કરશો, પણ અધિકાર નહીં ભોગવો, એ બરાબર છે.' તે પછી વિનોબા થોડીઘણી જે કોઈ સંસ્થામાં હતા તેમાંથી રાજીનામું આપી છૂટા થયા અને ત્યારથી સંસ્થાઓ અને પક્ષોથી પર એવા એક સર્વપક્ષીય સેવક સમાજની રચના માટે વિચાર અને પ્રયત્ન કરવા લાગ્યા. બાપુજી પણ એમના છેલ્લા દિવસોમા આ વિશે આવા જ નિર્ણય પર આવેલા. એમણે કૉંગ્રેસના નવા બંધારણ માટે જે છેલ્લો લેખ મૃત્યુને આગલે દિવસે જ લખ્યો હતો, તેમાં દરેક મતદાર આપોઆપ કૉંગ્રેસનો સભ્ય ગણાય અને ખરેખર સક્રિય રીતે લોકોની સેવા કરનાર ચૂંટાઈને નવી કૉંગ્રેસ બને, જે લોકસેવક સમાજ કહેવાય, એમ લખેલું. બાપુના એ 'વીલ'નો શો ફેજ આવ્યો તે સૌ જાણે છે.

બાપુના કેટલાક અનુયાયીઓએ એક લોકસેવક સમાજ સ્થાપ્યો, પરંતુ પક્ષોથી પર અને હોદ્દાથી દૂર રહેવાની અશક્તિને કારણે એ પણ પ્રગતિ ન કરી શક્યો.

અંતે વિનોબાજીની રાહબરી નીચે ત્રીજો પ્રયત્ન સફળ થયો અને તે સર્વોદય સમાજ.

## સ્વાવલંબી સામ્યયોગ

બાપુના બલિદાનથી એકાદ વર્ષમાં કોમી અશાંતિ શમવા લાગી હતી અને શરણાર્થીઓને ફરી વસાવવાનું કામ સરકારી રાહે થાળે પડવા માડ્યું હતું. તે અંગે ખૂબ ફર્યા પછી વિનોબાજીએ સર્વોદયના સંદેશાનો પ્રચાર કરતાં દેશભરમાં વિસ્તરેલાં રચનાત્મક કેંદ્રોને જોતાં, દેશદર્શન માટે ઘૂમ્યા, પરંતુ ઈશ્વર તેમને આજની એમની મહાન યાત્રા માટે થોડો વખત એક સ્થાને સ્થિર કરી તાલીમ આપવા માંગતો હશે. વિનોબા પેટના વ્યાધિથી પટકાઈ પડ્યા. એમને પ્રવાસ માંડી વાળવો પડ્યો અને પવનારમાં જ પગ વાળી બેસવું પડ્યું.

જેલમાંથી સ્વાવલંબી સામ્યયોગનો જે વિચારતંતુ વિનોબા લઈ આવ્યા હતા, તેના પર દેશભ્રમણ દરમ્યાન ચિત્તનો ચરખો ચાલતો રહ્યો હતો અને વિચારનું કોકડું ભરાઈ ગયુ હતું. અંતે ૧૯૪૯ની આખરે વિનોબાજીએ ફાળકા પર આંટી ઉતારી. એપ્રિલમાં એમણે લખ્યુ, 'આજકાલ મારા મનમાં ધન પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થઈ ગયો છે.... એ છે તો પહેલેથી, પણ...પૈસાનો સમૂળો છેદ જ ઊડી જાય એવા પ્રયોગમા દેહ સમર્પણ થઈ જાય એવુ લાગી રહ્યું છે....ખેતીમાં ખપી જવું છે, પણ એકદમ આઠ કલાક નહી. તો તો આગળ ધસી, પાછા પડવાનું થાય....ગાંધીજી ગયા પછી દેશમાં જીવનનિષ્ઠાથી કામ કરતો એક સેવકવર્ગ ઊભો થાય અને તેની મારફત સમાજની યોગ્ય નવરચના થાય એવો વિચાર આવ્યો છે. આજે ચોતરફ જે ચાલી રહ્યું છે, તેથી મને જરા યે સંતોષ નથી, પણ પ્રકાશથી જ અંધકાર

ફેલાશે. તેથી અસંતોષને જાપ નથી જપતો પણ પ્રકાશની ઉપાસના કરુ છુ. સંસ્થા નથી ઇચ્છતો, પણ વ્યવસ્થા ઇચ્છું છું. વ્યક્તિગત સ્વતંત્રતા ચાહું છું, પણ અસંબદ્ધતા નહીં. શિંગડાં કાપી મજૂરીમાં ઘૂસેલા શિક્ષિતો મારી વ્યાપક યોજનાનું મહત્ત્વનું અંગ છે.'

વિનોબાનો વિચાર સ્થિર થયો કે આચાર શરૂ થયો જ સમજો! ૧૯૪૯ના આખર ભાગથી જ પરમધામની એક એકર જેટલી ખેતીમાં શાકભાજીનું સ્વાવલંબન સિદ્ધ કરવાનો પ્રયોગ શરૂ થઈ ગયો. ૧૯૫૦ના મે માસના ધખતા ઘોમ નીચે, દાક્તરી સલાહને નેવે મૂકી બીમાર વિનોબાએ પંચાવન વર્ષની ઉમરે દિવસની પાંચ પાંચ–છ છ કલાક કોદાળી પાવડાથી ખેતીકામ કરવાનું ભીષણ અનુષ્ઠાન આદર્યું. નવાઈની વાત એ કે રોગ મટ્યો તો નહીં, પણ કાબૂમાં આવી ગયો. જુલાઈમાં એમના માર્ગદર્શન નીચે સ્વાવલંબી સામ્યયોગનો પ્રયોગ પદ્ધતિસર શરૂ થયો. અન્ન, વસ્ત્ર, શિક્ષણ અને આરોગ્ય એમ ચતુર્વિધ સ્વાવલંબન, આઠ કલાકની મહેનત, સઘળાં કામના સરખા દામ, સૌને સરખું વેતન, એક રસોડે ભોજન–એવો કાર્યક્રમ વિનોબાએ ચીંધ્યો. આ નૈતિક અથવા પારમાર્થિક ઉત્થાનનો કાર્યક્રમ હતો. આર્થિક ઉત્થાન તો એના પેટમાં સમાયેલું જ હોય.

દરમ્યાન વિનોબાજીના કઠોર પરિશ્રમથી મિત્રો થથરી ગયા હતા. એમનું શરીર ઝીંક ઝીલે તેમ નહોતું. એમને આંતરડામાં ગડ (અલ્સર) થયેલું છે. દાક્તર–દોસ્તો તો ખૂબ ભયભીત હતા. છેવટે પ્રેમવશ વિનોબાએ શ્રમ ઘટાડ્યો, પણ છોડ્યો નહીં. વિનોબા સાધારણ રીતે ઉપવાસમાં નથી માનતા. શરીરનો ચરખો ચલાવવો હોય તો તેલ પૂરવું એ

ધર્મ છે એમ કહેતા. પણ ૧૯૫૦ની રેંટિયાબારશ પર એમને સહેજે ૩ દિવસના ઉપવાસની સ્ફુરણા થઈ. પારણું કરતાં એમણે કહ્યું કે આજે આપણી બધી નિષ્ઠાઓને માંજવાનો વખત આવ્યો છે. શ્રમનિષ્ઠાને પણ સંકોરીએ. તે જ દિવસે તેમણે સંકલ્પ કર્યો કે હું તો આજીવન ભિક્ષુક રહ્યો છું. ભવિષ્યમાં ભિક્ષા લઈશ, પણ માત્ર શ્રમદાન જ સ્વીકારીશ. આ કાયાથી બનશે તેટલી મહેનત તો કર્યે જ જઈશ.

અને તે જ દિવસે તેમણે કોદાળી ઉપાડી પવનારમાં કૂવો ખોદવાનું શરૂ કર્યું. આ વાપિ–યજ્ઞ માટે પાવડો ઝીંકતા વિનોબા એના પોવાડા ગાતા પણ થાકતા નહીં. એ યજ્ઞે વાતાવરણ પલટી નાખ્યું. અણુશક્તિના યુગમાં શ્રમનિષ્ઠ જીવનનું વ્રત લઈ મંડેલા સંતે એકએક કરીને સમાજના અણુ જેવી વ્યક્તિઓને જોડવા માંડી. વર્ધાથી વિદ્યાર્થીઓ આવ્યા, પ્રોફેસરો આવ્યા અને દૂરદૂરથી મોટા–નાના મહેમાનો તણાઈ આવ્યા. જે આવતું તે વાપિ–યજ્ઞમાં શ્રમદાન કરતું. જીભથી સામ્યનો વાદ વદવાને બદલે જીવનથી સામ્યનો યોગ કરવા કેટલાક જુવાનો પણ આવીને જોડાયા. ત્રણ માસમાં કૂવો થઈ ગયો. તેના પર રહેંટ ગોઠવ્યો. એક એકરની ખેતી પર કોસ કેમ પોસાય? આડા લાકડા પર બેય બાજુ પરમધામવાસીઓએ પ્રાતઃકાલે ઈશાવાસ્યના મંત્રો બોલતા રહેંટ ફેરવવા માંડ્યો. બ્રાહ્મમુહૂર્તના સગર્ભ, સ્વપ્નિલ વાતાવરણમાં પવિત્રતા રેલાવતો પ્રાર્થનાનો પ્રવાહ એક બાજુ વહે જાય, બીજી બાજુ ચિચૂડ ચૂં કરતો રહેંટ જલધારાથી ધરતી સીંચતો જાય. જ્ઞાનધારામાં કર્મધારા ભળતી આવે અને બેતાએ બોપેલા એ સંયોગમાંથી મોક્ષદાયી અમૃત સરજાતું આવે. પરમધામની સાવ હલકી જમીન હરિયાળી થઈ ગઈ

અને સેવકોનાં દિલ શ્રમજીવી પ્રત્યેની સાચી સહાનુભૂતિથી આર્દ્ર થઈ ગયા.

૧૯૫૦ની આખરે સરવૈયું કાઢયુ. મકાઈ, કેળાં, પપૈયાં વગેરે મળી કુલ ૬૧૬૮ શેર અર્થાત્ માસિક ૫૦૦ રતલ જેટલુ ઉત્પન્ન મળ્યુ.

ખેતીના પ્રશ્નો પર પહેલીવાર આ રીતે ગાધીજીની વિચારસરણી મુજબ કેદ્રિત પ્રયત્ન થયો. ગાધીજીએ જાણી જોઈને પોતાના જીવનકાળમા એ પ્રયોગક્ષેત્ર પર ધ્યાન કેદ્રિત નહોતું થવા દીધુ. તેઓ કહેતા કે જમીનનો સવાલ સ્વરાજ્ય મળ્યા પછી જ ઊકલશે હમણા ચરખા પર શક્તિ એકત્ર કરો. પણ સ્વરાજ્ય આવતા જ આર્થિક પ્રશ્નો સપાટી પર આવ્યા હતા. ખાદીએ વિદેશી શોષકો સામેના વિગ્રહ નુ ચિહ્ન મટીને આતરિક, આર્થિક શોષણ નિવારવાના સાધન તરીકે સિદ્ધ થવાનુ હતુ. એટલે દેશના સમગ્ર આર્થિક ચિત્તમા ચરખાનુ સ્થાન કયા અને કેવુ તે સમજવાનું હતું. ખેતીપ્રધાન દેશમા ખેતી તો પહેલી જ હોય. રેટિયાથી જીવનવેતન આપવાના અસખ્ય પ્રયોગોને અતે વિનોબાજી એ પરિણામ પર આવ્યા હતા કે રેટિયાથી કપડું મળે, અન્ન નહી. એ કહેતા, ફરવાથી હવા ખવાય, પેટ ન ભરાય. આખો વાવવાથી કેળા ન મળે, તેમ રેટિયો ચલાવ્યે રોટી ન મળે, કપડું મળે. રોટી માટે ખેતી કરવી જોઈએ.

પરમધામની ખેતીમા એક જ વાર હળ-બળદથી જમીન ભગાઈ. પછી તો પશુશક્તિનો આધાર પણ છોડ્યો અને માત્ર હાથ અને કોદાળી-પાવડાના બળે ઋષિખેતી આરભાઈ.

વધતી વસ્તીના આર્થિક જીવનની નજરે ઋષિખેતી

એ જેમ એક મહત્ત્વનો પ્રયોગ હતો, તેમ વ્યાપક સામૂહિક આધ્યાત્મિક જીવનમા રહેટ પર ચાલતી પ્રાર્થના એ પણ વિનોબાનો એક વિશિષ્ટ પ્રયોગ હતો છેલ્લી જેલમા વિનોબા એ ઈશાવાસ્યને ગેય મરાઠીમા ઉતાર્યું હતું બહાર આવી રોજ સવારની પ્રાર્થનામા એનુ ગાન આરભ્યુ હતું ઈશાવાસ્યનો સ દેશો છે કે कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शतं समा 'કરતા રહીને કર્મ આ સસારમા, સો વર્ષનુ જીવન ભલે ને ઇચ્છવુ ' આ પ્રાર્થનામા કર્મ ભેળવવા તેની સાથે કાતણુ દાખલ કર્યું વચમા ઊભા રહી કીર્તનની ઢબે પ્રાર્થના કરવાનુ શરૂ કર્યું અને રહેટ આવતા સામૂહિક કર્મ અને પ્રાર્થના બ નેનો મેળ બેઠો આજે વિનોબાજી ભૂદાનયાત્રામા ચાલતાચાલતા પ્રભાતફેરીની શહે સવારની પ્રાર્થના ઘણીવાર કરે છે આ જગતના કર્મો અને આધ્યાત્મ એ બેનો સમન્વય કરવાનો બાપુનો પુરુષાર્થ હતો વિનોબા પણ તેમને પગલે જ આગળ વધી રહ્યા છે અને ગીતાએ પણ એ જ પુરુષાર્થની મહત્તા વર્ણવી છે

## સામ્યયોગની માતા—ગીતા

સામ્યયોગની પ્રેરણા અને પુષ્ટિ પોતાને ગીતામાથી મળ્યા છે એમ વિનોબાજી કહે છે એમણે લખ્યુ છે

'ગીતાને પોતપોતાની રુચિ મુજબ અનેકોએ અનેક નામ આપ્યા છે જે તે દૃષ્ટિએ દરેક નામ સાર્થ છે પરતુ હુ સામ્યયોગની સિદ્ધિ માટે તલસુ છુ તેથી કદાચ હોય, પણ મને એમ લાગે છે કે ગીતાને જો સર્વસમાવેશક એવું એક નામ આપવુ હોય તો 'સામ્યયોગ' એ જ નામ આપવુ પડશે એ દૃષ્ટિએ છઠ્ઠા અધ્યાયના ૨૯થી ૩૨ એ

ચાર શ્લોકનું ચતુષ્ટય ગીતાના સારરૂપ બની જાય છે.'

એ ચાર શ્લોકો આવા અર્થના છે:

સર્વ પ્રાણી મહીં પોતે, પોતામાં સર્વ પ્રાણીઓ;
સર્વત્ર સમતા જોતો, યોગે લાગ્યો મહાત્મ જે. ૨૯
જે સર્વત્ર મને દેખે, સર્વેને મુજમાં વળી;
તેને વિયોગ ના મારો, મને તેનો ય ના થતો. ૩૦
જે ભજે એકનિષ્ઠાથી, સર્વ જીવે વસ્યા મને;
રમતો સર્વ રીતે યે, તે યોગી મુજમાં રમે. ૩૧
ગમે કે ના ગમે તોયે, જાતની જેમ સર્વને;
દેખે સમાન જે યોગી, તે મારે મન શ્રેષ્ઠ છે ૩૨

આ વર્ણન અર્જુનને સમજાયું નહીં તેથી તેણે વિનયપૂર્વક પૂછયું:

તમે આ જે કહ્યો યોગ, સામ્યથી સિદ્ધ થાય જે;
ચંચળ ચિત્તથી તેનું, ના દેખું સ્થિર રૂપ હું. ૩૩

આ છેલ્લા શ્લોકમા, મૂળ સસ્કૃતમાં પણ, **સામ્યથી** સધાતો **યોગ** એવું વર્ણન આવે છે. વિનોબાના સામ્યયોગ શબ્દનું મૂળ અહીં છે. કિસાનની નજરે જોવા માટે જાતે કિસાન બનવાના વિનોબાજીના પ્રયોગ પાછળ ગીતાનું આ તત્ત્વજ્ઞાન રહેલું છે.

## મહાભિનિષ્ક્રમણ

સ્વાવલબી સામ્યયોગનો પ્રયોગ કાંઈક સ્થિર થાય પછી દેશયાત્રા પર નીકળવાનું વિનોબાજીએ વિચારેલું. પણ ધાર્યું ધણીનું થાય છે.

સેવાગ્રામમા ચર્ચા ચાલતી હતી કે શિવરામપલ્લીમાં (હૈદ્રાબાદમાં) ભરાનારા સર્વોદય સમાજનું સમ્મેલન કેવુંક થશે. ત્યાં એકે પૂછ્યું, 'વિનોબાજી તમે આવશો કે નહીં?'

વિનોબાજી કહે, 'વિચાર નથી.' પૂછનારને આઘાત લાગ્યો. એણે કહ્યું, 'સર્વોદય સમાજ તમારી પ્રેરણાનું ફળ છે. હજી બાળ અવસ્થામાં છે. દૂરદૂરથી સેવકો કાંઈ નવું પામવાની આશાએ આવે છે અને દર વખતે નિરાશ થઈ પાછા ફરે છે. તમારે ન જ આવવું હોય તો બહેતર છે–સમેલન ભરવાં બંધ કરીએ.' વિનોબાજી થંભી ગયા. ચારે બાજુ જોયુ. સ્પષ્ટ હતું કે આ આખાબોલો માણસ સૌના મનની વાત કહેતો હતો. એમણે પૂછ્યુ, 'શિવરામપલ્લી કેટલુ છેટું છે?'

'હશે ત્રણસોએક માઈલ.'

'અચ્છા, હું આવું છું.'

સાંજે પ્રાર્થના પછી એમણે કહ્યું, 'કાલે પરમધામ જઈશ. પરમદિવસે ૮મી માર્ચે હું શિવરામપલ્લી જવા પગપાળો નીકળીશ. વાહન ન વાપરવાનુ વ્રત તો નથી. ધનછેદનની મારી કલ્પનામાં રેલવેનો ત્યાગ કરવો પડે તેવું પણ નથી. છતાં હું પગપાળો જઈશ, કારણ ધનછેદનનો વિચાર હજી પૂરો વિકસ્યો નથી, એનું સાગોપાંગ દર્શન થયુ નથી. તેથી તેમાં અપવાદ કરવાની મારી વૃત્તિ નથી ...પરમધામમાં શરૂ થયેલા સામ્યયોગ પ્રયોગને આકાર મળે ત્યાં સુધી બહાર નીકળવાનુ મન નહોતું. છતા ઈશ્વરની ઇચ્છા માનીને જવાનુ નક્કી કર્યું છે.'

વળતે દિવસે સવારે પ્રાર્થનામાં મહાદેવી તાઈએ તુકારામનું ભજન ગાયુ, 'જે થે જાતોં તે થેં તૂ માઝી સંગાતી' (જ્યાં ક્યાંય જાઉં, વ્હાલા તું મારો સંગાથી). વિનોબાજી આવી વૃત્તિથી જ નીકળતા હતા. સેવાગ્રામ છોડતાં પહેલાં વિનોબાજી મારફત આશ્રમે પોતાનો સંકલ્પ જાહેર કર્યો કે ૧૯૫૨થી પૈસામાંથી મુક્ત થવા માટે આશ્રમવાસીઓ પરિશ્રમ

અને શ્રમદાન પર આધાર રાખશે. વિનોબાજીએ કહ્યું, 'આ છાજતો નિર્ણય છે, કારણ બાપુની પાછળ આશ્રમ ચાલવાનો જ હોય તો તે છેલ્લા આદર્શ પ્રમાણે ચલાવવા મથવું જોઈએ ....પૈસાના દાનથી આશ્રમ ચાલે તેથી પણ એક રીતની સેવા તો થાય જ....પણ આજે તો લોકોનાં દિલમાં ક્રાંતિ કરવાની જરૂર છે. ક્રાંતિ પરિશ્રમ વિના, આજની અર્થવ્યવસ્થાની જાળને તોડ્યા વિના નહીં થાય.'

તે જ ઘડીથી પેદળ યાત્રા આરંભાઈ. કિશોરલાલભાઈ વગેરેને મળતાંમળતાં નવ માઈલ ચાલી પરમધામ પહોંચ્યા.

## ભરતરામ મંદિર

પરમધામ જે સ્થળ પર છે તે સ્થળની નીચે ૧૫૦૦ વર્ષ જૂના વાકાટક વંશના પ્રવરસેનના પ્રાચીન નગરનાં ખંડેરો દટાયેલાં છે. વિનોબાજીને એક વાર ખોદતાંખોદતાં એક સુંદર મૂર્તિ મળી આવી હતી. ભરત અને રામ અયોધ્યામાં મળ્યા ત્યારનું દૃશ્ય હતું. વિનોબાજી એ મિલન પ્રસંગ પર બહુ પહેલેથી મુગ્ધ હતા. ૧૯૩૨માં એમણે ઇચ્છેલું કે એ અપૂર્વ મિલનને કોઈ ચિત્રિત કરે! અકસ્માત્ એ ઇચ્છા ફળી તેથી વિનોબાજીએ જાતે એ કલાકૃતિની એક ઝૂંપડીમાં પ્રાણપ્રતિષ્ઠા કરી, એ ભરતરામ મંદિર કહેવાય છે. કોઈએ ટીકા કરી. 'વિનોબા તમે પણ મૂર્તિપૂજા કરો છો?'. વિનોબાજીએ કહ્યું, 'મૂર્તિપૂજાનો હું આગ્રહી નથી, પણ ભગવાન સામે ચાલીને મારે બારણે આવે ત્યારે કાઢી મૂકું એવો અભક્ત હું નથી.' આ મંદિરમાં ભક્ત વિનોબાજી પૂજા-ભજન આદિ કરતા. ૧૯૪૨-૪૩ના અંધારા દિવસોમાં ચિમુરમાં ભારતના નારીત્વની લાજ પર મિલીટરીએ હાથ નાંખ્યો,

ત્યારે યોગી ભણસાળીનો પુણ્યપ્રકોપ પ્રજ્વ્યો. એમણે આ મંદિરથી જ પોતાની ચિમુરપદયાત્રા આરંભી હતી.

વિનોબાજી પણ અહીંથી જ વિદાય થયા. વર્ધા આવી લક્ષ્મીનારાયણના મંદિરમાં વર્ધાના લોકોની વિદાય લીધી. પછી નારાયણની પ્રતિમા સમક્ષ ઊભા થઈ વિનોબાજીએ ઊંચે સ્વરે શંકરાચાર્યનું વિષ્ણુસ્તોત્ર લલકાર્યું, 'અચ્યુતં કેશવં....' અંતે ગદ્‌ગદ થઈ ભગવાનને નમન કરી મનોમન આશીર્વાદ માંગ્યા.

આ સ્થળે વિનોબાજી બોલ્યા, 'આજે તો જાઉં છું. પાછો ક્યારે આવીશ તે નક્કી નથી. આવીશ કે કેમ તે પણ શું કહેવાય? કેવળ વર્તમાનકાળ આપણા હાથમાં છે, એ ધ્યાન રાખી સાધક વ્યવહાર કરે છે. એટલે હમણાં તો આપણે છૂટા પડીએ છીએ એમ જ માનીએ અને પોતપોતાનાં કર્તવ્યમાં લાગી પડીએ.'

## ભગવાનભરોસે

સાધક વિનોબા ભગવાનભરોસે નીકળ્યા એમ કહેવામાં વધુપડતું કાંઈ નથી. કારણ એમના મનમાં શિવરામપલ્લીનું સંમેલન તો નિમિત્ત હતું. હૈદ્રાબાદમાં તેલંગાણા પ્રદેશમા સામ્યવાદીઓ કતલ અને ખૂનામરકીથી ત્રાસ ફેલાવી જમીન દારો પાસેથી જમીન ઝૂંટવીને ખેડૂતોને વહેંચતા હતા. ચીન જેવી ક્રાંતિ કરવા તેઓ મથતા હતા. તે જાતે જઈ વિનોબા જી જોવા માંગતા હતા. એમના મનમાં હતુ કે આ સામ્યવાદીઓ પણ ગરીબ ખેડૂતને નામે આ બધું કરે છે. દરિદ્રનારાયણ તો મારો ઇષ્ટદેવ છે. પણ એની સેવા માટે ખૂનરેજી શા માટે? એનો પ્રસાદ તો પ્રેમ અને ત્યાગ છે.

આ ખૂનરેજી, વધ અને બલિદાન એમના ઇષ્ટદેવને કેવાં લાગે છે, તે વિનોબાજી જાતે જોવા માગતા હતા.

એમના મનમાં નક્કી કશો કાર્યક્રમ નહોતો. ખેડે મજૂર ને ખાય જમીનદાર એવી અન્યાયી રીત બદલવાનો અહિંસક રસ્તો કયો તે હજી મનમાં નક્કી નહોતું થયું. પણ સત્ય, અહિંસા, પ્રેમ અને ત્યાગનાં જે મૂળભૂત તત્ત્વો ભારતની સંસ્કૃતિમાં હજારો વર્ષોથી ફૂલ્યાંફાલ્યાં છે, તેમના પર વિનોબાજીને અચળ વિશ્વાસ હતો. એમને ખાતરી હતી કે અહિંસક ઉપાય મળવો જ જોઈએ. લોકોમાં ફરી તેમના રોજબરોજના જીવનમાં ધબકતી આ દેશની સંસ્કૃતિની ધબક સાંભળી, સમજી દેશની નાડ પારખવાથી દેશની પ્રકૃતિને માફક આવે તેવો ઇલાજ તેમાંથી જ જડી આવશે એવી તેમને ખાતરી હતી.

## ક્ષય અને દવા

પોતાના સામ્યયોગના પ્રયોગોની વાતો કહેતા વિનોબાજી ચાલ્યા. ગામેગામે સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો અને જુવાનો, ગરીબો અને તવંગરો સૌ એમને મળતાં. એમણે જોયું કે ખેતીમાં જાત ઘસી નાંખતા મજૂરની દશા સૌથી ભૂંડી છે. એક ગામમાં પૂછ્યું, ‘ કેટલી વસ્તી ? ’

‘ એક હજાર. ’

‘ દસ વરસ પર કેટલી હતી ? ’

‘ એક હજાર. ’

‘ એમ કેમ ? આ તો વધવા ને બદલે ઘટી કહેવાય ! ’

‘ જી, એકસોત્રીસ મજૂરકુટુંબો ગામ છોડી જતાં રહ્યાં.

રોજી નહોતી મળતી.' વર્ષો સુધી અડધે પેટે પણ વતન ભોમને વળગી રહી છેવટે પાપી પેટનો ખાડો ભરવા માટે માની ગોદથી વિખૂટા પડી ગામ છોડી જનારા ખેતમજૂરોની કરુણ કથા આ ટૂંકા સવાદમાં સમાતી હતી. ગામડા ઘસાતાં હતા. એક તરફ ભણીભણીને ગામડાના બુદ્ધિશાળી લોકો શહેરમાં ખેંચાઈ જતા હતા, બીજી બાજુ ગામડાના ધંધા શહેરોએ કબજે કર્યા હતા અને જમીનની વહેંચણી વિષમ થઈ ગઈ હતી તેથી રોજી ને રોટીને અભાવે ગરીબ ખેત મજૂરો શહેરની મિલોમા કાયા ઘસવા તણાઈ જતા હતા. લફંગો પૈસો મહેનતુને મારતો હતો.

વિનોબાજીએ માર્ગ ચીંધ્યો, 'પૂરી મજૂરી પૈસામાં આપવાને બદલે રોજ ઓછામા ઓછી અડધી પાયલી જવાર આપો અને બાકી પૈસા આપો.' કેટલાય ગામોમા લોકોએ આમ કરવાનાં વચન આપ્યા.

## દરિદ્રનારાયણનું ઉત્થાપન અને પ્રસાદ

આમ ગામેગામ દરિદ્ર જનતા–જનાર્દનનુ ઉત્થાપન કરતાંકરતાં અને તેમના પ્રેમનો પ્રસાદ ઝીલતાઝીલતા વિનોબાજી શિવરામપલ્લી તરફ ચાલ્યા.

સત આવે છે સાંભળી ગામલોકો ગામના રસ્તા વાળીચોળી, પાણી છાટી સ્વચ્છ કરતા, આગણામાં રગોળીઓ પુરાતી અને આંબાના તોરણ બધાતા ભાગોળે સત પહોંચે ત્યારે આરતી અને વાજા કે ભજન–કીર્તનથી તેમનુ સામૈયું લોકો કરતાં. સ્ત્રીઓ પણ ખૂબ છૂટથી અને હોશથી આવતી. ગોપાલપેઠમા હદ સ્વાગત થયુ. વિનોબાજીનો ઉતારો ખૂબ કળામય અને માર્મિક હતો. આમલીના ઝાડ નીચે વડ

અને મોડ વૃક્ષની ડાળીઓનો ભવ્ય મંડપ સજાવ્યો હતો. ક્યાંયે ખીલો કે દોરડું પણ નહીં. નાહવાની ઓરડી, રસોડું, આરામનો ખંડ, જાજરૂ બધું જ વનપલ્લવોનું! બપોર નહોતી થઈ ત્યાં તો બાજુના ત્રિચોલી ગામથી પચાસ જેટલી બહેનો માથે રેંટિયા મેલી ગીતો ગાતીગાતી આવીને કાંતવા બેસી ગઈ. ગામમાંથી બીજા પચાસ–સાઠ રેંટિયા નીકળી પડ્યા. રેંટિયા પણ શુદ્ધ સ્વદેશી હતા. ત્રાક સિવાય લોઢાની મેખ પણ ન મળે. ચમરખાં પણ મકાઈ ભુટ્ટાનાં પત્તાંનાં અને ત્રાકની ગરેડી તુવરની સૂકી કરાંઠીની. કાંતીને લગભગ ૬૦ આંટી બહેનોએ વિનોબાજીને ભેટ ધરી. ત્રિચોલીમાં જ એ વણવા આપી, તે શિવરામપલ્લી પહોંચ્યા ત્યાં સુધીમાં તો વિનોબાજી માટે વણાઈને ધોતી આવી પણ ગઈ.

આમ ગ્રામજનતાનાં હૈયાં શું હૈયુ ભેળવતા વિનોબાજી ૩૧ દિવસમાં ૩૩૨ માઈલનો પંથ કાપી શિવરામપલ્લી પહોંચ્યા.

## પંચવિધ કાર્યક્રમ

શિવરામપલ્લીના સર્વોદય સંમેલનમાં એકઠા થયેલા દેશભરના કાર્યકર્તાઓને વિનોબાજીએ કહ્યું કે સમતા સિદ્ધ કરવી, સમાનતાની સ્થાપના કરવી, એ જ હવે પછીનો કાર્યક્રમ છે. તે માટે કિસાન સાથે એકરૂપ થવું જોઈએ અને દરેકે એકેએક ગામને પોતાનું કરવું જોઈએ, તે માટે એમણે પંચવિધ કાર્યક્રમનું એક સૂત્ર ઉચ્ચાર્યું:

अंतःशुद्धिः बहिर्शुद्धिः श्रमः शांतिः समर्पणम् ।

એટલે કે, જાતની શુદ્ધિ, આસપાસની સ્વચ્છતા, મહે-

નતુ જીવન અને શાંતિ માટે જીવન પણ સમર્પણ કરવાની તૈયારી.

## ભળભાંખળું

આ સમેલનને અંતે સ્પષ્ટ થઈ ગયુ કે આર્થિક સમાનતા એ જ હવેનો તાકીદનો કાર્યક્રમ છે અને ખેતીના-જમીનના સવાલોમાં રસ લેવો જોઈશે. પણ તે માટેનુ એકે તાત્કાલિક પગલું કોઈની નજરમા નહોતુ. વિનોબાજી પણ વિચારતા જ હતા. કોઈએ પૂછયુ કે જમીનની સમાન વહેંચણી કેવી રીતે કરી શકાય ? વિનોબાજીના મનમાં ભૂદાન ની તો કલ્પના પણ નહોતી. તેમણે જવાબમાં કહ્યું હતું કે કાયદાથી એ કરી શકાશે. જુઓ કાશ્મીરમાં ન થયું ?

આમ ભૂદાનયજ્ઞનો સૂર્ય હજી ઊગ્યો નહોતો, પણ ભળભાંખળું થઈ ચૂકયુ હતું. યાત્રા, તપ, દાન, યજ્ઞ, કાંચન મુક્તિ, સર્વત્ર ઈશ્વરનું દર્શન અને આધ્યાત્મિક સમત્વના બાહ્યસ્વરૂપ સમી આર્થિક સમાનતા-આવાઆવાં આપણી સંતસંસ્કૃતિનાં પરિપકવ તત્ત્વો અને આપણા જમાનાની જરૂરિયાતો બંને એકસાથે વિનોબાજીના મનમા ગડમથલ કરી રહ્યાં હતાં. ઉજાસ દેખાતો હતો પણ તડકો નીકળવાને થોડી વાર હતી. આજની મુશ્કેલીઓ અને અસમાનતાનો કાયમી ઉકેલ અહિંસા અને પ્રેમથી જ આવશે તેવું તેમને સ્પષ્ટ દેખાતું હતું, પણ ચોક્કસ રીત કઈ તે હજી સ્પષ્ટ નહોતું થયું. તેથી જનતાના હૃદયમાં બેઠેલા જનાર્દન પાસેથી માર્ગદર્શન પામવા તેઓ પોતાની યાત્રા હજી વધુ સંકટગ્રસ્ત જનતાના દરવાજા સુધી લઈ જવા માંગતા હતા.

બીજી બાજુ તેલંગાણામાં સામ્યવાદીઓ હિંસક રીતે

જમીનની વહેંચણીમાં સમાનતા સ્થાપવા મથતા હતા. ચીનમાં સામ્યવાદીઓએ ઉત્તરના પ્રાંતમાં કર્યું હતું તે રીતે તેલંગાણામાં પોતાની રીતને સફળ કરી બતાવી આખા હિંદુસ્તાનમાં સામ્યવાદી ક્રાંતિનો ઝંડો ફરકાવવાનો તેમનો મનસૂબો હતો. પણ મધરાતે ધાડો પાડવી, જાસા આપવા, ખૂનો કરવાં અને દિવસે પહાડોમાં સંતાઈ જવું, એવી એવી એમની રીતો પ્રજાને ગળે નહોતી ઊતરતી. આ દેશની ખેતી પર જીવતી વસ્તીમાં જમીનવગરના કરતાં જમીનવાળાની સખ્યા વધારે છે. અહી ચીન જેવું નથી કે જમીનવગરના જ બહુમતીમાં હોય. એટલે અહીં જમીન-વગરના મજૂરોને નામે જમીનવાળાઓને કતલ કરવાની વાત કરવાનો અર્થ એટલો જ કે તમે દેશની મોટા ભાગની જનતાના દુશ્મન બનો છો. વળી હિંસક રીતે તેમના જાનમાલને જોખમમાં મૂકવાનુ કરો એટલે મોટા ભાગની વસ્તી જીવ પર આવીને તમારો વિરોધ કરે અને આ દેશમાં જમીનવગરના લોકો પણ કાંઈ ખૂનામરકીથી ખરડાયેલો કોળિયો નથી ઇચ્છતા. આવી હાલતમાં થયુ એમ કે તેલંગાણામાં, જ્યાં જમીનવગરનાનુ પ્રમાણુ બીજે છે તે કરતાં કાંઈક વધારે છે, ત્યાં પણ સામ્યવાદીઓની ખૂની રીતોથી લોકો બીન્યા ખરા, પણ એમને એ ગમી નહી. કેટલાં યે ગામોએ એ ધાડપાડુઓથી બચવા રાતે સ્વયંસેવકોના પહેરા ગોઠવ્યા. બીજી તરફ સરકારે પણ હિંસાનો જવાબ હિંસાથી, ગોળીનો ગોળીથી આપવા માંડ્યો અને હિંસા કાયદેસરની હોય કે ગેરકાયદેસરની, એ તો પશુનું બળ છે. હિંસામાં અક્કલ હોય છે ક્યારે? જીવ પર આવેલો માણસ સામ્યવાદી હોય કે પછી પોલીસ હોય, આંધળા ગોળીબાર કરે. પરિણામે રાતે

સામ્યવાદીઓ અને દિવસે પોલીસો પોતાના શકમંદોને પકડતા, ગોળીએ દેતા કે અટકમાં પૂરી અત્યાચાર ગુજારતા. પ્રેમ અને શાંતિની પરંપરા વચ્ચે ઊછરેલી અને સંસ્કૃતિ ઝંખતી પ્રજા આ બેવડા માર વચ્ચે ત્રાહીત્રાહી પોકારતી હતી.

## નિશાચરભૂમિ દંડકારણ્યમાં

આવા તેલંગાણામાં, હાથમાં લાઠી પણ લીધા સિવાય, રામનું નામ લઈ વિનોબાજીએ પગપાળા પ્રવેશ કર્યો. તા. ૧૫મી એપ્રિલ ૧૯૫૧ને રામનવમીના પવિત્ર દિવસે તેલંગાણાયાત્રા આરંભાઈ. નીકળતાં પહેલાં તે જ દિવસે હૈદ્રાબાદની જેલમાં સામ્યવાદી કેદીઓની મુલાકાત લીધી અને ઊંડી સહાનુભૂતિથી તેમની સાથે વાતો કરી. હિંસા–અહિંસાથી માંડીને જેલજીવન બરદાસ કરી શકાય તે માટે કામ માગીને પણ કરવું જોઈએ ત્યાં સુધીની જાહેર–અંગત વાતો થઈ. છેવટે વિનોબાજીએ પૂછ્યું, 'ત્યારે તમે હિંસાનો માર્ગ નથી છોડવાના એવી છાપ સાથે જાઉં ને, હું?' સામ્યવાદી મિત્રો પોતાના પક્ષની શિસ્તના સકંજામાં હતા. એમણે કહ્યું, 'અમે હજી નિર્ણય નથી કર્યો, કે જૂની રીત છોડવી કે નહીં.'

રામનવમીના વિનોબાજીના પ્રવચનનો મુખ્ય સૂર એ હતો કે આપણે બધાં, તમે, હું અને એકેએક માણસ રામનાં જ સ્વરૂપ છીએ. આપણા ઉપરના આ અંચળાને ભૂલી જઈએ, અહંકાર છાંડી શૂન્ય બની જઈએ તો રામરૂપમાં લીન થઈ, ભગવાનના હાથનું ઓજાર બની શકીએ.

અને વિનોબાજી પોતે તો સાચે જ ઈશ્વરના હાથમાં જાતને સોંપી એનું ઓજાર માત્ર બનવાની તીવ્ર ભાવના

પાસે ફરિયાદ કરવા આવ્યાં કે આવડી મોટી બિનાની તરતપાસ કોઈ કાંઈ કરતું નથી. આ હકીકત હૈદ્રાબાદથી માત્ર વીસ માઈલ દૂરના ગામની હતી.

## રામબાણ ઉપાય

આ બધું જોઈ, વિનોબાજીએ કહ્યું, 'રાજસત્તા ધરાવનાર કહે છે કે અમે સત્તા ધારણ ન કરીએ તો ગુંડાઓના હાથમાં સત્તાનો દોર આવશે. પણ ગુંડાના હાથમાં સત્તા સરી ન જાય તે માટે આ ભલા માણસોને ગુંડા જેવી જ રીતો અજમાવવી પડે છે અને ગુંડાને જીતવા સવાઈ ગુંડાગીરી ન અજમાવે તો સફળ પણ શી રીતે થાય? આમ જે ગુંડાગીરી એમને ખપતી નથી તેનો જાતે જ અમલ કરે છે. જે રાવણ નઠારો લાગે છે તે તેઓ પોતે જ

સાથે, સર્વત્ર, જનજનમાં જગદીશને જોતા નીકળી પડ્યા હતા.

તેલંગાણાનો આ વિસ્તાર દંડકારણ્ય તરીકે પણ ઓળખાય છે. પૂર્વે રામચંદ્રજીએ રાક્ષસોથી પીડિત દંડકારણ્યમાં પ્રવેશીને તપસ્વી લોકોને ભયમુક્ત કર્યા હતા. એ દંડકારણ્યમાં રામના ભક્ત વિનોબાજીએ જોયું કે સેંદીનો દારૂ ઢીંચીઢીંચી લોકો સરકારને જમીનમહેસૂલ આપતા હતા તેથી સોળગણો તો આબકારી વેરો ભરતા હતા! સહેજે એમનાથી પુછાઈ ગયું, 'કેટલું ભયંકર! લોકો કેમ કરીને જીવે છે?' એક ગામડિયાએ ભારે માર્મિક જવાબ આપ્યો, 'મહારાજ, રામના જમાનામાં રાક્ષસો પણ ક્યાં નહોતા જીવતા?' અને એ જ માણસે ત્યાંના લોકોના ઉદ્ધારની ત્રણ શરતો ગણાવી, 'સેંદી બંધ થાય, ગણોતધારાનો અમલ થાય અને લેવીવસૂલમાં સુધારો થાય.'

સમાનતા સ્થાપવાની સામ્યવાદી રીતના ઉઝરડા ચારે તરફ દેખાતા હતા. આધુનિક દંડકારણ્યમાં આધુનિક નિશાચરો પૂર્વવત્ ત્રાસ વરતાવતા હતા. એક ગામમાં જોયું કે કોમ્યુનિસ્ટો લૂંટીસાટીને ચીજવસ્તુઓ લઈ જતા હતા. એક શીખ દૂધની ડેરી ગામમાં ચલાવતો હતો. તેને એકવાર એ બિરાદરોની હેડમાં પુરાવાનો અનુભવ મળ્યો. અનુભવ બહુ મીઠો નહીં હોય, એટલે એ ગામનું પોતાનું ઘર છોડી હૈદ્રાબાદ જઈ વસ્યો. દિવસે ગામમાં ધંધો કરવા આવતો. ગામવાળાઓએ ત્રાસીને વીસવીસની ટોળીઓ ગોઠવી રાતે ગામની ચોકી કરવાનું શરૂ કર્યું હતું. એકવાર એક જણને ત્યાં કોમ્યુનિસ્ટને જમવાને બહાને રોકીને પોલીસને બોલાવી, તો ઉતાવળા આંધળિયામાં પોલીસની ગોળીથી ઘરવાળો જ ઠેર માર્યો ગયો. એની વિધવા અને તેરચૌદનો દીકરો વિનોબાજી

પાસે ફરિયાદ કરવા આવ્યા કે આવડી મોટી બિનાની તરતપાસ કોઈ કાંઈ કરતું નથી. આ હકીકત હૈદ્રાબાદથી માત્ર વીસ માઈલ દૂરના ગામની હતી.

## રામબાણ ઉપાય

આ બધુ જોઈ, વિનોબાજીએ કહ્યુ, 'રાજસત્તા ધરાવનાર કહે છે કે અમે સત્તા ધારણ ન કરીએ તો ગુંડાઓના હાથમાં સત્તાનો દોર આવશે. પણ ગુંડાના હાથમાં સત્તા સરી ન જાય તે માટે આ ભલા માણસોને ગુંડા જેવી જ રીતો અજમાવવી પડે છે અને ગુંડાને જીતવા સવાઈ ગુંડાગીરી ન અજમાવે તો સફળ પણ શી રીતે થાય? આમ જે ગુંડાગીરી એમને ખપતી નથી તેનો જાતે જ અમલ કરે છે. જે રાવણ નઠારો લાગે છે તે તેઓ પોતે જ બની જાય છે.'

આમ કાયદાથી વ્યવસ્થા થાય, સત્તાથી સ્થિતિ સુધરે એ બનવાનું નથી એવી વિનોબાજીને ખાતરી થઈ ગઈ.

એમણે લોકોને નિર્ભય બનવાની હાકલ કરી અને કહ્યું, 'તમે તો હજારો છો અને લૂંટવા આવનાર સામ્યવાદી તો એકલદોકલ હશે. ન એનાથી બીશો કે ન પોલીસથી. જે ડરે છે તેની બાય તો ભગવાન પણ નથી સહાતો. બીકણને તો મૂંગું જાનવર પણ વરતી લે છે. તમારા ગામમાં પૈસાવાળા અને મધ્યમવર્ગના લોકો ગરીબો સાથે ભળી જશે અને પરસ્પર મદદ કરશે તો પોલીસ કે કોમ્યુનિસ્ટ કોઈ તમારો વાળ વાંકો નહીં કરી શકે. તમારે ત્યાં સ્વરાજ્ય રહેશે અને પૈસાદારો ગરીબો માટે તન, મન, ધન ન્યોછાવર કરશે તો જ હવેના જમાનામાં તેઓ બચશે. ગામ-

લોકો સાથે પૈસાવાળા પ્રેમથી વર્તશે તો હિંદુસ્તાનમાં તેમને માટે બીવા જેવું કાંઈ નથી.'

## પોચમપલ્લીમાં પ્રાકટ્ય

રામ, અર્જુન વગેરે જેમ મંત્રનું ધ્યાન કરી બ્રહ્માસ્ત્ર, આગ્નેયાસ્ત્ર વગેરે દૈવી અસ્ત્રો બોલાવતા, તેમ વિનોબાજીના ઉપલા શબ્દોમાં અહિંસાનાં બે રામબાણ અસ્ત્રોનું આહ્‌વાન હતું, નિર્ભયતા અને પ્રેમ. ત્રીજું અસ્ત્ર, 'સઘળાને જાત સમાન માનો, સમદર્શી બનો,' એ પણ એ બે અસ્ત્રની પાછળ આવવા બંધાયેલું જ હતું.

અને જાણે એ મત્રોના જવાબમાં હોય, તેમ બીજે દિવસે પોચમપલ્લી ગામમાં અહિંસાના એક નવીન દૈવી અસ્ત્રનો આવિર્ભાવ થયો.

વિનોબાજીનાં વચનો બીજે જ દિવસે પોચમપલ્લી ગામની ગરીબ-તવંગર પ્રજાને હૈયેથી, એની કાલીઘેલી સરળ રીતે, હાજરાહજૂર વર્તન મારફત સિદ્ધ થયાં.

૧૮મી એપ્રિલ ૧૯૫૧ને દિવસે સવારે સાત–સાડાસાત વાગે વિનોબાજી પોચમપલ્લી પહોંચ્યા. લોકો બેવડી કતાર બાંધી ભજનધૂન ગાતા સામે સામૈયું કરવા ઊભા હતા. લીપી–વાળીને પાણીનો છંટકાવ કરી અને ક્યાંકક્યાંક રંગોળી પૂરીને આંગણાં શણગારેલાં હતાં. ઉતારે પહોંચતાં ગામના પંડિતોએ પુરુષસૂક્તનો પાઠ કરી વિનોબાજીને એક શ્રીફળ ભેટ આપ્યું.

પોચમપલ્લીની વસ્તી ૩૦૦૦ની; તેમાં ૬૪૩ વણકરો અને ૨૧૯ હરિજનો. ૩૦૦૦માંથી ૨૦૦૦ પાસે પોતાની જમીન બિલકુલ નહીં અને ૨૦૦૦ જણ સેંદીના સકંજામાં

પ્રપડાયેલા. ગામ સામ્યવાદીઓનું થાણું ગણાતું. ચાર ખૂન થયેલાં–આસપાસનાં ગામોમાં મળીને તો બાવીસ! દસ કે બાર કોમ્યુનિસ્ટોનો ડેરો હોવાનું મનાતું. એટલે હથિયારબંધ પોલીસનો પડાવ તો હોય જ. આ વેરાનમાં એક વીરડી હતી. એક હરિજનપ્રેમી ભાઈ હરિજન બાળકોની શાળા ચલાવતા. ત્યાં જ વિનોબાજીનો મુકામ ગોઠવાયેલો.

સવાનવ વાગે વિનોબાજી ગામમાં પ્રદક્ષિણા કરવા નીકળ્યા. પહેલા ગયા હરિજનવાસમાં. એક હરિજન બાળક સાથે રમતા હતા, ત્યારે એ બાળકની માના મુખમાંથી એમના મનની ભાવના નીસરી પડી 'બચ્ચું તો ભગવાન છે, મહારાજ!'

એ હરિજનોને પોતાના છોકરાંઓ માટે અલગ શાળા ખપતી હતી, રહેણાકનાં ખોરડા બાંધવા માટે કકડોક જમીન ખપતી હતી. પણ ધીમે રહીને એમના મુખીએ કહ્યું કે બધું તો ઠીક, ખેતી માટે થોડી જમીન, મહારાજ અલાવો તો ભવની ભીડ ભાગે.

ગામમાં કુલ ૨૫૦૦ એકર જમીન હતી; અર્થાત્ માથાદીઠ પોણા એકરની લગભગ. હરિજનો ખેતીમાં મજૂરી કરતા હતા. વરસે જે પાકે તેમાંથી વહેંચાતાં વીસમો ભાગ મળે, એક કામળી અને એક જોડ પગરખાં, બસ! જીવ ને ખોળિયાં જેમતેમ ભેગાં રહેતાં.

લોકો સાથે પૈસાવાળા પ્રેમથી વર્તશે તો હિંદુસ્તાનમાં તેમને માટે બીવા જેવું કાંઈ નથી.'

## પોચમપલ્લીમાં પ્રાકટ્ય

રામ, અર્જુન વગેરે જેમ મંત્રનું ધ્યાન કરી બ્રહ્માસ્ત્ર, અગ્ન્યાસ્ત્ર વગેરે દૈવી અસ્ત્રો બોલાવતા, તેમ વિનોબાજીના ઉપલા શબ્દોમાં અહિંસાનાં બે રામબાણ અસ્ત્રોનું આહ્વાન હતું, નિર્ભયતા અને પ્રેમ. ત્રીજું અસ્ત્ર, 'સઘળાને જાત સમાન માનો, સમદર્શી બનો,' એ પણ એ બે અસ્ત્રની પાછળ આવવા બંધાયેલુ જ હતું.

અને જાણે એ મંત્રોના જવાબમાં હોય, તેમ બીજે દિવસે પોચમપલ્લી ગામમાં અહિંસાના એક નવીન દૈવી અસ્ત્રનો આવિર્ભાવ થયો.

વિનોબાજીનાં વચનો બીજે જ દિવસે પોચમપલ્લી ગામની ગરીબ-તવંગર પ્રજાને હૈયેથી, એની કાલીઘેલી સરળ રીતે, હાજરાહજૂર વર્તન મારફત સિદ્ધ થયાં.

૧૮મી એપ્રિલ ૧૯૫૧ને દિવસે સવારે સાત-સાડાસાત વાગે વિનોબાજી પોચમપલ્લી પહોંચ્યા. લોકો બેવડી કતાર બાંધી ભજનધૂન ગાતા સામે સામૈયું કરવા ઊભા હતા. લીપી-વાળીને પાણીનો છંટકાવ કરી અને ક્યાંકક્યાંક રંગોળી પૂરીને આંગણાં શણગારેલાં હતાં. ઉતારે પહોંચતાં ગામના પંડિતોએ પુરુષસૂક્તનો પાઠ કરી વિનોબાજીને એક શ્રીફળ ભેટ આપ્યું.

પોચમપલ્લીની વસ્તી ૩૦૦૦ની; તેમાં ૬૪૩ વણકરો અને ૨૧૯ હરિજનો. ૩૦૦૦માંથી ૨૦૦૦ પાસે પોતાની જમીન બિલકુલ નહીં અને ૨૦૦૦ જણ સેંદીના સકંજામાં

સપડાયેલા. ગામ સામ્યવાદીઓનું થાણું ગણાતું. ચાર ખૂન થયેલાં–આસપાસનાં ગામોમાં મળીને તો બાવીસ! દસ કે બાર કોમ્યુનિસ્ટોનો ડેરો હોવાનું મનાતું. એટલે હથિયારબંધ પોલીસનો પડાવ તો હોય જ. આ વેરાનમાં એક વીરડી હતી. એક હરિજનપ્રેમી ભાઈ હરિજન બાળકોની શાળા ચલાવતા. ત્યાં જ વિનોબાજીનો મુકામ ગોઠવાયેલો.

સવાનવ વાગે વિનોબાજી ગામમાં પ્રદક્ષિણા કરવા નીકળ્યા. પહેલા ગયા હરિજનવાસમાં. એક હરિજન બાળક સાથે રમતા હતા, ત્યારે એ બાળકની માના મુખમાંથી એમના મનની ભાવના નીસરી પડી 'બચ્ચું તો ભગવાન છે, મહારાજ!'

એ હરિજનોને પોતાના છોકરાંઓ માટે અલગ શાળા ખપતી હતી, રહેણાકનાં ખોરડાં બાંધવા માટે કકડોક જમીન ખપતી હતી. પણ ધીમે રહીને એમના મુખીએ કહ્યું કે બધું તો ઠીક, ખેતી માટે થોડી જમીન, મહારાજ અલાવો તો ભવની ભીડ ભાગે.

ગામમાં કુલ ૨૫૦૦ એકર જમીન હતી; અર્થાત્ માથાદીઠ પોણા એકરની લગભગ. હરિજનો ખેતીમા મજૂરી કરતા હતા. વરસે જે પાકે તેમાંથી વહેંચાતા વીસમો ભાગ મળે, એક કામળી અને એક જોડ પગરખાં, બસ! જીવ ને ખોળિયાં જેમતેમ ભેગાં રહેતાં.

છીએ તો !'

'જમીન અપાવું તો સૌ સાથે મળીને ખેતી કરશે કે અલગઅલગ ?'

'સૌ સંગાથે કરીશું,' થોડીવાર વિચારીને મુખીએ કહ્યું

'ઠીક, તો મને એક અરજી લખી આપો. હું કોશિશ કરીશ,' વિનોબાજીએ કહ્યું.

'ગામલોક પણ ત્યાં ઊમટયું હતું. વિનોબાજીને પૂછવાનું સૂઝયુ ને એમણે પૂછયુ, 'સરકાર તરફથી જમીન મળે કે મળતા વાર થાય તો ગામવાળા તરફથી કાંઈ બની શકશે કે ?'

એક ભાઈ, નામે શ્રી. રામચંદ્ર રેડ્ડી ઊભા થયા અને નમ્રભાવે બોલ્યા, 'મારા પરલોકવાસી પિતાજીની ઇચ્છા હતી કે આ ભાઈઓને ભૂમિનુ દાન આપવું. એટલે હું મારા વતીથી અને મારા પાંચ ભાઈઓ વતીથી સો એકર જમીન–૫૦ પીતની અને ૫૦ સૂકી–તમારી મારફત આ લોકોને ભેટ ચડાવું છું.'

વિનોબાજી આનંદથી ડોલી ઊઠ્યા. સાંજે પ્રાર્થના પછી એમણે કહ્યું, 'જો બધાં ગામોમાં આવા સજ્જનો મળે તો સામ્યવાદીઓનો સવાલ ઊકલી જશે.'

## તણખામાંથી યજ્ઞજ્યોતિ

એ વાણી ભવિષ્યવાણી સાબિત થઈ. પણ એને સફળ ભવિષ્યવાણી બનાવવા વિનોબાજીએ જીવન સમર્પણ કર્યું. એમના અંતરની શુદ્ધિ તો હતી જ, બહારના જગતની અસમાનતાના કચરાની સફાઈનો માર્ગ મળ્યો હતો. હવે પ્રચંડ પરિશ્રમ કરી દેશને ખૂનખાર ક્રાંતિમાંથી બચાવી શાંત, સ્વૈચ્છિક ક્રાંતિને

માર્ગે આર્થિક રીતે સ્વાધીન કરવા માટે સમર્પણ કરવાનો પડકાર વિનોબાજીને શ્રીરામચંદ્ર રેડ્ડીના સ્વર્ગસ્થ પિતાજીની ઇચ્છામાં સંભળાયો. अंत.शुद्धिः बहिर् शुद्धिः श्रमः शांतिः समर्पणम् નો મંત્ર ઉચ્ચાર્યે દસ દિવસ માંડ થયા હતા, ત્યાં પોચમપલ્લી ગામ, જે ભારતના નાના નમૂના જેવું હતુ, તેણે પોતામેળે કાઢેલા આ સરળ ઉકેલથી એ મંત્ર એના ઉચ્ચારનારને પોતાને જ વળતા પડકારરૂપ સંભળાયો. રાતભર તેમણે ચિંતન કર્યું. પોચમપલ્લીના આ નજીવા લાગતા વામન પગલામાં ત્રિખંડ ભારતની ભૂમિને ભરી લેતું અને એને પવિત્ર બનાવી રામરાજ્યની સ્થાપના કરાવે તેવુ વિરાટ આંદોલન સમાયેલું છે, એ દર્શન વિનોબાજીને થયુ. સર્પના ભયથી પીડિત રાજા પરીક્ષિને સર્પયજ્ઞ કર્યો હતો. દુશ્મનોને હરાવી ભૂખંડ પર પોતાનુ સાર્વભૌમ રાજ્ય સ્થાપવા અનેક સમ્રાટોએ અશ્વમેધયજ્ઞ કર્યા હતાં. કેટલાયે ઋષિમુનિઓએ જનકલ્યાણ માટે જે તે જમાનાની જરૂરત મુજબના યજ્ઞો કર્યા–કરાવ્યા હતા. અસંખ્ય યજ્ઞોથી પવિત્ર થયેલી પ્રાચીન ભારતભૂમિ પર આ જનહિતકારી કાર્યને એક અભૂતપૂર્વ પ્રજાસૂય યજ્ઞરૂપે ગામડેગામડે અને ઘેરઘેર આદરવાનો નિશ્ચય બંધાયો, ત્યારે જ તે રાત્રે વિનોબાજી ઊંઘી શકયા.

## સિદ્ધિનું સન્માન

બીજા જ દિવસથી ભૂમિદાનયજ્ઞ આરંભાઈ ગયો. ૨૬મી જૂન ૧૯૫૧ ને રોજ કુલ ૯૩ દિવસમા લગભગ ૧૨૦૦૦ એકર જમીન ઉઘરાવી વિનોબાજી પાછા સેવાગ્રામ આવી પહોંચ્યા. દષ્ટિવાન લોકો તરત જ જોઈ શકયા કે ગાધીજીના મૃત્યુ પછી આ એક મહાન કાર્યનો આરંભ થયો હતો.

દેશની વડી પાર્લામેન્ટમાં દેશનેતા જવાહરલાલજીએ એનો ભાવપૂર્વક ઉલ્લેખ કરી વિનોબાને અંજલિ આપી હતી.

સેવાગ્રામ પાછા આવેલા વિનોબાનું આશ્રમવાસીઓએ ભાવછલકતું સ્વાગત કર્યું અને એમને વિદાય કરતાં ગાયું હતું તે જ સૂરદાસનું ભજન ફરી ગાયું, 'સુનેરી મૈંને નિર્બલ કે બલ રામ.' દેશના બળિયાઓ પાસેથી જમીન લઈ નિર્બલ ભૂમિહીનોને આપવાના કામમા જનજનને હૈયે વસતો રામ કેવો વહારે ધાય છે તે પ્રત્યક્ષ અનુભવનારા વિનોબાજીની આંખો ઊભરાઈ ચાલી.

ભૂમિદાનયજ્ઞ જે મૂળતત્ત્વોના સમન્વયથી પ્રગટ્યો હતો તે મૂળતત્ત્વો વિનોબાએ ગાંધીજીને પિતૃચરણે બેસીને અને દૂર રહીને ગુરુભક્ત એકલવ્ય જેવી સાધના કરીને, મેળવ્યાં હતાં. એ તત્ત્વોનો ભૂદાનયજ્ઞથી અધિક સુંદર સમાહાર બીજો કયો હોઈ શકે? વિનોબાજીએ સેવાગ્રામ પાછા આવતાં જ પહેલું કામ કર્યું અને તે બાપુની કુટિરમાં જઈ મૌનભાવોથી છલકતી આંખોનાં નીરથી સિંચાતી પોતાની સિદ્ધિની ગુરુ દક્ષિણા ચડાવવાનું.

## બે વિચારધારાઓની ટક્કર

તે દિવસે જ ગોપુરીમાં વિનોબાએ ભાખ્યું, 'હવે ભવિષ્યમાં, આ દુનિયામાં, કેવળ બે જ વિચારધારાઓ પરસ્પર ટકરાશે–એક ધારા સર્વોદયની અને બીજી સામ્યવાદની.'

એ ટક્કર પહેલવહેલી પોચમપલ્લીમાં થઈ. પહેલું ભૂદાન આપનારા શ્રી. રામચંદ્ર રેડ્ડી એ તેલંગાણાના સામ્યવાદી નેતા શ્રી. નારાયણ રેડ્ડીના સાળા હતા. એમનાં બહેન–બનેવી બન્ને સામ્યવાદી કાર્યકર્તાઓ હતાં. વિભીષણે રામને પક્ષે

ભળી જઈ લંકાનું યુદ્ધ કોણ જીતશે તેનું એંધાણ આપ્યું હતુ, વિનોબાજી હવે ગામડેગામડે ઓછામાં ઓછો એક વિભીષણ માગે છે. વિનોબાનો વિભીષણ એટલે કે સર્વોદય-પ્રેમી સજ્જન.

વિનોબાજીની સિદ્ધિઓને પરિણામે, મુંબઈના કોમ્યુનિસ્ટ નેતા શ્રી. ડાંગેએ પોતે સંતાતા ફરતા હતા ત્યાંથી પણ, વિનોબાજી સાથે પત્રવ્યવહાર કર્યો. વિનોબાજીએ એમને લખ્યુ, 'જમીનનો સવાલ ઉકેલવો જોઈએ અને તેમાં કાનૂનની મદદ મળવી જોઈએ તે બાબત કોઈ મત-ભેદ નથી....તેલંગાણાના સવાલનો થઈ શકયો તેટલો બધી બાજુનો અભ્યાસ મેં કર્યો છે, વિચારનો એકે મુદ્દો રહી ન જાય તેની કાળજી રાખી છે. છેવટે હું એ નતીજા પર આવ્યો છું કે, આ પ્રશ્નનો નિવેડો પ્રેમથી, વિશ્વાસથી અને શાંતિથી આવી શકે તેમ છે....હિંદુસ્તાનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ જરા પણ આનાકાની કર્યા વગર પોતાની (હિંસક બળવો ફેલાવવાની) હાલની નીતિ બદલી નાખવી ખૂબ જરૂરી છે. એમાં જ ગરીબ જનતાનુ પણ હિત છે અને કોમ્યુનિઝમનું પણ હિત છે.'

સૌ જાણે છે કે આ સલાહ ત્યારે કોઈએ માની એવું ન દેખાયું, પણ ધીમેધીમે કોમ્યુનિસ્ટ પક્ષની નેતાગીરીમાં ફેરફારો થયા અને તેલંગાણાની ચળવળ પડતી મુકાઈ.

## કાંચનમુક્તિ, સામ્યયોગ અને ભૂદાનયજ્ઞ

વિનોબાની આટઆટલી સિદ્ધિ છતાં શકાશીલો હજી કહેતા, 'એ તો તેલંગાણાના જમીનવાળા કોમ્યુનિસ્ટોથી બીધેલા હતા તે વિનોબાને થોડીથોડી જમીન આપી એમણે

છટકનારી શોધી.'

ચૂપચાપ આ બધું સાંભળતા વિનોબા તો પાછા પવનારના પોતાના, સામ્યયોગ દ્વારા સ્વાવલંબન સાધવાના અને કાંચનમાંથી મુક્ત થવાના પ્રયોગમાં લાગી પડ્યા. તરતમાં ક્યાંયે નીકળવાની એમની ઇચ્છા નહોતી. પણ એમ લાગે છે કે, વિનોબાને શાંતિયાત્રા વખતે માંદા પાડી આ પ્રયોગમાં પરોવી દેનાર પરમેશ્વર હવે એમને જંપવા દેવા નહોતો માગતો. ગામેગામે રખડી ગરીબ લોકોની વચ્ચે એમના જ અંતરના અવાજના પ્રતિનિધિ બની એમનામાંના એક તરીકે ભળવામાં વિનોબા માટે સામ્યનો યોગ હતો; સઘળાંમાં ઈશ્વરને અને ઈશ્વરમાં સઘળાંને જોવાનો, દુનિયાદારીમાં ધર્મને અને ધર્મમાં જ દુનિયાદારીને સિદ્ધ કરી બતાવવાનો યોગ હતો. લાખો એકર ભૂમિ પૈસાથી મોંઘદલો આપી ખરીદીને ખેડનારને આપવાનું કામ દેશની સરકારના ગજા બહારનું દેખાતું હતું. દેશના બંધારણમાં ખાનગી મિલકતનો હક્ક પવિત્ર મનાયો હતો. દેશની પાર્લામેન્ટ એ હક્કની પવિત્રતાને જાળવવામાં માનનારી હતી, એટલે બદલો આપ્યા વિના જમીનદારોની જમીનો લઈલઈ ખેડનારને સોંપવાનું બને તેવું નહોતું. સરમુખત્યારશાહી સ્થાપીને તેવું કરી શકાય, પણ તેમાં લોકશાહી અને સ્વતંત્રતાનું બલિદાન આપવું પડે, જે કોઈને ગમતી વાત નથી. આવી સ્થિતિમાં ભૂમિને કાંચનના, પૈસાના, પંજામાંથી છોડાવવાનો અહિંસક માર્ગ ભૂમિદાનયજ્ઞરૂપે વિનોબાને જડ્યો હતો; એટલે કાંચનમુક્તિનો પ્રયોગ પણ દેશવ્યાપી ભૂમિકા પર વિનોબાને હાથે ન થાય તો ઈશ્વરને જંપ કેમ વળે! ઇતિહાસનો આત્મારૂપી ઈશ્વર આ જમાનામાં હવે આકળો બન્યો દેખાય છે. લાખો

વર્ષોમાં નહોતા થયા એટલા ફેરફારો છેલ્લાં બે-ત્રણ સૈકાંઓમાં થયા અને હવે દસકાઓમાં થવા માંડ્યા છે. પીઠ પર શિકારને વહી લાવનાર આદિમાનવની ગતિ ક્યાં અને ક્યાં રેડિયોસંદેશાથી જેટવિમાનમા કે અણુશક્તિથી થોડા વખતમાં ચાલતી થનારી સ્ટીમરમા સામગ્રી લઈ આવતા આધુનિક માનવીની ગતિ ? ક્યાં કાચા માસના ટુકડા માટે ભાઈનું માથું ફોડી નાખી ટુકડો ઝૂટવી લેનાર આદિમાનવીની હીન દશા અને ક્યાં મોંઘામૂલી જમીન ગરીબ ભાઈને માટે સંતને ચરણે ધરી દેનારા આધુનિક ભારતવાસીની ઉન્નત દશા ! પ્રતિદિન ગતિ વધતી જાય છે, દશા ઝડપથી બદલાતી જાય છે. ઈશ્વર કેમ જાણે ઇચ્છે છે કે એના ઉત્તમ સર્જનસ્વરૂપ માનવી હવે તરત જ અખૂટ લક્ષ્મીનો પતિ વિષ્ણુ બને અને અણુબોમ્બના જંગલી તાંડવનૃત્ય છાડી વિશ્વકલ્યાણને જોતો સદાશિવ મહાદેવ બને અને તો જ બ્રહ્મા સમો બની નવા વિશ્વનું સર્જન માનવી કરી શકે.

અને જાણે આવી ઈશ્વરી યોજનાને કારણે જ હોય તેમ વિનોબા પગ વાળીને, અથવા ખરુ જોતાં પાવડો પકડીને, પવનારમાં બેસી ન શક્યા.

## પંચવાર્ષિક યોજના

સરકારે પાંચ વર્ષની યોજના રજૂ કરી છે. એના ઘડવૈયાઓમાંના એક શ્રી. રા. કૃ. પાટિલ વિનોબાજી સાથે યોજના અંગે ચર્ચા કરવા આવ્યા. બેકાર અને ભૂખી જનતાના પ્રતિનિધિ તરીકે વિનોબાજીએ યોજનાની ઊણપો પર સખત ટીકા કરી.

એમણે સાફ સાફ સુણાવ્યું કે 'જે સરકારને આખા દેશને કામ આપવાનું, રોજી અને રોટી આપવાનું શક્ય ન લાગે તેણે રાજીનામું આપી દેવું જોઈએ.' ૧૯૫૧ પછી બહારથી અનાજ નહીં લાવવાની પ્રતિજ્ઞા યોજનામાં પડતી મુકાઈ હતી અને 'મનીક્રોપ'–બજારુ પાક પેદા કરી પરદેશ ચડાવવાની નીતિને ઉત્તેજન અપાયું હતું તે વિશે તેમણે કહ્યું કે 'આ તો નિરંતર ભીખ માગતા રહેવાની યોજના છે.' ગામડાંના ઉદ્યોગધંધાને પાછા બેઠા કરવાને ઠેકાણે ગામડાંમાં સંગીત–નૃત્યની વાતો કરનારને એમણે કહ્યું : 'આથી તો બહેતર છે, તમે તલવાર(સત્તા)ને બદલે તબલાં પકડવાનું પસંદ કરો.' વિનોબાએ આર્થિક રીતે પોસાય તેવાં મોટાં રજિસ્ટર્ડ ખેતરોની વાતો છોડીને જે કોઈ ખેતી માગે તેને ખેતર આપવાની અને એમની વચ્ચે સહિયારી બાબતોમાં સહકારથી કામ થાય તેવું ગોઠવવાની સલાહ આપી. એમની પાસે દાખલા તો મોજૂદ જ હતા. કાલ સુધી કૉલેજના પ્રૉફેસર હતા તે બંગ સાહેબ ખેતીના પ્રયોગ માટે ૨૫૦ એકરના ખેતરની વાતો કરતાકરતા છેવટે પોણા એકર પર મહેનત કરવા મંડ્યા, તો વરસે દસ હજાર શેર શાકભાજી–લગભગ રૂા. ૧૨૫૦)નું ઉત્પન્ન થયું. મોટામોટા બંધ બાંધવા માટે જેમતેમ નાણું ઊભાં કરી, એમાં ફેંકી, મુફ્લીસ બનવા કરતાં ભૂમિની નીચે વહેતી ગુપ્તગંગા સરસ્વતીને કૂવા ખોદી ઉપર લાવવાની યોજના બનાવવા કહ્યું. વળતર આપવાની વાત પર જમીનની ન્યાયી વહેંચણીનું ગાડું ખોટકાઈ પડ્યું હતું અને વધુમાં વધુ કેટલી જમીન જમીનદાર ધરાવી શકે એવી જમીનદારની દૃષ્ટિથી થતી વાતોને અવળે રવાડે એ સવાલને ચડાવી દેવાની કોશિશો થતી હતી. તે પર ટીકા

કરતાં એમણે કહ્યું કે 'દરેક ગામની સરેરાશ સ્થિતિ જોઈ જમીન ફરી વહેંચી આપો. વધુમાં વધુ કે ઓછામાં ઓછી કોને કેટલી જમીન મળે એ મૂળ સવાલ નથી. ગામની સરેરાશ મુજબ ભૂમિહીનને પણ ખેડી ખાવા જમીન મળે, પછી ભલે કોઈની પાસે ૧૦૦ એકર જમીન વધતી હોય તો વધે. જમીનદારને કહો કે જમીન પર તારો જરા યે વિશેષ હક્ક નથી. જમીનને કારણે તારા પર ભવિષ્યમાં સંકટ ન આવી પડે તે માટે એ વહેંચી દઈએ છીએ. ભૂદાનનુ મહત્ત્વ એને સમજાવો અને પૂછો કે તારી પાસે કેટલી જમીન રહે છે. એ અક્ષરે ય આમતેમ નહી બોલી શકે. એના ગુજારા પૂરતી જમીન તો એને પણ મળશે જ.'

સ્વાવલંબી ખાદી અને ગ્રામોદ્યોગો દ્વારા બેકારીનું નિવારણ કરવું જોઈએ, તેને બદલે સરકાર ગ્રામોદ્યોગોનું ખૂન કરી રહી છે તે ચીંધીને છેવટે વિનોબાજીએ કહ્યું: 'પંડિત જવાહરલાલજી માટે મારા મનમાં અત્યંત આદરભાવ છે. એમનું હૃદય નિર્મળ છે. દિલ્હીમા મારે જે પાંચદસ માણસો સાથે પ્રસંગ પડ્યો તેમાં તેઓ એક દાના આદમી હતા. પણ મારા અને તેમના વિચારો વચ્ચે જે ભેદ છે તે રાષ્ટ્રહિતની નજરે મારે પ્રકટ કરવા જ જોઈએ.'

શ્રી પાટિલ પાસેથી આ બધુ સાંભળીને પંડિત જવાહરલાલજીને લાગ્યું કે વિનોબાજી સાથે યોજના ઘડનારું પંચ વિસ્તારથી ચર્ચા કરે તો ઉપયોગી થઈ પડે. એમણે વિનોબાજીને દિલ્હી આવી પોતાની સાથે અને યોજના પંચ સાથે વાતચીત કરવાનુ તેડુ મોકલ્યુ.

## વિનોબાની યોજના

વિનોબાજીએ જવાહરલાલજીનું તેડું સ્વીકાર્યું, પણ વિમાન કે ટ્રેન પકડી દિલ્હી પહોંચી જવાને બદલે તેઓએ પગપાળા જવાનું ઠરાવ્યું. મૂળે એમનો વિચાર ગાંધીજયંતી–૨જી ઑકટોબર–પછી નીકળવાનો તો હતો જ. પણ પંડિત નહેરુના નિમંત્રણે તરતનું મુહૂર્ત સામું ધર્યું. ૧૧મી સપ્ટેમ્બરે વિનોબાજીને છપ્પનમું વર્ષ ઊતરતું હતું અને સત્તાવનમું બેસતું હતું. નવા વર્ષનો નવો શુભ સંકલ્પ સમજી વળતે જ દિવસે તેમણે ઉત્તરાપથની યાત્રા આરંભી.

વિનોબાજીની યાત્રામાં પંડિતજીનું નિમંત્રણ નિમિત્તરૂપ હતું. એ નિમિત્તે ભૂદાનયજ્ઞની વિનોબાજીની વિરાટ યોજના, દેશની નક્કર ભૂમિના ખાડાટેકરા પર એમનાં નાનાંનાનાં ડગલાં દ્વારા, તેલંગાણાથી વર્ધા, પછી વર્ધાથી દેશના પાટનગર દિલ્હી સુધીની જબ્બર ફાળ ભરી દુનિયાભરમાં પ્રસિદ્ધ થવાની હતી. સરકારી યોજનાપંચ બબ્બે વર્ષથી કાગળોના ઘોડા પર કરોડો અને અબજોની હજી તો કાચી યોજના ઘડતું હતું. વિનોબાજીએ પોતાની વામન પગલીઓ પાડતાં ૧૯૫૨થી ૧૯૫૭ની એક ક્રાંતિકારી પંચવાર્ષિક યોજના ઘડી પણ કાઢી હતી અને અમલમાં પણ મૂકી દીધી હતી. એમની યોજના અમલમાં આવીને જ ઘડાઈ હતી અને કાગળ પર નહીં પણ આ ઘેલા, ગામડિયા ધૂળિયા દેશની વાસ્તવિક પરિસ્થિતિની વચ્ચેથી જ પ્રગટી હતી. એટલે વિનોબાજી સરકારી યોજનાપંચને જવાબ આપવા ચાલ્યા, પણ સાથે સાથે પોતાની યોજના ગામડેગામડે અમલમાં મૂકતા ચાલ્યા.

સુરગાંવની વિનોબાજીએ વર્ષો સુધી સફાઈ કરી હતી.

એમના એ લાડકા ગામે અડધા કલાકમાં ૬૦ એકરની કલગી આપીને વિનોબાને વિદાયમાન આપ્યું. વર્ધામાં એક ખોજા ગૃહસ્થ ૬૫ એકર જમીન વેચવા નીકળ્યા હતા. એમણે સાંભળ્યું એટલે એ વેચવાને બદલે વિનોબાને એ જમીન વહેંચવા માટે ભેટ આપી આવ્યા. જોતજોતામાં વર્ધાએ ૬૦૦ એકર કરી દીધા. વિનોબાની વર્ષગાંઠ આમ અપૂર્વ ઊજવાઈ. એમણે મંત્રોચ્ચાર કર્યો, 'આ યજ્ઞમાં માત્ર દાનનું મહત્ત્વ નથી, સમવિભાજન–સરખી વહેંચણીનું મહત્ત્વ છે. દાનનો અર્થ જ–સમ વિભાગ છે. શંકરાચાર્યે કહ્યું છે: 'दानं संविभागः' અહીં તો સામ્યવાદી ત્રાસ નહોતો, છતાં જમીન મળતી હતી, એટલે ટીકાકારો ઠંડા પડી ગયા. હવે વિનોબાજી ખાસ્સા છાપે ચઢી ગયા હતા. તેથી આ પછીની ઘટનાઓની ઉપરઉપરની કથા લોકો કાંઈક જાણે છે. પરંતુ વિનોબાજીની પોતાની આધ્યાત્મિક કૂચ પણ ભૂદાન-યજ્ઞની કૂચની સાથેસાથે જબરદસ્ત ચાલતી હતી. તેલંગાણામાં લોકહૃદયમાં સૂતેલા ભગવાનનો સાક્ષાત્કાર કરીને વિનોબાને લાગી ગયું હતું કે આ ભવની યાત્રા આ જ માર્ગે મોક્ષધામ પહોંચશે. વિનોબા, પોતે વિનોબા નામના માણસ છે, એ ભૂલવા લાગ્યા હતા. એમના રહ્યાસહ્યા અહંનું વિસર્જન થતું જતું હતું.

## વામન અને વિનોબા

એ સ્થિતિએથી એક દિવસે એમને બલિરાજા અને વામનની કથા યાદ આવી. એક બટુક બ્રાહ્મણે ત્રણ લોકના મહાબળવાન બલિ રાજા પાસે સાડાત્રણ ડગલાં ભૂમિ માગી હતી અને ત્રણ કદમ ભૂમિ વિરાટ બનીને માપ્યા પછી છેલ્લા

અડધા ડગલા માટે નમ્રતાથી ઝૂકેલા મહાબલિને મસ્તકે પગ મૂકી એને પાતાલમાં ચાંપ્યો હતો. મુઠ્ઠી હાડકાંનો આ 'વિનોબા' નામનો બ્રાહ્મણ થોડી જમીન મળતાં સાહસિક બનીને આખા દેશના ભૂમિહીનો માટે પાંચકરોડ એકર ભૂમિ માગતો હતો. જે શક્તિશાળી લોકો પાસે જમીન અને પૈસો બેય છે તેઓ જાતે થઈ જમીન અને પૈસો સૌના હિતમાં સમર્પી દે, નમ્ર બને, નીચે આવે અને સૌ સાથે સમાન થવા, સૌ ગરીબોની નીચે, પાતાલમાં, આવી વસે એવું એ તણખલા જેવડો બ્રાહ્મણ 'વિનોબા' ઇચ્છતો હતો. એ જોઈ આર્ષ દૃષ્ટિવાળા કવિ વિનાયકનો આત્મા બોલી ઊઠ્યો, 'આધુનિક વામનાવતારનો જન્મ થઈ ચૂક્યો છે! આ વામન જેવું મારું નાનું રૂપ છે, પણ વિરાટ દરિદ્રનારાયણ માટે હું જમીન માગુ છું.'

દિવસેદિવસે ક્ષુદ્ર અહંકાર ગાળતા જતા અને શુદ્ધ આત્મસ્વરૂપમાં ચડતા જતા વિનોબાનાં આ વચનોમાં અહંકારનો છાંટો પણ નહોતો.

ગાંધીજયંતીને દિવસે મધ્યપ્રદેશના છેલ્લા મુકામ સાગર-માં તેમણે 'मधु वाता ऋतायते। मधु क्षरन्ति सिन्धवः...' વાળાં વેદવચનોથી સ્નિગ્ધ પવિત્ર વાતાવરણમાં કહ્યું, 'મારી આ યાત્રા પરમેશ્વરે મને સુઝાડી એમ મને લાગે છે. છ માસ પહેલાં મને કલ્પના પણ નહોતી કે જેને માટે આજે ઘરઘર, ગામેગામ ખૂંદું છું તે કામ માટે ઈશ્વર મને નિમિત્ત બનાવશે....જરા બે પળ શ્વાસ લેવાની મળે છે, જરાક એકાંત મળે છે, ત્યાં મનમાં એક જ વાસના ઊઠે છે કે મારો બધો અહંકાર બળીને ખાખ થઈ જાય. એ વિના મનમાં બીજો વિચાર નથી આવતો. આજે પરમેશ્વર સાથે કઈ ભાષામાં....

મનુષ્યની વાણીથી હું શેની વાતો કરી રહ્યો છું? હું કહું છું કે આજે ઈશ્વરની સાથેસાથે બાપુની હસ્તીનો અનુભવ હું કરું છું. મારા પર નિરંતર એમના આશીર્વાદ વરસ્યા છે. હું તો સ્વભાવે જંગલી જાનવર જેવો રહ્યો છું, મને સભ્યતા આવડી નથી, મોટા સાથે ભળતાં હું સદા બીતો રહ્યો છું. પણ આજકાલ નિઃશંક થઈ ગમે તે ઘરમાં ચાલ્યો જાઉં છું. જાણે નારદમુનિ....આ બધો બાપુની આશિષનો ચમત્કાર છે.... 'મારગ મેં તારણ મિલે, સત રામ દોઈ....સંત સદા સીસ પર, રામહૃદય હોઈ,' એ મીરાબાઈનું વચન મને બરાબરનું લાગુ પડ્યું છે. મારગમા મને પણ બે જ તારણ મળ્યા. ભગવાનની કૃપાથી એકના આશીર્વાદ મારે માથે સદા રહ્યા અને બીજાનું સ્થાન મારે હૃદયે રહ્યું....મને ખબર છે કે મારી યોગ્યતા કરતાં ઘણું વધારે મોટું ફળ ઈશ્વરે મને આપ્યું છે.'

## વિનોબાનું બીજગણિત

આ રીતે જાતને શૂન્ય સમજી, ઈશ્વરી વાહન બની વિનોબા મધ્યપ્રદેશ, વિંધ્યપ્રદેશ, મધ્યભારત, રાજસ્થાન અને ઉત્તરપ્રદેશના થોડા ભાગમા થતાથતા દિલ્હી આવ્યા.

યોજનાપંચ સાથેની તેમની ચર્ચાને પરિણામે બેકારી નિવારણનો પ્રશ્ન એ જ રાષ્ટ્રીય યોજનામાં પાયાની વસ્તુ છે એ વાત ઉપર તરી આવી. યોજનાપંચ પણ એ દૃષ્ટિએ વિચાર કરતું થયુ. વિદેશથી પાંચ વર્ષ પછી ચાલતાં લગી અનાજ મંગાવવું બંધ જ કરવું એવો નિર્ણય નવેસરથી સરકારે કર્યો.

તે પછી વિનોબાજીએ રામ અને કૃષ્ણની ભૂમિ ઉત્તર

પ્રદેશની યાત્રા આરંભી. એપ્રિલ ૧૯૫૨માં સેવાપુરીમાં સંમેલન થયું, ત્યાર સુધીમાં ૪૯૩૬ દાતાઓએ ૧,૦૨,૩૬૧ એકર જમીન ભૂદાનયજ્ઞમાં આપી હતી. સમાજવાદીઓનું–ખાસ કરીને જયપ્રકાશ નારાયણનું–ધ્યાન આ તરફ ખેંચાતું જતું હતું. રાજકીય નેતાઓમાં જવાહરલાલ પછી કૃપલાનીજી આનું મહત્ત્વ સમજી એક લેખ લખી ટેકો આપવામાં પહેલા હતા. સમાજવાદીઓને હજી લાગતું હતું કે જમીનના સવાલનો આમ તો ક્યારે પાર આવે? ડૉ. લોહિયાએ હિસાબ ગણાવ્યો કે વિનોબા, તમે પાંચસો વરસમાં જમીનનો પ્રશ્ન ઉકેલી રહેશો! પણ વિનોબા બચપણના ગણિતી હતા તો! એમણે ટાઢે પેટે કહ્યું, 'સાવ સાચું, પણ આ કાંઈ સાદી ત્રિરાશીની વાત નથી. આ તો બીજગણિતનો દાખલો છે! હું એકલો જ આ કરું તો ૫૦૦ વર્ષ લાગે એ ખરું, પણ તમે બધા આવીને કામે વળગી પડો તો ૫ વર્ષમાં ક્રાંતિ થઈ જાય...અને તમારે સૌએ આમાં હાથ દીધે જ છૂટકો છે.'

## કસોટી

બિહાર માટે નીકળતા પહેલાં જ વિનોબાજીને જેમની જબરી હૂંફ અને ટેકો હતો તેવા કિશોરલાલભાઈ ગુજરી ગયા. એમના છેલ્લા દિવસોમાં લખેલા એમના લેખોમાં એમણે ભૂદાનયજ્ઞ એ જ આ યુગનો ધર્મ છે એમ કહી, સઘળા કાર્યકર્તાઓને બે વર્ષમાં ૨૫ લાખ એકરનો સંકલ્પ પાર પાડવા હાકલ કરી હતી. છેલ્લા દિવસોમાં ભૂદાન અંગેનો એમનો રસ એટલો ઉત્કટ હતો કે એમના મૃત્યુ પછી એમનું

સ્મારક કરવાની ચર્ચા ઊપડી, ત્યારે સ્વામી આનંદે લખ્યું કે ભૂદાનયજ્ઞનું કામ સફળ કરવું એ જ એમનું સાચું સ્મારક છે.

આવો મોટો ટેકો તૂટી પડ્યો, બિહારમાં રચનાત્મક કાર્યકર્તાઓ અસ્તવ્યસ્ત હતા, છતા વિનોબા પોતાની સત્તાવનમી વર્ષગાંઠે બિહાર જવા નીકળી પડ્યા. એ કઠણ મુશ્કેલીઓના ખડકો વચ્ચેથી ભૂદાનયજ્ઞની નદી સાકડે પટે વહી. ખૂબ ધીમેધીમે દાન મળવા લાગ્યા બિહારનુ ચઢાણ ભારે સીધું અને કપરું દેખાવા લાગ્યુ. બધા કહેવા લાગ્યા કે વિનોબાનુ અહીં વોટર્લુ થશે કે શું? તેમાં વળી ચાંડિલ ગામે પહોંચ્યા ત્યાં વિનોબા તાવથી પટકાઈ પડ્યા. છેલ્લી ઘડીઓ ગણાવા લાગી. તેમણે પોતે કહ્યું, 'વિનોબા નાટકનો છેલ્લો અંક ભજવાય છે!' પણ તેઓ ઊગરી ગયા. જરા યે હિમ્મત ન હારતા તેમણે ભગવાન બુદ્ધની ભૂમિ ગયા જિલ્લા પાસે એક લાખ એકરનો સંકલ્પ કરાવ્યો. ચાંડિલમાં આ માર્ચમાં સર્વોદય સંમેલન ભરાયુ ત્યારે દેશભરમાંથી ૭ લાખ એકર જમીન મળી ચૂકી હતી.

ચાંડિલ સંમેલન પછી ફરી વિનોબાજીએ પગપાળા યાત્રા શરૂ કરી દીધી છે. ગયા એક મહિનાના આકડા ગજબ કરી મૂકે તેવા છે. એક મહિનામા ચાર લાખ એકરથી વધુ જમીન મળી છે. વિનોબાજીનું બીજગણિત સિદ્ધ થતું દેખાવા લાગ્યુ છે. જયપ્રકાશ નારાયણ જેવા નેતાઓ હવે આને જ સાચો કાર્યક્રમ માનતા થઈ ગયા છે અને દિનરાત

એ જ કામમાં લાગી પડ્યા છે. ત્રણ વરસની બાળકીથી માંડીને તોંતેર વર્ષના બુઢ્ઢાઓ સુધીના કાર્યકર્તાઓ ' સબૈ ભૂમિ ગોપાલકી 'નો સંદેશો ગામેગામે પહોંચાડી રહ્યા છે. પરિણામે મિનિટનો એક એકર મળી રહ્યો છે!

## પતિતપાવની જાહ્નવી

વિનોબાજીએ સંકલ્પ કર્યો છે કે કાંતો બુદ્ધના વિહારની આ ભૂમિ બિહારમાં જ ભૂમિનો પ્રશ્ન ઊકલશે અને કાં મારાં હાડ આ જ ભૂમિ પર પડશે. એમણે બિહાર પાસેથી ૩૨ લાખ એકર જમીન માગી છે. તેમાં જિલ્લા હજારીબાગનો હિસ્સો ૩ લાખ એકરનો હતો. હજારીબાગે સાડાત્રણ લાખ એકર તો કરી પણ નાંખ્યા છે. વિનોબાજીએ હવે એ પરાક્રમી જિલ્લા પાસેથી ગામદીઠ પાંચ દાતાની માગણી કરી છે. વિનોબાજીને મન જમીનનું દાન તો નિમિત્ત છે. એમને તો લોકોનાં હૈયાં પલટી નાખવાં છે. હૃદયની સમાનતા સ્થાપતી સામ્યયોગી ક્રાંતિ એમને તો કરવી છે. બિહારનાં ગામડાં એક પછી એક સળવળી–સળવળીને બેઠાં થવા માંડ્યાં છે. એમ લાગે છે કે ૩૨ લાખનો સંકલ્પ હવે હાથવેંતમાં છે. ગઈ કાલ સુધી બિહાર નબળા, પોચા અને ગોટાળિયા કાર્યકર્તાઓનો પ્રાંત કહેવાતો પણ એ જ પ્રાંત આજે કમાલ કરી બતાવી રહ્યો છે. ગોપાળની નેતાગીરી નીચે નાચીજ ગોવાળિયાઓએ એકએક આંગળીનો ટેકો દઈ ગોવર્ધન પર્વત ઉપાડી ઇંદ્રનું ગુમાન ઉતાર્યું હતું. વિનોબાની આગે-

વાની નીચે બિહાર આખા દેશના અંધારામાં અઘરા આ સવાલનો ફડચો બોલાવી રહ્યું છે.

૩૨ લાખ એકર મળે કે ૨૫ લાખ, એ પ્રક્રિયા એવી છે કે આપનાર–લેનાર બંને ગમે તેટલા પતિત હોય તો યે તેને પાવન કરી દે. અને પાવન થવાનો એ પવન, પુણ્યની એ હવા એવી ચેપી છે કે એને દેશભરમાં ફેલાતાં વાર લાગે તેમ નથી. ભૂદાનયજ્ઞના ઉપરથી દેખાતા આર્થિક કે નાણાંકીય મહત્ત્વ કરતાં એનું લોકમાનસની દૃષ્ટિએ અને તેથી દેશની રાજકીય દૃષ્ટિએ હજારોગણું વધારે મહત્ત્વ છે. ગરીબડા રેંટિયામાં કે કાચા સૂતરના તાંતણામાં હતું શું? પણ એ નિમિત્તે ગાંધીજીએ પરદેશી હકૂમતને હચમચાવી મૂકી હતી અને આ તો લાખો એકરો જમીન લોકો આપી દે છે. પાંચ વીઘાં ધરાવતો ગણાતો ચમાર પાંચે પાંચ વીઘાં આપીને જીવન સફળ થઈ ગયુ સમજે છે! ગામેગામે શબરી અને વિદુરો ગણ્યાં ગણાતાં નથી! ગરીબોના આ સમર્પણ દ્વારા તવંગરો પ્રત્યે પ્રચંડ પ્રેમનું આહ્વાન ફેંકાય છે. હજારો ગરીબોનો એ સામૂહિક સત્યાગ્રહ છે. એની શક્તિનું માપ થોડા જ વખતમાં મળવાનું છે. તવંગરનો કુટુંબકબીલો નહીં માને, સમાજ અને સગુંવહાલું નહિ માને. અરે, એનું પોતાનું દિલ નહીં માને, અન્યથી અદકું અને અન્યના ભાગનું પોતાના ભંડારમાં ભરી રાખવું તે! સઘળી સંપત્તિ ઈશ્વરની છે, આપણને તે ભોગવવા મળી છે, પરસ્પર ઈર્ષ્યા–અસૂયા કર્યા વગર ફાળે પડતી ભોગવીએ

અને સાથે મળી સાધના કરતાકરતાં આ ભારતભૂમિ પર ઈશ્વરનું રાજ્ય અવતારીએ, એવી ભાવના પર સ્થપાયેલો સમાજ અને તેવા વિધાન પર રચાયેલુ રાજ્ય આ દેશમાં પ્રત્યક્ષ કરવું એ જ સાચી ક્રાંતિ છે અને તેનો આ જ રસ્તો છે.

ગીતાના પુત્ર, સામ્યયોગના સાધક_અને ભૂદાનયજ્ઞના દૃષ્ટા પુરોહિત, વિનોબા ભારતને સહેજે નથી સાંપડ્યા. આપણી સંતસસ્કૃતિના પાકેલા પુણ્યફળ સમુ આ વરદાન એળે ન જવા દેતાં, એ સતપુરુષની જીવનજાહ્નવીમાં આપણાં અસમાનતાનાં પાપ ધોઈ, આ દેશને પવિત્ર બનાવી, આવતી કાલના નાગરિકોને મહામાનવો બનવાની ભૂમિકા રચી આપીએ એમાં જ આપણી પેઢીની કૃતાર્થતા છે.

×

# સામ્યયોગી વિનોબા

## [ સંતના સમાગમમાં ]

લેખક

નારાયણ દેસાઈ

# [૧]

## ‘સંતને ચરણે’

૨૧–૮–’૫૨

મોગલસરાય એકસપ્રેસ બનારસ કેન્ટોનમેન્ટ સ્ટેશને પહોચી ત્યારે સ્ટેશન પર લાલ ટોપીવાળાઓનુ એક ટોળુ ઊભુ હતું. આ લોકોએ મારી પાસેના ડબ્બામાથી ઊતરેલા એક ભાઈનુ સ્વાગત કર્યું તે ઉપરથી મે કલ્પના કરી કે કોઈ સમાજવાદી નેતા હશે. સાંજે વિનોબા પાસે તેઓ આવીને મુલાકાતનો સમય માગી ગયા ત્યારે ખબર પડી કે તેઓ પૂનાના શ્રી. ગોરે હતા.

સેવાપુરી કરતા વિનોબાની તબિયત સારી પેઠે લથડી ગયેલી લાગી. ચાર હજાર માઈલ આતરડાના ભયાનક રોગ સાથે આ માણસ કેવી રીતે ચાલ્યો હશે એ કલ્પી જ નથી શકાતું. પરમધામથી નીકળ્યા ત્યારે વિનોબાનું વજન ૯૬ હતું. હવે તો તે ખૂબ ઘટી ગયુ લાગે છે. વજન જો કે કરતા નથી પણ કહે છે કે છેલ્લી માદગીથી ખૂબ અશક્તિ આવી ગઈ છે. એમની કાયમી સાથી ઉધરસ વધી ગઈ છે. અહી સ્થિર છે, છતાં ય રોજ ૧૦, ૧૨ માઈલ ફરવાનો રિવાજ રાખ્યો હતો. તે આજકાલ બધ છે. દિવસનો મોટો ભાગ ખાટલા પર જ રહે છે.

બેસવાની જગા પર ગાદી તો નથી જ. એક મોટો પટિયો છે ખરો. મહેમાનો કે મુલાકાતીઓ માટે ગાદી

પાથરી છે. એમની પાસે ગાદી પર બેસતાં મને સંકોચ થયો એટલે હું તો બીજી તરફ જઈને બેઠો, પણ ડાબી બાજુના કાને વિનોબા ઓછું સાંભળે છે તેથી ગાદી પર આવવું જ પડ્યું.

'હું બોલતો જ ગયો. એ સાંભળતા ગયા. ખૂબ ધ્યાનથી સાંભળતા હતા, છતાં વચ્ચે માત્ર એક જ વાર બોલ્યા. મેં જ્યારે એમ કહ્યું કે ગુજરાતના કેટલાક ભાગોમાં તો ગામની વસતિમાં ભૂમિહીનોની ગણતરીજ નથી, કોઈક ગામમાં પશુઓની સંખ્યા પ્રબળ હોય છે, પણ ભૂમિહીનોની નથી હોતી. ત્યારે વિનોબાના મંત્રી શ્રી. દામોદરજીના ચહેરા પર દુઃખ સ્પષ્ટ દેખાતું હતું, પણ વિનોબા શાંત ચિત્તે સાંભળી રહ્યા હતા. તે વખતે તેમણે એટલું જ કહ્યું : ' અરે ભાઈ, એ લોકો તો ભૂમિહીનોને પોતાનાં કુટુંબીજનો ગણે છે, પોતાની વસતિ કહી તેમાં પોતાના પુત્રો તો આવી જ ગયા.' આ વાક્યમાં ગરીબો પ્રત્યે સહાનુભૂતિ પણ હતી ને વિનોદ પણ હતો.

દામોદરજી પાસે વિનોબાજીનો દૈનિક કાર્યક્રમ જાણી લીધો. સવારે સાડાત્રણ વાગે ઊઠવાનો ક્રમ તો એમણે માંદગીમાં પણ ચાલુ રાખ્યો છે. ચાર વાગે પ્રાર્થના. પ્રાર્થનામાં ખાસ ફેરફાર થયો નથી. ઈશાવાસ્યોપનિષદનો હિંદી તરજુમો, વિનુસ્મૃતિના ત્રણ શ્લોકો, ધૂન અને એકાદશ વ્રત. પ્રાર્થના પછી કલાકેક ચિંતન ચાલે છે. હમણાં શાંકરભાષ્ય અને કઠોપનિષદ લીધાં છે. સેવાપુરી વખતે તામિલ વેદ ચાલતા હતા. પછી નાસ્તો એટલે ૨૦ તોલા દૂધ. દૂધ આખા દિવસનો મુખ્ય ખોરાક છે. આખા દિવસમાં ૩, ૪ વાર મળી કુલ ૨થી ૨॥ રતલ દૂધ તેઓ લે છે. કોઈ કોઈ વાર મહાદેવી તાઈ આગ્રહ કરીને એકાદ સફરજન ખવડાવે છે. કોઈવાર

કેળું પણ આપે છે. રોજ ૭ તોલા મધ લે છે. દૂધ પીતી વખતે અમૃત ચાખતા હોય એટલો આનંદ તેઓ લૂંટે છે અને દરેક ઘૂંટડો હલાવીહલાવીને પીએ છે. સવારનો વખત સ્વાધ્યાય, ચિંતન, કોઈ મુલાકાતી આવે તો વાતચીત અને છાપાં વાંચવામા જાય છે. સ્વાધ્યાય માટે હમણાં અનેક જુદીજુદી ભાષાઓના અને લાઓત્સે અને કન્ફ્યુશીયસનાં ચિંતનવિષયક પુસ્તકોથી માંડીને બનારસમા ચાલતાં ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો સુધીના નાનાવિધ વિષયોનો સમાવેશ થઈ જાય છે. છાપાં વાંચવામાં સામાન્ય માણસોને જાય છે એટલો જ સમય જાય છે. પણ ઝીણામા ઝીણી ઉપયોગી ચીજ એ ચૂકતા નથી. બપોરે દૂધ લીધા પછી થોડો વખત સૂઈ જાય છે: લગભગ ૪૦ મિનિટ. અઢીવાગે સૂત્ર–યજ્ઞ. થાક તો લાગે છે, પણ સૂત્ર–યજ્ઞ ચૂકતા નથી. એક કલાક વીત્યા પછી એમને ખૂબ ઉધરસ ચડી થોડીવાર જાજમ પર ચતાપાટ થઈને સૂઈ ગયા. પેટ અને પીઠ વચ્ચે ઝાઝું અંતર રહ્યું નથી. હુ તો એમની તરફ જોતો જ રહ્યો. એક તરફથી એ દુષ્કાળપીડિત ભારતના પ્રતિનિધિ દેખાતા હતા, બીજી તરફથી એમની દાઢી, એમનું ભવ્ય કપાળ અને એમની કાંતિને લીધે એ ઋષિ જેવા લાગતા હતા. સૂત્ર–યજ્ઞ પછી મુલાકાતનો ખરો સમય શરૂ થાય છે. આજે તો મેં જ એ સમય લઈ લીધો. હમણાંહમણાં થોડા મુલાકાતીઓ ઓછા આવે છે. સમય બચે તો એમનો અભ્યાસ ચાલુ થઈ જાય છે.

દામોદરજી ટપાલમાંથી મહત્ત્વની એમને બતાવે છે. તે ખૂબ ધ્યાનથી વાંચે છે, પણ બને એટલા પત્રોના જવાબ પોતે આપવા તૈયાર થતા નથી. પત્રોમાં જો કે વિનોબાનું હૃદય ઠલવાતું હોય છે એટલે દામોદરજી એમની પાસે પત્ર લખા-

વવાની કોશિશ કરતા રહે છે. આ બન્ને જણનો ગજગ્રાહ જોવા જેવો થાય છે. વિનોબા ફકીરની જેમ વિચારતા હોય, 'અરે ભાઈ, આ માયામાંથી મને વહેલો મુક્ત થઈને મારા ચિંતનના ક્ષેત્રમાં જવા દે ને!' દામોદરજી ભક્તની માફક વિચારતા હોય, 'અરે તમારાં દર્શન હજુ જુદાજુદારૂપે મને લેવા દો ને!' પત્રો વિનોબાએ બનાવેલી લોકનાગરી લિપિમાં જ લખાય છે.

પાંચેક વાગ્યાથી પ્રાર્થનાપ્રેમી લોકોની ભીડ થવા માંડે છે. છ વાગે પ્રાર્થના શરૂ થાય છે. કાશી પાસેના કોઈ ગામથી એક શાસ્ત્રીજી આવ્યા હતા. તેમણે સિતાર પર એક મધુર ગીત ગાયુ. પ્રાર્થના–પ્રવચનમાં વિનોબાએ કાશીના સ્વચ્છતા આંદોલન માટે સ્વયંસેવકોની માગણી કરી. પ્રાર્થના પછી પણ શાસ્ત્રીજી પાસે બેત્રણ ભજનો સાંભળ્યાં. આગ્રહ કરીને તુલસીદાસનાં ભજનો ગવડાવ્યાં.

પોણાનવ વાગે વિનોબા સૂઈ જાય છે. પણ દામોદરજી અને બીજા સાથીઓ તો મોડે સુધી ભાષણનો રિપોર્ટ તૈયાર કરવામાં અને એને છાપાંઓમાં મોકલવામાં વ્યસ્ત રહે છે. આજથી ભાષણની પૂરી નોંધ લખવાનું મને સોંપવામાં આવ્યું છે. મોડે સુધી જાગવું તો પડશે, પણ વિનોબાની અમૃતવાણીનું ફરીફરી ચિંતન કરવાનું મળશે એ એક સૌભાગ્ય જ છે.

૨૨–૮–'૫૨

બંગાળના શ્રી. લાલવિહારી સિંહે આજે વિનોબાને પોતાના ભૂમિદાન પ્રયાસોની ઉત્સાહવર્ધક કહાણી સંભળાવી. ગામડાંઓમાં કોઈ પણ પ્રકારની સૂચના વિના ઘૂમ્યા. સેંકડો લોકો એમની વાતો સાંભળવા આવતા અને વિનોબાની કથા સાંભળી મુગ્ધ થતા. ભૂદાનના કામની વ્યવસ્થાઓ

અંગે પણ થોડી વાતો થઈ. ગુજરાતની ભૂમિદાન પત્રિકાનું ખર્ચ વિદ્યાર્થીઓ પોતાના શ્રમદાન દ્વારા પૂરું પાડે છે એ સમાચાર જાણીને અમને ખૂબ આનંદ થયો. વિનોબાને પણ એ બહુ ગમ્યું છે.

ટપાલ દ્વારા ભૂમિદાનો આવતાં રહે છે. આજકાલ સરેરાશ ઓછી થાય છે પણ એનું કારણ એ છે કે અહીંના બધા કાર્યકર્તા પોતપોતાના ક્ષેત્રમાં લાગી ગયેલા છે. એ લોકો આવતા સંમેલન વખતે અહીં આવશે ત્યારે ભૂદાન-પત્રોના ઢગલા સાથે લેતા આવશે.

પ્રાર્થના-પ્રવચન ભવ્ય થયું. એની પૂરી નોંધ લીધી છે. ગુજરાતી કરીને ગુજરાતનાં છાપાંઓને મોકલીશ.

આજે વિનોબા સાથે ફરીથી વાતો થઈ. કાયદા અંગે શંકાઓ કરનારા વિષે વિનોબાએ કહ્યું: 'કાયદાની તો વાત જ નકામી છે. અહીં તો બધાં કાગળિયાં સળગાવીને જ્યાં હોળી ખેલવાની છે ત્યાં કાયદાને શું લાગેવળગે છે?'

૨૩–૮–'૫૨

સવારે દામોદરજી પાસે બેઠો હતો, ત્યારે જાણ્યું કે વિનોબાને નીચે લખેલી ભાષાઓ આવડે છે:

૧ મરાઠી, ૨ સંસ્કૃત, ૩ ગુજરાતી, ૪ હિંદી, ૫ બંગાલી, ૬ ઓડિયા, ૭ ઉર્દૂ, ૮ તામીલ, ૯ તેલુગુ, ૧૦ મલયાલમ, ૧૧ કન્નડ, ૧૨ સિંધી, ૧૩ નેપાલી, ૧૪ પંજાબી, ૧૫ અંગ્રેજી, ૧૬ ફ્રેંચ, ૧૭ અરબી, ૧૮ પારસી, ૧૯ પાલી અને ૨૦ અર્ધમાગધી.

એમનું કહેવું એ છે કે મરાઠી પછી સૌથી વધારે એમને

સંસ્કૃત ભાષા આવડે છે. ચીની ભાષાનો એમનો અભ્યાસ ઉચ્ચારણ શીખવનારા શિક્ષકના અભાવે અટક્યો છે, પણ એ ભાષા થોડીઘણી સમજી લે છે.

આની સાથે વિનોબા વિષે બીજી બે યાદીઓ પણ મે બનાવી તે નીચે પ્રમાણે. વિનોબાએ નીચેનાં શ્રમકાર્યો કર્યાં છે :

૧ ભંગીકામ, ૨ દળવું, ૩ રસોઈ, ૪ વણાટકામ, ૫ સુથારીકામ, ૬ રંગકામ, ૭ ખેતી, ૮ પથ્થર ફોડવાનું કામ, ૯ ગૌસેવા અને ૧૦ ધોબીનું કામ.

વિનોબાએ નીચેના ધર્મોના મુખ્ય ગ્રંથોનો ઊંડો અભ્યાસ કર્યો છે :

૧ હિંદુધર્મ, ૨ ઇસ્લામ, ૩ ખ્રિસ્ત, ૪ યહૂદી, ૫ પારસી, ૬ જૈન, ૭ શીખ, ૮ તાઓનો ધર્મ—ચીની અને ૯ બૌદ્ધધર્મ.

આ ઉપરાંત એમના શોખના વિષયોમાં ગણિત, ચિત્રકલા અને સંગીતનો સમાવેશ થાય છે. કાવ્ય એમણે બનાવ્યાં છે ઉત્તમ કોટિનાં. પણ એ બનાવવામાં એમનો એક હેતુ હતો. અને તે ગીતાના અનુવાદ કરવા માટે યોગ્યતા મેળવવાનો. ૩૬ વર્ષ પહેલાંની કાશીની આ વાત છે. જે કૃતિ વિષે એમને સંતોષ થાય તે ગંગામાં અર્પણ કરતા અને ન ગમતી તેને સળગાવી મૂકતા. કાવ્ય બનાવવા માટે એ થોડા જ બનાવતા હતા ? એમને તો કવિત્વ શક્તિ જોઈતી હતી. ગીતાઈ લખીને એમણે સંતોષ અનુભવ્યો.

# [૨]

## પરિવારમાં પ્રવેશ

૨૪–૮–'૫૨

ગીતાઈ લખવાની પ્રેરણા વિષે એક પ્રસિદ્ધ કિસ્સો હું જાણતો નહોતો, તે આજે જાણ્યો. વિનોબા નાના હતા ત્યારે એક વખત એમની માતાએ કહ્યું: 'ગીતાનો હું સમજી શકું એવો અનુવાદ નથી?' વિનોબા એક–બે મરાઠી અનુવાદ લાવ્યા. માતાજીએ કહ્યું, 'ના, મારે તો તારો કરેલો અનુવાદ જોઈએ.' માતાની આ માગણી 'વિનુ' માના મરણ પછી કેટલાં યે વર્ષોએ પૂરી શક્યો. માગણી થઈ ત્યારે જ અનુવાદ કરવાનો પ્રયાસ કરી જોયો હતો, પણ ગીતાનો અનુવાદ કરતાં પહેલાં ગીતા જીવી જોવાના વિનોબાના વિચારને લીધે એ પ્રયાસ મુલતવી રહ્યો હતો. આજે 'ગીતાઇ' મહારાષ્ટ્રમાં અપાટાબંધ પ્રચાર પામી રહી છે.

જે દિવસે વિનોબાનાં માતાજી ગુજરી ગયાં તે જ દિવસે વિનોબાએ નક્કી કર્યું: 'માની જગા જગતમાં કોઈ લઈ શકે એમ હોય તો તે વેદ છે. મારે સોડમાં પહોંચી જવું જોઈએ.' તે દિવસથી એમણે વેદોનું ગંભીર અધ્યયન કરવા માંડ્યું. આ અભ્યાસ વીસ વરસ ચાલ્યો. હમણાં મુસાફરીમાં તે વેદનાં પુસ્તકો તો સાથે નથી રાખતા પણ એમના કંઠમાં જ વેદ વસે છે. ભાષણોમાં, વાતચીતમાં કે ફરતા–ફરતા જાણે આંખ આગળ પુસ્તક ખોલીને જ પાઠ કરતા હોય તેમ વેદની ઋચાઓ ઉચ્ચારે છે.

૨૫-૮-'૫૨

એક-બે પત્રોમા વિનોબાના હૃદયનાં દર્શન થાય છે. એક સાધકને 'સપ્રેશન' (જાતીયભાવનું) અને નિગ્રહનો ભેદ સમજાવતા લખ્યુ છે: 'સપ્રેશન' એક નવો શબ્દ નીકળ્યો છે, જેનો સ્વેચ્છાએ સમજી બૂઝીને કરેલા સંયમ અને નિગ્રહ સાથે કશો સંબંધ નથી. કોઈ ચોર જેલમાં પડ્યો છે અને વગર ઇચ્છાએ એને જાતજાતના સંયમ કરવા પડે છે. એ 'સપ્રેશન'નો દાખલો છે. આત્મ જિજ્ઞાસુ મનુષ્ય જાતે પોતાના દેહેંદ્રિયાદિ નોકરો પર જે નિયંત્રણો મૂકે છે તેનાથી જો તે પોતે ડરવા લાગે તો સ્વામિત્વ તો ખોઈ બેસશે જ, ઉપરાંત નોકરનો નોકર બની જશે. એનાથી વધારે 'સપ્રેશન' એ મનુષ્યનુ શું થઈ શકે?'

એમની પાસે રહેલી એક બહેનને લખ્યુ:

'સામાન્ય રીતે બીજાઓની મનોવૃત્તિઓ વિષે ખ્યાલ જ આખા દિવસમા પાચ મિનિટ પણ મને નહિ આવતો હોય તોય જે લોકો નજીક રહે છે તેમને વિષે કવચિત્ આવો વિચાર આવી શકે છે. તે પણ ઉત્તરોત્તર ઓછો થતો જશે. મને એ દિવસ દૂર નથી લાગતો કે જ્યારે પાસેનાં અને દૂરનાં બધાંને સમાનરૂપે મનોભિન્ન આત્માના રૂપમા જ જોયા કરીશ. મને તો લાગે છે, એ દિવસ બહુ પાસે છે.

'હમણાં એક શ્લોકનુ ચિંતન કરતો હતો. ગીતા અધ્યાય ૪, શ્લોક ૨૩મો. એનો ભાવાર્થ આમ છે: 'જ્ઞાનમા વૃત્તિ સ્થિર થઈ છે, બધી જાતની આસક્તિઓ છોડીને મુક્ત થયો છે, અને કામ કરે છે તો યજ્ઞ માટે કરે છે. આવા મનુષ્યનું કરેલુ બધુ શૂન્ય થઈ જાય છે અને એમાંથી

જ્ઞાન જ નિષ્પન્ન થાય છે. નઈ તાલીમ માટે આ એક સારો શ્લોક છે.

વિનોબાની પોતાની સ્થિતિનુ વર્ણન કરવા માટે પણ આ શ્લોક સારો છે.

૨૬-૮-'૫૨

સવારે ફરવા જવાનુ શરૂ કર્યું છે. પહેલો દિવસ હતો એટલે ઓછું ફર્યો. સહેજસહેજ વરસાદ વરસતો હતો. વિનોબાએ છત્રી ન ઓઢી, કહ્યું: 'ઈશ્વર અભિષેક કરે છે તેમા આડી છત્રી શું કામ ધરવી?'

દામોદરજી આજે વર્ધા ગયા. એમની તબિયત ખૂબ લથડી ગઈ હતી, છતા કામ ચાલુ હતુ. વર્ધા જશે તો કાંઈક આરામ મળશે એમ માનીને અમે આગ્રહ કરતા હતા. એમની પોતાની બહુ ઇચ્છા નહોતી પણ વર્ધાથી તાર આવ્યો એટલે વિનોબાએ પણ આગ્રહ કર્યો, એટલે ગયા. દામોદરજી એકલે હાથે ઘણુ કામ સંભાળતા હતા. બાર વાગ્યા પછી સૂવું અને ત્રણ વાગ્યે ઊઠવું એ એમને માટે નવાઈની વાત નહોતી, પરંતુ તબિયત પણ એટલે જ બગડી.

'પણ ગાંધીજી તો આવી શરતોએ દાન સ્વીકારતા હતા, તમે શું કામ નથી સ્વીકારતા?'

વિનોબાએ જવાબ આપ્યો, 'જુઓને ભાઈ, ગાંધીજી તો ગંગા જેવા હતા એટલે એમાં તો મેલા નાળાં આવીને ભળે તો તે પણ પવિત્ર થઈ જાય એમ હતું ને હું તો પોતે જ એક નાળું છું, એટલે એ મારી શક્તિની બહારની વાત છે.'

વિનોબાના સાથીઓ લગભગ બધા જ જુવાનિયા છે, બધા જ વિનોબાના ભક્ત છે. એમના કામોની એક પ્રકારની વહેંચણી પણ થયેલી છે. પણ ઘણા સાથીઓ બદલાતા રહે છે, એટલે કામની જવાબદારી પણ બદલાયા કરે છે.

વિનોબાને વાચવાનો ખૂબ શોખ છે. જ્યાં જાય ત્યાં એમની સાથે એક પુસ્તકાલય થઈ જાય છે. કોઈ પણ માણસ એમને માટે પુસ્તક આપી જાય તો એક વાર ઉથલાવી તો અવશ્ય જુએ છે. પછી તે બિનજરૂરી લાગે તો છોડી દે છે, સાર જાણી લેવા જેવું લાગે તો સાથીઓમાંથી કોઈને વાચીને સાર કહી જવાનું અથવા ચોપડીમાં નિશાન કરવાનું કહે છે અને ગીતા જેવો રસનો વિષય હોય તો પોતે વાંચે છે. કેટલીક વાર તો વારવાર વાંચે છે. હમણાં 'નૃસિંહ-પ્રિયા' નામની એક નાની સરખી સંસ્કૃત ચોપડી એટલી બધી ગમી ગઈ છે કે એના કેટલાક શ્લોકો તો જાણે કોઈ છોકરો ગોખતો હોય એમ વાચ્યા.

સૂત્ર-યજ્ઞ વખતે મહાદેવી તાઈ કાંઈક વાંચી સંભળાવે છે. હમણાં 'સ્થિતપ્રજ્ઞદર્શન' નામની વિનોબાની મરાઠી ચોપડીનો હિંદી તરજુમો વાચે છે. વાંચવામાં કાંઈક ભૂલ

થાય તો વિનોબા તરત સુધારે છે. કેટલીક વાર એકનું એક વાક્ય કેટલીય વાર બોલાવે છે. ભણાવવું એ વિનોબાનો એક પ્રિય વિષય છે. કોઈ કોઈ વાર તો ઉત્સાહમાં આવી જઈને વિનોબા એટલા જોરથી બોલવા માંડે છે કે આપણને પ્રાથમિક શાળાના શિક્ષકો યાદ આવે.

એમના ટેબલ પર પડેલી પાટીમાં શું લખેલું છે તે જરાક ચૂપકીથી જોઈ આવ્યો. પિંગળશાસ્ત્રનો અભ્યાસ ચાલતો લાગે છે. લખ્યુ હતું – લ ગા લ લ ગા – વગેરે!

# [૩]

## હૃદયચુંબક

૨૭–૯–'૫૨

હું મારા ઓરડામાં બેસીને કાંઈ કામ કરતો હતો, ત્યાં વિનોબાના ઓરડામાંથી સંગીતના મધુર સૂરો સંભળાવા લાગ્યા. ધીમે પગલે બારણાં પાસે પહોંચીને જોયુ તો વિનોબાની સામે અંધ ભજનિક હાથમાં તબૂર-પેટી લઈને ગાતા હતા.

આપણે તે દેશ કેવા! આપણે વિદેશ કેવા!
આપણે પ્રવાસી પારાવારના હો જી!

મને થયુ: અહીં ગુજરાતી ભજન ક્યાંથી? પછી ખબર પડી કે આ ભજનિક ગુજરાતી હતા. તેઓ કાશીમાં સંગીતના વર્ગો લે છે.

હમણાં તો વિનોબા પાસે બહુ ભીડ નથી દેખાતી, પણ અહીં કોણ નથી આવી ગયુ! કાશીમાં આખું હિંદુસ્તાન નાના રૂપમાં આવી જાય છે. બધી ભાષાના, બધા ધર્મોના

અને ઘણાખરા ધંધાના પ્રતિનિધિઓ કાશીમાં આવી વસ્યા છે. આ બધા સમાજના પ્રતિનિધિઓ વિનોબાજીને મળી ગયા છે અને ઘણાખરાનાં દિલ વિનોબાએ જીતી લીધાં છે.

આજથી ૩૬ વર્ષ પહેલાંના વિનોબા વિદ્યાભ્યાસ માટે કાશી આવ્યા ત્યારે તદ્દન જુવાનિયા હતા. તે વખતે દ્વૈત વાદીઓ અને અદ્વૈતવાદીઓના શાસ્ત્રાર્થ ચાલતા. એવી એક સભામાં વિનોબા પણ ગયા હતા. બધી ચર્ચા એમણે શાંતિથી સાંભળી. અદ્વૈતવાદીઓની જીત થઈ. પછી વિનોબાને બોલવાનું કહેવામાં આવ્યુ. આ નવો આવનાર જુવાનિયો પણ પોતાના સ્વતંત્ર વિચારો ધરાવે છે, એ વાત તે વખતના શાસ્ત્રીઓ જાણતા હતા. વિનોબાએ કહ્યું : 'તમે અદ્વૈતવાદીઓએ દ્વૈત વાદીઓ સાથે ચર્ચા કરી એ જ સિદ્ધ કરે છે, કે તમે દ્વૈતને સ્વીકાર્યો. તમારે આવી ચર્ચાનાં ચૂંથણાં ન કરવાં જોઈએ. દ્વૈતવાદીઓને પણ તમારામાં સમાવી દઈને અદ્વૈત સાધવું જોઈએ.'

સનાતની બ્રાહ્મણો વિનોબાને મળી ગયા અને ભૂમિદાનયજ્ઞમાં સફળતા ઇચ્છી ગયા. સમાજવાદીઓ મળી ગયા અને આ કામ ખરી ક્રાંતિનું છે એમ સ્વીકારી ગયા. જૈન, બૌદ્ધ, શિખ અને મુસલમાનોને પણ વિનોબાજીના હૃદયચુંબકે આકર્ષ્યા છે. રામકૃષ્ણ મિશનવાળાઓ અને થિયોસોફિકલ સોસાયટીવાળાઓ સાથે તો વિનોબાનો કાયમી પ્રેમસંબંધ બંધાઈ ગયો છે. એક તરફથી પ્રેમાળ વિનોબા આટલા જબરદસ્ત લોકસંગ્રાહક છે, તો બીજી બાજુથી ફકીર વિનોબા હજુય કેટલીક વાર લોકોની ભીડથી જાણે કે બીતા હોય એમ મને લાગે છે. હજુયે જો દર્શનાર્થીઓનું મોટું ટોળું એકઠું થયેલું જુએ તો કેટલીક વાર વિનોબા

ધીરે રહીને ત્યાંથી છટકી જઈને એકાંતમાર્ગ પર ફરવા ઊપડી જતા દેખાય છે!

૨૮-૯-'૫૨

કાશી વિદ્યાપીઠનું મકાન ખૂબ લાંબું છે. એને એક છેડે વિનોબાનો ઓરડો છે અને બીજે છેડે ઉપર ચડવાનો દાદરો છે. દાદરા ઉપરથી ચડતો હતો ત્યાં વિનોબાના ઓરડામાંથી કોઈકનો અવાજ જોરજોરથી આવતો સંભળાયો. મને આશ્ચર્ય થયું : વિનોબાની સામે આ બરાડા પાડનાર તે કોણ હશે? બારણાં પર જઈને જોઉં છું તો એક વિશાળઉદર મૂર્તિ ગળામાં રુદ્રાક્ષની માળા પહેરીને ડોલતીડોલતી, એક હાથ દાઢીમૂછ પર ફેરવતી અને બીજા હાથે અનેક પ્રકારના હાવભાવ કરતી એક પછી એક સંસ્કૃત શ્લોકો બોલ્યે જતી હતી. મારે કબૂલ કરવું જોઈએ કે, શ્રી. દેવવ્રત શાસ્ત્રીનાં રૂપરંગ જોઈ અને અવાજ સાંભળીને પહેલાં તો મને હસવું જ આવી ગયું; પણ વિનોબા તરફ ફરીને જોયું તો તેઓ એકાગ્ર થઈને આ વાગ્ધારા સાંભળી રહ્યા હતા. ચર્ચા મરાઠીમાં ચાલી રહી હતી. ચર્ચા શાની, શાસ્ત્રીજીનું ભાષણ કહોને! કારણકે વિનોબા તો કોઈ કોઈ વાર એકબે વાક્ય બોલતા હતા. ભાષા પણ મરાઠી અને તે પણ કોઈ કોઈ વાર જ વપરાતી હતી. બન્ને પક્ષે વધારે વખત તો સંસ્કૃત જ ચાલતી હતી. વેદના અમુક શબ્દોનો અર્થ શો એને અંગે ચર્ચા ચાલતી હતી. મને થયું કે આ શાસ્ત્રીએ તો વિનોબાને મહાત્ કરી દીધા. વિનોબા એકાદ પ્રકારનો જરા ઉલ્લેખ કરે એટલે શાસ્ત્રી તરત એ બોલવા માંડે અને બીજી પણ એકાદ એના જેવી જ ચર્ચા સંભળાવે. વિનોબા રસપૂર્વક સાંભળ્યા કરે. હું એક ખૂણામાં બેસી ગયો. શાસ્ત્રી-

જીની સ્મરણશક્તિ વિષે મને ખૂબ માન ઊપજ્યું, પણ અર્ધોએ કલાક થયા પછી પરિસ્થિતિએ થોડો પલટો ખાધો. વચ્ચે વચ્ચે કોઈ કોઈ વાર શાસ્ત્રીજી એકાદ શ્લોકનો ઉત્તરાર્ધ બોલતા અટકી જતા. એવે પ્રસંગે તરત વિનોબાજી અધૂરો શ્લોક પૂરો કરી આપતા અને પછી એવો પણ સમય આવ્યો કે જ્યારે વિનોબા આખો શ્લોક બોલતા અને શાસ્ત્રીજી સાંભળ્યા કરતા.

વિનોબાને ઘણે વર્ષે આવી વેદવાણી સંભળાવનાર મળ્યા તેથી અપાર આનંદ થયો.

૨૯–૯–'૫૨

મૈથિલીશરણ ગુપ્તનું જયભારત કાવ્ય વિનોબા પાસે આવ્યું છે. મહાભારતની કથામાંના કેટલાક કિસ્સાઓ લઈને એનું વર્ણન કાવ્યમાં કર્યું છે.

'સાકેત'ની માફક સળંગ કાવ્ય નથી, પણ તો ય આ પુસ્તકનું કદ એના કરતાં મોટું છે. એ વાંચવામાં વિનોબાએ દિવસનો મોટો ભાગ ગાળ્યો. ખૂબ મસ્ત થઈને વાંચતા હતા. બધા પ્રસંગોમાંથી થોડું થોડું ચાખીને આગળ ચાલતા હતા. એક વાર આખી ચોપડી પહેલેથી છેલ્લે સુધી ઉથલાવી ગયા, પછી તે છેલ્લેથી પહેલા પાના સુધી પાછી ઊંધે ક્રમે ઉથલાવી. એમાં વપરાયેલા છંદોમાં વિનોબાને રસ પડ્યો હોય એમ લાગ્યું. કેટલીક લીટીઓ બરાબર ગાઈ નહોતી શકાતી તે ફરીફરીને ગાઈને બેસાડી. જોનારને પહેલી નજરે તો એમ જ થાય કે પુસ્તક ખૂબ ગમી ગયુ. પણ પછી ખબર પડે કે એ તો છંદ બેસાડવા માટે જ એમાં તદ્રૂપ થઈને ગાઈ રહ્યા છે. ફરવા જતી વખતે વિનોબાએ કહ્યું: 'મોરો પંતનું ભારત આના કરતાં છગણું મોટું છે અને

આનાથી છગણું ચડિયાતું પણ કહી શકાય.'

કાશીમાં આવ્યા પછી એમને રોજની બે-ત્રણ ચોપડીઓ સરેરાશ જોવાની મળે છે. એમાંની કેટલીકનો તો એકાદ દાણો ચાંપી જોઈ ને છોડી દે છે, કેટલીકને ઘોળીને પી જાય છે. પુસ્તકોની એક મોટી પેટી ભરાઈ છે, પણ તો ય વિનોબા સવારે કહેતા હતા: 'કાશીમાં આજકાલ વિદ્યાની ખોટ આવી ગઈ હોય એમ લાગે છે. મને હજુ આટલી જ ચોપડીઓ મળી છે!'

નિર્મળાને એક વાર કહ્યું હતું: 'ધારો કે મને આજે સાપ કરડ્યો અને હું મરી ગયો, તો શું આજ સુધી મેં જે જ્ઞાન મેળવ્યું તે કાંઈ બધું વ્યર્થ ગયું? સાપ જેવા એક ક્ષુદ્ર અને નિર્બુદ્ધ પ્રાણીના દંશ મારવાથી બધી વિદ્યા એક ક્ષણમાં જ નષ્ટ થઈ જતી હોય તો વિદ્યા પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા જ નષ્ટ થઈ જાય. પણ હજુ ય મને જ્ઞાનપ્રાપ્તિમાં નાનપણ જેટલી જ ચાનક આવે છે. કારણ મને પુનર્જન્મમાં વિશ્વાસ છે.

# [૪]

## ફરતાં ફરતાં

૩૦-૯-'૫૨

હવે વિનોબાએ પાછું ફરવા જવા માંડ્યું છે. શરીર સાવ દુર્બળ થઈ ગયું છે. આખો દિવસ બેસીને કામ નથી કરી શકતા. સવાર અને બપોરનો મોટો વખત સૂતાંસૂતાં વાંચે છે, પણ ચાલવાની ઝડપ ઓછી થઈ નથી. ઝડપ એટલી હોય છે કે એમની સાથે નવ માઈલ ચાલવામાં મને

થોડો થાક લાગ્યો, પગમાં આંટણ પણ પડી ગયા. પરંતુ આજે સાંજે વિનોબા કહેતા હતા: 'મને આખા દિવસમાં સૌથી વધારે સ્ફૂર્તિ ફરતી વખતે જ આવે છે. ખાટલામાં પડ્યો હોઉં છું અથવા બેઠો હોઉં છું ત્યારે એમ લાગે છે કે, ખૂબ થાક લાગ્યો છે અને શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, પણ જ્યારે ફરવા જાઉં છું ત્યારે કોણ જાણે ક્યાંથી માગમાં સ્ફૂર્તિ આવી જાય છે. વાત સાચી પણ છે અને ખોટી પણ છે. વિનોબાના આત્માને આ વચનો સાવ લાગુ પડે છે, પણ શરીરને નહિ. ફરવા જતી વખતે એમને કેટલી સ્ફૂર્તિ આવે છે એ એમની સાથે રહેનાર માણસ સહેજે જોઈ શકે છે. આખો દિવસ સૂતા હોય ત્યારે કેટલી અશક્તિ અનુભવે છે એ પણ દેખાઈ આવે છે. બપોરે પણ કંઈ કામ કરતા સહેજ થાક લાગે ત્યારે ઓરડામાં આંટા મારે ત્યારે એમનામાં અસાધારણ ચૈતન્ય દેખાય છે. પણ સૂત્ર-યજ્ઞ કરીને અથવા ફરી આવીને તરત એમને ધરતી પર ચત્તાપાટ થઈને થોડી વાર કેમ સૂઈ રહેવુ પડે છે? કારણ કે એમનો

માટે તો રિસાયેલા બાળકને મનાવવા માટે કરવા પડે એટલા કાલાવાલા કરવા પડે છે. મને અફસોસ છે કે, આ હઠીલા બાળકને ધમકાવીને ખવડાવે એવી કોઈ મા એની પાસે નથી. તે દિવસે મહેશભાઈ કહેતા હતા કે વિનોબા આ આત્મઘાતક પ્રયોગ કરી રહ્યા છે. એની સાથે હુ સમત છું. પોતાની જાતને ભૂલી જવાનો ગુણ કલાકાર, વૈજ્ઞાનિક અને તત્ત્વજ્ઞાની એ ત્રણેમા સરખો હોય એમ લાગે છે. વિનોબાએ આ ત્રણે પ્રકારના લોકો પાસેથી બીજા બધા ગુણોની સાથે આ ગુણ પણ લીધો છે. વિનોબાને મનાવી શકે એવુ કોઈ મને એમની ટુકડીમા જડ્યું નથી. હા, મહાદેવી તાઈ થોડેઘણે અંશે સફળ થયા છે ખરા. વર્ષોથી વિનોબાની સાથે રહેનારાં આ કર્ણાટકી બહેન વિનોબાની બધી નાનીમોટી ટેવો જાણી ગયાં છે. વિનોબાની વ્યક્તિગત સંભાળ તેઓ લે છે. એ જોતાં તેમની ઉપર માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી. આવો એક કિસ્સો એમના વિષે આદર ઉત્પન્ન કરાવવા માટે પૂરતો છે.

કોઈ નાના સરખા ગામમાં નાની સરખી એક ઝૂપડીમાં વિનોબાનો પડાવ હતો. રાતે પવનના ઝપાટાને લીધે કે પછી તેલ ખૂટવાને લીધે દીવો હોલવાઈ ગયો હતો. વિનોબા ઊંઘમાંથી ઊઠીને વાડામા જવા નીકળ્યા. બે ડગલાં ભર્યાં ત્યાં તો પાછળથી તાઈએ એમને પકડીને ખેચી લીધા. એક જ ડગલુ આગળ ભર્યું હોત તો વાડામાં આવેલા થાળા વગરના કૂવામાં વિનોબા પડી ગયા હોત. પણ તાઈની સદા જાગતી આંખોએ એમને બચાવી લીધા. છતા યે હુ જોઉં છું કે તાઈની બધી વાત વિનોબા માનતા નથી. તાઈ એક નાની બહેનની ગરજ સારે છે, બાની ગરજ સારતાં

નથી આજે ફરતાફરતા લક્ષ્મીનારાયણ અને મારી સાથે ખૂબ વાતો થઈ. બધી ચર્ચા તો આ થોડા પાનાની મર્યાદામા કરી શકાય એમ નથી. અહી તો વિનોબાના કેટલાક વિચારો મારા શબ્દોમા ટાકીશ '

(૧) સરકાર કા તો સપૂર્ણ સરમુખત્યારશાહી હોય, કા તો વિકેદ્રિત ગ્રામરાજ હોય, વચલી અવસ્થામા કાઈ ખાસ દમ નથી.

(૨) અત્યારની દુનિયાની બધી મુશ્કેલીઓ કામ વાસનામાથી ઉત્પન્ન થઈ છે.

(૩) જે માબાપ સતાન ચાહતા જ નથી, પોતાની વાસનાઓ જ તૃપ્ત કરવા ચાહે છે, એમના સતાનો પણ કેવા થાય? સતતિનિયમનથી વસ્તી ઘટે એમ માનીએ તો પણ એ વસ્તી કેવા પ્રકારની થશે એ વિચારવા જેવો પ્રશ્ન છે.

(૪) ધરતીમાથી ઉત્પન્ન થયેલા દરેક બાળકને ધરતીમાથી ખાવાનુ મળી જ રહેશે શરત એટલી જ કે એ બાળક પોતાનુ જીવન પ્રકૃતિને અનુકૂળ રાખે અને જાતે પરિશ્રમી હોય

(૫) દેશના હિતની દૃષ્ટિએ ગમે તેટલા પ્રયોગો થાય એની સામે મને વાધો નથી, મારો વાધો તો કોઈપણ પ્રકારની યોજના જનતાની માગણી વિના આખા દેશ પર લાદવામા આવે એની સામે છે.

(૬) સગઠન (ઑર્ગેનાઈઝેશન) માત્રમા હિંસા છે. કારણ, સગઠન સાથે શિસ્તભગના પગલા અને બીજા નિયમનો સકળાયેલા હોય છે

*

ફરતી વખતે આજે વિનોબાએ એકબે પ્રસંગો કહ્યા તે નોંધી લેવા જેવા છે. ‘નાનપણમા ઘણી વાર મારુ માથુ દુખતુ. સામાન્ય રીતે તો માથુ દુખવા આવે એટલે ગણિત કરવા માંડું. એમાં ચિત્ત એકાગ્ર થઈ જાય એટલે માથુ દુખતું મટી જાય. પણ ઘણી વાર એટલાથી મટતુ નહિ, ત્યારે હુ ઓરડામાં બેસીને જપ કરવા માડતો, કે ‘મારું માથુ નથી દુખતુ, મારું માથુ નથી દુખતુ; દુખે છે તે મારુ માથુ નથી, મારું માથુ નથી.’ જપ કરતાકરતા ઊઘ આવી જતી અને ઊઠુ ત્યારે માથુ સાવ હલકુ ફૂલ જેવુ થઈ જતુ. મારી બા મારી આ ટેવ જાણતી એટલે હુ બપોરે ઊઘીને ઊઠુ ત્યારે મારે માટે શીરો તૈયાર રાખતી. શીરો ખાઈને હુ ફરવા નીકળી પડતો. આ પ્રસગ વખતે વિનોબાની ઉમર નવદશ વર્ષની હશે.

બીજો પ્રસંગ એનાથી મોટપણનો છે. કયો કાળ હતો એ તો એમણે કહ્યું નહોતું, પણ હુ અનુમાન કરુ છું કે સત્યાગ્રહાશ્રમ સાબરમતીથી એક વરસની રજા લઈને વિનોબા વર્ધા ગયા, તે વખતનો આ પ્રમંગ છે. વિનોબાએ સહેજ મલકાતાંમલકાતાં કહ્યું-‘ચાલતાચાલતાં મારે પગે ફોલ્લા પડી ગયા હતા અને એક પગે તો પાકયુ પણ હતું, અસહ્ય વેદના થતી હતી. આખો વખત પગના ગૂમડા સિવાય બીજા કશા વિષે વિચારી શકાતું નહિ. રોજ સાંજે ગીતા ઉપર મારાં પ્રવચન થતાં, સભા આગળ આવુ ત્યાં સુધી ચિત્ત પેલા પગ તરફ હોય, પણ પ્રવચન કરતા પહેલા બેત્રણ શ્લોક ધ્યાનમંત્ર તરીકે બોલતો, એ બોલતાંબોલતા એટલી એકાગ્રતા આવી જતી, કે ત્યાર પછી કલાક–દોઢ કલાક સુધી હુ ગીતા ઉપર ભાષણ આપતો, ત્યારે મને ગૂમડાનો લેશમાત્ર ખ્યાલ નહોતો રહેતો, ભાષણ પૂરુ થતાંની સાથે પેલુ દરદ પાછુ

ચાલુ થતું.'

તામીલનાડના શ્રીયુત જગન્નાથજી વિનોબા સાથે હતા, ત્યારે એમની પાસે વિનોબાએ તામીલનો ઊંડો અભ્યાસ કરી લીધો. એમ તો ૧૯૪૨ વખતે વેલુર જેલમાં જ એમણે ઠીકઠીક અભ્યાસ કર્યો હતો. જગન્નાથજી કહેતા કે વિનોબાનું તામીલનું જ્ઞાન સામાન્ય તામીલ માણસો કરતાં વધારે છે. કોઈ કોઈ વાર વિનોબા તાઈને તામીલ શીખવવા બેસે છે, ત્યારે તાઈને વિષે ઈર્ષ્યા આવે છે. વિનોબા એકસાથે કેટલી યે ભાષાઓના શબ્દો, વ્યાકરણ અને શૈલીઓની ચર્ચા કરતા હોય છે. આપણને થઈ જાય કે આવા ગુરુના ચેલા થવાનું સદ્દભાગ્ય ક્યાથી મળે! હું તો તામીલનો કક્કો ય જાણતો નથી; પણ અનેક ભાષાનો તુલનાત્મક અભ્યાસ ચાલતો જોઈને મન લલચાઈ જાય છે. એટલે આજે ધૃષ્ટતા કરીને તાઈની પાછળ જઈને બેસી ગયો. વિનોબાએ સહેજ સ્મિતથી મને બેસવાની સંમતિ આપી. તામીલનો એક શબ્દ ઓળખ્યો એટલે વિનોબા કહે: 'આના જેવો જ મરાઠીમાં તણુક શબ્દ છે.' મારી સામે જોઈને કહે, 'કેમ ગુજરાતીમાં એવો કોઈ શબ્દ છે કે નહિ?' મેં ભવાં ચડાવી કપાળ પર કરચલીઓ પાડી કહ્યું: 'કડક શબ્દ છે.' વિનોબા કહે, ઠીક છે: પણ એ બહુ પોચો લાગે છે. મેં માથું ખંજવાળી કહ્યું: એના કરતાં વધારે જોરદાર શબ્દ 'કઠણ' શબ્દ છે. વિનોબા રાજી થઈને બોલ્યા: હં, 'કઠણ' બરોબર છે ખરો. બાકી કડક તો રોટલી પણ હોય.

# [ ૫ ]

## વંજારીના વાસે

૩૧–૮–'૫૨

ખાનદેશ કે વરાડમા ફરેલો માણસ 'વજારી' કોમથી અપરિચિત નહિ હોય. હુ માનું છું કે 'વજારી' એ વણુજારી પરથી પડ્યુ હશે ચોટલા સાથે લાકડી બાંધી અને માથા પર મોટુ મદિરનું શિખર જેવુ દૃશ્ય ઊભુ કરી હાથ અને પગમા અધમણ વજનના ઘરેણા ખણુખણાવતી વજારી નારીઓ સહેજે લોકોનું ધ્યાન ખેચે છે સમજદાર લોકોને તો આટલો બોજો ઊચકીને માડમાડ ચાલનારી બહેનો પ્રત્યે દયા ઉત્પન્ન થયા વિના ન રહે આ પ્રજા મોટે ભાગે ફરતી રહે છે. વજારી બોલીના વિભક્તિ–પ્રત્યયો ગુજરાતીને મળતા આવે છે. એના જેવી એક પ્રજા કર્ણાટકમા મળે છે, તેને લેબાડી કહે છે. લેબાડી લોકો પોતાને ગુજરાતી કહેવડાવે છે. ગુજરાતના સમાજશાસ્ત્રીઓને આ વજારી અને લેબાડી લોકોનો અભ્યાસ ખૂબ રસિક વિષય થઈ પડે એમ છે. વજારી લોકોના નૃત્યોના કેટલાક પ્રકાર આપણા રાસ–ગરબામા સમાવી લીધા હોય તો એક સુદર સગમ ઉત્પન્ન થઈ શકે એમ છે, એવો મારો અનુભવ છે પણ સતના સમાગમમા આ વજારી લોકોની વાત ક્યાથી આવી?

ચદુ નાઈક એક વજારી છોકરો છે, જેને વિનોબા સાથે રહ્યે હવે લગભગ વરસ થયુ હશે. એનામા વજારી જાતિનુ ખડતલપણુ અને મહારાષ્ટ્રની કટાક્ષયુક્ત વિનોદ વાણી ભરેલા છે. એમ. કોમ, થયેલા આ જુવાનિયાએ

વિનોબાનું ભૂમિદાન ગણિત અમલમાં આણ્યું છે. પોતાની ૭ વીઘાં જમીનમાં એ અને એનો ભાઈ એ બે ભાગીદાર હતા. વિનોબાને ત્રીજા ભાગીદાર બનાવી એણે બે વીઘાં એમને સોંપ્યાં છે. આજે ચંદુની ઘરડી મા અને ભાઈ વરસદિવસ પછી એને મળવા આવ્યાં છે. ચંદુને સવારે ત્રણ વાગ્યે ઊઠવાનો ઘંટ વગાડવાનું કામ સોંપાયું છે. મોગલ-સરાઇથી ભાઈ અને બાને તેડી આવીને ચંદુ એક બાજુએ સૂતો હતો, પણ ત્રણ વાગ્યાની ઘટડી તો એ હાથે જ રણકી!

વિનોબાએ ચંદુની બા સાથે સોદો કરવા માંડ્યો: 'તમારે આ બે છોકરા છે. આપણે ભાગ વહેંચી લઈએ, એક તમારો અને એક મારો. નાનો દીકરો માને વધારે લાડકો હોય એટલે ભલે એને તમે રાખો; ચંદુને હવે મને સોંપી દો.'

અને તદ્દન અજ્ઞાન ગણાનારી પ્રજાની પ્રતિનિધિ સમાન આ અભણ વૃદ્ધાના મુખમાંથી સ્વાર્પણની અમૃતવાણી સાંભળી હું પાવન થયો' 'યહ લડકા તેરા હી હૈ; તું જો ચાહે કર સકતા હૈ.'

આસપાસના લોકોની વાતચીત પરથી હું એમ સમજ્યો કે ચંદુની મા એને લગ્ન કરીને સ્થિર થવાનું સમજાવવા આવી હતી. પણ વિનોબાએ એને સંદેશો આપ્યો: 'વંજારી લોકોને તો વળી ઘર કેવું? એ તો ભટકતા જ ભલા. એને હમણાં મારી સાથે ભટકવા દો.'

મને પેલું ગીત યાદ આવ્યું: 'આપણે તે દેશ કેવા! આપણે વિદેશ કેવા! આપણે પ્રવાસી પારાવારના હો જી!'

*

ભાષાવાર પ્રાંતરચના વિષે વિનોબાના ખૂબ ચોક્કસ અભિપ્રાયો છે. કર્ણાટકના એક ભાઈએ આજે ફરતી વખતે

આ વિષય ઉપાડ્યો. વિનોબાએ કહ્યું: 'એ તો બિલકુલ સ્પષ્ટ છે, કે જે ભાષા બોલાતી હોય તે જ ભાષામાં રાજ્યવહીવટ ચાલવો જોઈએ. પણ આપણા લોકોનું પ્રાંતાભિમાન દરેક જગાએ આડું આવે છે. ભાષાવાર પ્રાંતરચના કોઈએ રોકી રાખી હોય તો તે એવી પ્રાંતરચના ચાહનાર લોકોના અહંકારે જ. જ્યાં બે પ્રાંતોની સીમા આવેલી હશે ત્યાં અમુક ભાગો તો તકરારી નીકળવાના જ. એવા ભાગોનો નિર્ણય ચિઠ્ઠી નાખીને જ કરવો જોઈએ. બે-પાંચ લાખ લોકો એક ભાષા બોલનારા બીજા પ્રાંતમાં જાય તોપણ શું બગડી જવાનું છે? મારી પાસે જો બધા લોકો પ્રાંતરચના અંગે નિર્ણય માગવા આવે, તો હું હિંદુસ્તાનના દરેક પ્રાંત અંગેનો નિર્ણય એકીદિવસે આપવા તૈયાર છું.

વહીવટની દૃષ્ટિએ ઉત્તરપ્રદેશ રાજ્યને પાંચેક વિભાગોમાં વહેંચવામાં આવ્યું છે. તેમાંના બનારસ વિભાગના શિક્ષણ ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર વિનોબાને મળવા આવ્યા હતા. મુલાકાત તો આવા સહજ મળવાના આશયે જ થઈ હતી, પણ વાતચીત દરમિયાન વિનોબાએ કેટલાક ક્રાંતિકારી વિચારો પ્રદર્શિત કર્યા. ડાયરેક્ટરે પૂછ્યું: 'પ્રાથમિક શાળા કેવી હોવી જોઈએ?' વિનોબાએ કહ્યું: 'દિવસમાં એકાદ કલાક શાળા ચાલવી જોઈએ. બહુ બહુ થાય તો બે કલાક ચલાવવાની હું છૂટ આપું. બાકીનો વખત બાળકો પોતપોતાનાં માબાપ સાથે કમાણીનો ઉદ્યોગ કરે. આ એક કલાક દરમિયાન એમની ઉપર દુનિયાનું બધુ જ્ઞાન લાદવાની કોશિશ કરવામાં ન આવે. શિક્ષણના વિષયો માત્ર ત્રણ હોવા જોઈએ. ભાષા, ગણિત અને ઉદ્યોગ. બાકીના બધા વિષયોનું જ્ઞાન ઉદ્યોગ અને ભાષાના શિક્ષણમાં આવી જવું

જોઈએ.' ડાયરેક્ટર તો આ વાગ્ધારા સાંભળી જ રહ્યા. એમને ખબર ન હતી કે પોતે જે પદ્ધતિનું સંચાલન કરે છે તે પદ્ધતિમાં ધરમૂળથી ફેરફાર કરવાની મુરાદ આ સુક્કલકડો માણસ સેવે છે. શિક્ષણમાં આવો કોઈ ફેરફાર નહિ થાય તો તે સાર્વત્રિક નહિ થઈ શકે, એમ વિનોબાનું માનવું છે.

*

એક જૈન શાળાનાં થોડાંક ભૂલકાંઓને લઈને એક શિક્ષક–શિક્ષિકાનું યુગલ આવ્યું હતું. આ બન્ને જણ દિવસમાં એકેક કલાક જૈનધર્મનું શિક્ષણ આપે છે અને બાકીનો સમય પોતાની કમાણીનો ધંધો કરે છે. વિનોબાએ આ રીત ખૂબ પસંદ કરી.

છોકરાંઓ તો બાજુએ રહી ગયાં ને ચર્ચા ચાલી. વિનોબાએ જૈનધર્મ વિષે પોતાના વિચારો ખૂબ સ્પષ્ટ ભાષામાં પ્રગટ કર્યા. આ વિચારો મોટે ભાગે એમની 'શાંતિયાત્રા' નામની ચોપડીના બે લેખોમાં આવી ગયા છે. એમણે બે વિચારો પ્રગટ કર્યાઃ એક તો એ કે, જૈનધર્મનો મુખ્ય વિચાર સમ્યક્ત્વનો છે અને બીજો, એ કે, જૈનોએ અહિંસાનું ઊંડાણમાં ઊતરીને ચિંતન કર્યું એ ખરેખર પ્રશંસનીય છે. પણ ખાવાપીવા બાબત જ અહિંસાનો વિચાર કરી માનવ–માનવ પ્રત્યેના વહેવારમાં અહિંસાને શી રીતે અમલી કરવી તે તરફ લક્ષ્ય ન આપ્યું એ મોટી દિશાભૂલ થઈ છે.

# [૬]

## જમીનદાર સાથે મુલાકાત

૧-૯-'૫૨

કૉંગ્રેસજનોને ઉદ્દેશીને વિનોબાએ આજે એક મહત્ત્વનું ભાષણ પ્રાર્થના પછી આપ્યું.

પ્રાર્થના પછી મીરઝાપુર જિલ્લાના એક જમીનદારભાઈ વિનોબાને મળવા આવ્યા. એમણે વાતના આરંભમાં કહ્યું: 'ઉત્તરપ્રદેશનો જમીનદારી નાબૂદી' કાયદો એવો બન્યો છે કે, એમાં રાષ્ટ્રીય સંપત્તિની બરબાદી થાય છે. કાયદો થયા પછી અનેક કપટો કરીને મેં મારી જમીન ઉપરથી કેટલા યે લોકોનો કબજો છોડાવી લીધો છે. હવે એ જમીન ઉપર કાંઈ પાકતું નથી. એનાથી મને ફાયદો નથી, ગણોતિયાને ફાયદો નથી ને રાષ્ટ્રને નુકસાન છે. હવે મારે શું કરવું ? મારે જાતે ખેતી સંભાળવી કે મારો અધિકાર છોડી દેવો ?'

વિનોબા : 'કાં ખેતી કરો, કાં ખેતર છોડો.'

જમીનદાર: 'પણ મારી પાસે ૩૦ એકર જમીન રહે તો તો તુલ ઓછું ઊતરે ને ?'

વિનોબા : 'જાતે ખેતી કરો તો તો એ જમીનમાથી પણ વધારે પાક ઊતરે.'

જમીનદાર : 'પણ આ મુશ્કેલીમાંથી બચવાનો—આ પાપકૃત્યો કરતાં અટકવાનો કાંઈ ઉપાય સૂચવો ને ?'

વિનોબા : 'હું એક ઉપાય વિચારું છું. બધી જમીન આખા ગામની થઈ જાય. બધાને પોતપોતાને ભાગે પડતી

જમીન ખેતી કરવા મળે અને બાકી રહે તો તેની ઉપર સામુદાયિક ખેતી થાય. એ ઉપાય તમને કેવો લાગે છે?'

જમીનદાર: 'ગામની વસતિ વધતી જાય અને બધી જમીન વહેંચાઈ જાય તો પછી શું થાય?'

વિનોબા: 'ખેતી સાથે ગ્રામોદ્યોગ પણ હશે ને? અને ઓછી જમીનમાંથી વધુ ઉત્પન્ન મેળવવા વિજ્ઞાનનો ઉપયોગ પણ કરીશું ને?'

જમીનદાર: 'જમીન જો ગામની હોય તો વસતિ પ્રમાણે એની વહેંચણી કરવાનું કોના હાથમાં રહેશે?'

વિનોબા: 'ગામલોકોએ ચૂંટેલા પંચના હાથમાં, પણ એમાં શરત એ રહેશે કે, બધા નિર્ણયો એકમતે લેવામાં આવશે. બહુમતીને જોરે એમાં નિર્ણયો થશે નહિ. આ વિચારને આગળ સમજાવતાં વિનોબાએ કહ્યું: 'ગામની ઉપયોગી વસ્તુઓ ગામમાં જ તૈયાર થશે. ગામની ખેતી-ઉદ્યોગ, શિક્ષણ, ન્યાય, આરોગ્ય વગેરે ગામના હાથમાં રહેશે.'

જમીનદાર: 'આ બધું મુશ્કેલ લાગતું નથી?'

વિનોબા: 'જરાય નહિ. ગોરખપુરમાં આજે લોકો અર્ધા-ભૂખ્યા છે. એમની પાસે પહેરવાનાં કપડાં નથી. અત્યારે એ લોકો જે મુશ્કેલીમાંથી પસાર થઈ રહ્યા છે તેના કરતાં પણ આ કરવું વધુ મુશ્કેલ છે?'

જમીનદાર: 'આ બાબત ગામમાં એકમત ન હોય તો કામ ન થઈ શકે.'

વિનોબા: 'વાત સાચી છે, પણ ગામમાં જ્યારે આગ લાગે ત્યારે બધા એને ઓલવવા બાબત તો એકમત થાય છે કે નહિ?'

જમીનદાર: 'પણ એ તો આપદકાલીન ઘટના

( ઇમર્જન્સી ).'

વિનોબા : 'ભગવાનની કૃપા હશે તો એવો આપત્કાળ આ બાબતમાં પણ આવી જશે.'

જમીનદાર-: 'આપ અમને લોકોને સહકારી ખેતી કરવાની સલાહ કેમ નથી આપતા ?'

વિનોબા : 'હમણા જ તમે કહેતા હતા ને, કે ગામમાં એકમત નથી ?'

જમીનદાર : 'દુનિયાના બીજા દેશોમા-?'

વિનોબા કહે : 'દુનિયાની વાત જવા દો અને તમારા ગામની વાત કરો. તમારા ગામની બધી જમીન પહેલાં મારી પાસે લાવો. એના પ્રશ્નોનો ઉકેલ આણવામા તમે તમારી અક્કલની મદદ આપો અને હુ મારી આપીશ.'

જમીનદાર : 'આખા ગામની જમીન હુ માગવા જાઉં તો મને લોકો પાગલ કહે.'

વિનોબા : 'તમે તમારી જમીન પહેલા આપીને નીકળશો તો કોઈ પાગલ નહિ કહે.'

જમીનદાર : 'હુ તો આપી દઉં, પણ શરત એટલી કે ગામના અર્ધા લોકો પોતાની જમીન આપવા તૈયાર થવા જોઈએ.'

વિનોબા : 'શરત બરત કાંઈ અહીં નહીં ચાલે.'

ત્યાર પછી ગામની વસતિ અને જમીન વગેરેના હિસાબો ચાલ્યા. ગામ વિષે પેલા ભાઈને ઠીકઠીક માહિતી હતી. એમણે ફરી પાછી અર્ધા લોકો જમીન આપે એ શરત કહી સભળાવી.

વિનોબા : 'તમારી એ શરત તમારા ગામના લોકોને સમજાવજો.'

જમીનદાર : 'લોકો આપશે કે નહિ આપે? કોણ જાણે?'

વિનોબા : 'તમે જઈને કહી તો જુઓ, કે ભૂમિવાળો બાવો ભૂમિ માગે છે અને બધાંને સાથે મળી જીવવાનું કહે છે. પછી બધા આપવા રાજી થશે.'

જમીનદાર : 'મને તો લાગે છે કે આમાં તો ૨૦ ટકા સફળતા મળે તો પણ ભાગ્ય. એના કરતાં આવો કોઈ કાયદો કેમ નથી કરાવી દેતા?'

વિનોબા: 'તમે જ કહો છો ને કે કાયદાથી નુકસાન થાય છે?'

ઐક્ય વિષે વધારે સમજાવતાં વિનોબાએ કહ્યું: 'ઐક્યની ભાવના તો લોકોમાં છે જ. તમને તમારાં કુટુંબીજનો વિષે પ્રેમ નથી? એ પ્રેમ વ્યાપક કરીને હવે એને ગ્રામ-કુટુંબ પર રેડવાનો છે.'

છેવટે જમીનદારે પોતાના દિલને કઠતો એક પ્રશ્ન પૂછી જ દીધો: 'તમારી આ યોજના પૂરી ન થઈ શકે ત્યાં સુધી મારે શું આ ફરેબ (દગો–ફટકો) ચાલુ રાખવો?'

વિનોબાએ કાંઈક દુઃખ સાથે, કાંઈક મરાઠી સહજ વિનોદમાં કહ્યું: 'હા, રાખો ચાલુ; તમને કાંઈક સફળતા મળશે; કાંઈક નિષ્ફળતા મળશે અને કોર્ટ કેમ કામ કરે છે એની પણ તમને ખબર પડશે.'

રાતે જતા પહેલાં આ જમીનદાર થોડી ભૂમિ દાનમાં આપતા ગયા અને ગીતાપ્રવચનની થોડી નકલો ખરીદી ગયા.

×

વિનોબાની ઘ્રાણેંદ્રિય ખૂબ કામ કરે છે. એને લીધે કેટલીક વાર એમને દૂધ કે મધ લેવાનું પણ મુશ્કેલ પડે છે.

મધની વાસ એમને ગમતી નથી એટલે ઔષધરૂપ સમજીને ,લે છે. મેં એમને યાદ આપી: 'બાપુની ઘ્રાણેંદ્રિય કામ જ કરતી નહોતી.'

વિનોબાએ હસીને કહ્યું: 'હા અને બાપુની ઓરડીની ગધ તો મને દૂરથી જ આવતી.'

મેં પૂછ્યુ 'એ કેવી રીતે?'

વિનોબા કહે: 'એમના ઓરડામા જે લોકો બેસતા તે બધા લસણુ ખૂબ ખાતા, એની ગધ મને દૂરથી આવી જતી.'

# [૭]

## શિક્ષણ અને શિક્ષક

૨–૬–'૫૨

ફરતી વખતે મે વિનોબાને પૂછ્યુ: 'પ્રાથમિક શિક્ષણ અગે તે દિવસે તમે વિચારો દર્શાવ્યા, તેમાં બે કલાકના શિક્ષણની જ વાત કરી હતી. એમાં ઉદ્યોગ પણ આવી જાય છે?'

વિનોબાએ કહ્યુ: 'બે કલાકની તો મેં વધારેમાં વધારે છૂટ આપી હતી. હુ તો શાળામાં બીજું શિક્ષણ એક જ કલાકનુ હોવુ જોઈએ એમ માનું છું, પણ એમાં ઉદ્યોગના વખતની ગણતરી નથી.'

મેં પૂછ્યુ: 'તમે જે ત્રણ વિષયો કહ્યા હતા તેને વિષે જરા વિસ્તારથી કહેશો?'

વિનોબાએ કહ્યુ: 'દરેક છોકરાને એક ઉદ્યોગ સારો આવડવો જોઈએ અને બીજો એક ઉદ્યોગ પણ કામચલાઉ આવડવો જોઈએ. ભાષામાં બે પુસ્તકો હોવા જોઈએ. એકમાં

સામાન્ય જ્ઞાન હોવું જોઈએ અને બીજું જીવનનું ભાતું થઃ પડે એવું સાહિત્ય હોવું જોઈએ. દાખલા તરીકે ઉત્તર પ્રદેશ ની શાળાઓમાં તુલસી રામાયણમાંથી બાળકોને રંજનીઃ એવું અને જીવનભર ઉપયોગી થઈ પડે એવું સાહિત્ ચૂંટીને એને ધોરણવાર ગોઠવીને એક પુસ્તક બનાવવું જોઈએ એ પુસ્તક બાળકોને આખું મોઢે હોવું જોઈએ. કંઠસ્થ કરેલું આવું સાહિત્ય જીવનમાં ઘણું ઉપયોગી થઈ પડે છે કેટલાક લોકોને તો શાળા છોડ્યા પછી આ જ એક માઃ પ્રેરણાનું મૂળ રહેશે. ભાષાનાં આ બે પુસ્તકો ઉપરાંત પુસ્ત કાલયનો વિદ્યાર્થીઓ છૂટથી ઉપયોગ કરશે. ગણિત તે વ્યવહારમા ઉપયોગી અને જીવનમાંથી નિષ્પન્ન થતું જ શીખ વવું જોઈએ. એક કલાકના શિક્ષણમાં પણ આજે વિદ્યાર્થી ઓને મળે છે એના કરતાં ઓછું નહિ મળે એમ હું માનું છું અને એક કલાક ભણાવતાં તો શિક્ષકને થાક લાગવો જોઈએ.' પછી શિક્ષક વિષે વાતો ચાલી.

મેં પૂછ્યું: 'શિક્ષકનો કાર્યક્રમ કેવો રહેશે?'

વિનોબાએ કહ્યું: 'સવારે એક કલાક શિક્ષક પ્રાથમિક શાળામાં આપે. સાંજે એક કલાક પ્રૌઢશિક્ષણમાં આપે. બે કલાક પોતાની શાળા અંગેના અભ્યાસ માટે આપે અને ચાર કલાક પરિશ્રમ કરે. શિક્ષકને ખાવાનું અનાજ ગામ-લોકોએ પૂરું પાડવું જોઈએ અને એની બીજી જરૂરિયાતની વસ્તુઓ એણે પોતાની મજૂરીની કમાણીથી મેળવવી જોઈએ.'

એક ભાઈ અમારી સાથે ફરતા હતા. તેમણે પૂછ્યું: 'પણ શિક્ષક એનાં બૈરી–છોકરાંનું શું કરે?'

વિનોબા: 'મારું માનવું છે કે વાનપ્રસ્થ લોકોએ જ શિક્ષકનો ધંધો સ્વીકારવો જોઈએ. જેણે જીવન જોયું નથી

એ જીવનની તાલીમ શું આપવાનો ?'

આ વિચારની સામે મેં અનેક દલીલો કરી. વિનોબાએ કબૂલ કર્યું કે નાની ઉમરના શિક્ષકો પણ અસાધારણ હોઈ શકે છે. ગોખલેજી અને પોતાના દાખલા પણ આપ્યા. મેં કહ્યું : 'પતિપત્ની બને શિક્ષક–શિક્ષિકા હોય અને ગૃહસ્થાશ્રમી હોય તો ચાલે કે નહિ ?' વિનોબાએ કહ્યું : 'ચાલે.'

## 'ભારત'ની વ્યુત્પત્તિ

એક ભાષણમા વિનોબાએ રામચંદ્રજીના ભાઈ ભરતની રાજ્ય કરવાની રીતનું વર્ણન કરીને પછી કહ્યું હતું : 'ભરતના ભારતવર્ષને છાજે એવી આપણી રાજ્યવ્યવસ્થા હોવી જોઈએ.'

વિનોબાને મેં પૃછ્યુ : 'ભારતવર્ષ શબ્દ કઈ રામચંદ્રજીના ભાઈ ભરત ઉપરથી આવ્યો છે ? એ તો ...'

વિનોબાએ મને અધવચ્ચ રોકીને કહ્યું : 'હા, મને ખબર છે કે, કેટલાક લોકો એને દુષ્યંતના દીકરાના નામ ઉપરથી આવેલો શબ્દ માને છે. પણ મારુ માનવુ છે કે તેમ નથી અને મારી પાસે તેનાં કારણો પણ છે. આપણા ઇતિહાસમાં ત્રણ ભરત આવે છે. એક જડભરત, એનો ઉલ્લેખ પુરાણમા છે અને એ સૌથી જૂનો ભરત હોવાનો સભવ છે. બીજો રામનો ભાઈ ભરત, એમ તો રામાયણમા એનું નામ આવે છે, પણ વેદમાં એક મત્ર આવે છે. એમા વિશ્વામિત્ર અને ભારતવર્ષ એ બે શબ્દો સાથે આવે છે. વિશ્વામિત્ર અને રામના ભાઈ ભરતના કિસ્સાને પરસ્પર સંબધ છે, એટલે મે એ ભરત સાથે ભારતવર્ષને જોડ્યો છે અને ત્રીજો ભરત તે દુષ્યંતનો દીકરો ભરત, પણ કોઈ

ચક્રવર્તી રાજાની સાથે આપણા જૂના લોકો દેશનું નામ જોડે એમ હું માનતો નથી.'

## ૩૬ વર્ષ પહેલાં

વિનોબા કાશીમાં ફરતી વખતે શહેરના ભાગોનાં નામ પૂછતા હતા, 'આ તો ફલાણો મહોલ્લો ને? આ તો અમુક ગલી ને?' મેં કહ્યું: 'તમે ગયે ફેરે કાશીમાં હતા ત્યારના આ બધા રસ્તાનાં નામો યાદ છે?'

એમણે કહ્યું: 'ના રે, આ ફેરે અહીં આવ્યો ત્યારે પહેલે દિવસે જ મેં કાશીનો નકશો જોઈ લીધો હતો, એને આધારે કલ્પના કરીને કહું છું. ૩૬ વર્ષ પહેલાં અહીં આવ્યો ત્યારે તો ઓરડીમાંથી ભાગ્યે જ બહાર નીકળતો હતો.' મેં જરા એ વિષે જાણવાની ઉત્સુકતા બતાવી એટલે કૉલેજનો અભ્યાસ છોડી કાશી આવેલા તે જમાનાની વાત કહી.

'ગંગાકિનારે એક નાનકડા ઘરને ચોથે માળે એક નાનકડી ઓરડીમાં હું રહેતો. આ ફેરે હું એ ઓરડી જોઈ આવ્યો. હજી પણ ત્યાં ઠીકઠીક એકાંત છે. મારી કલ્પનામાં હતું એના કરતાં પણ એ વધારે રમ્ય સ્થાન છે. ઓરડી ૮'×૫'ની હશે. દિવસમાં એક વાર હું નીચે ઊતરતો ત્યારે જ પાણીનો ઘડો ભરીને ઉપર લઈ જતો. આખો દિવસ એકાગ્રચિત્તે અભ્યાસ કરતો.'

મેં પૂછ્યું: 'ખાવાનું શું કરતા?'

વિનોબાએ કહ્યું: 'અન્નક્ષેત્રમાં ખાઈ આવતો. અન્નક્ષેત્રમાં પહેલો ઘંટ વાગે ત્યારે હું પહોંચી જતો, પણ બધાને આવતાં અને ખાવાનું પીરસાતાં ખાસ્સો દોઢેક કલાક લાગી

જતો. એટલે બીજા વિદ્યાર્થીઓ જ્યારે ધમાલ કરવામાં વખત ગાળતા ત્યારે હું આખી ગીતા મનમાં બોલી જતો.'

મેં પૂછ્યું: 'અન્ને વખત દોઢદોઢ કલાક જતો?'

વિનોબા: 'ના, અન્નક્ષેત્રમાં માત્ર એક જ વાર ખાવાનું મળતું.'

મેં પૂછ્યું: 'તો સાંજના ખાવાનું શું કરતા?'

વિનોબા: 'સવારે અન્નક્ષેત્રમાં ભોજન પછી બે પૈસા દક્ષિણાના મળતા. તે બે પૈસામાંથી એક પૈસાનું દહીં અને એક પૈસાનાં બાફેલાં શક્કરિયાં લઈને ખાઈ લેતો.'

*

મહીસૂર તરફનો એક જુવાનિયો મળવા આવ્યો હતો. તેણે કહ્યું કે, ભૂદાનના કામમાં મોટેરાઓનો બહુ સાથ નથી. વિનોબાએ એને વિનોદમાં કહ્યું: 'તને ખબર છે, દુનિયા ચમત્કાર વિના નમસ્કાર નથી કરતી? ભૂદાનનું કામ તો નવું છે એટલે નવા લોકોએ જ કરવાનું છે. એ શરૂ કરી કાંઈક તપશ્ચર્યાનો ચમત્કાર બતાવો પછી મોટાઓ નમસ્કાર કરતા આવશે. મોટાઓનો આશીર્વાદ મળે તો બસ, બાકી કામ તો નાનાઓએ જ કરવાનું છે.'

*

બેએક દિવસથી કરણભાઈ આવ્યા છે. આ અસાધારણ માણસ વિષે તો પછી લખીશ. આજે માત્ર એમની સાથે થયેલો એક નાનો સંવાદ ટપકાવી દઉં.

મેં એમને કહ્યું: 'શું કરણભાઈ આ તમારું કાશી! આટલા દિવસથી હું અહીં આવ્યો છું, પણ પ્રાર્થનામાં માંડ પચાસ લોકો આવતા હશે!'

કરણભાઈએ હસીને કહ્યું: 'અહીંના લોકોને જરા

પૂછડું આમળી આપવાની જરૂર છે. આજે જોજે પ્રાર્થનામાં કેટલા લોકો આવે છે તે!'

આજે એટલા લોકો આવ્યા કે રોજની માફક પ્રાર્થના વિનોબાના ખંડમાં ન થઈ શકી, નીચે મેદાનમાં રાખવા પડી!

# [૮]

## 'વર્ણીજી'ના વિદ્યાલયમાં

૩-૯-'૫૨

આટલા દિવસથી કાશી આવ્યો હતો, પણ ગંગાનાં દર્શન થયાં નહોતાં. એક-બે ભાઈઓએ મને પૂછેલું પણ ખરું, કે તમારે કાશી વિશ્વનાથના મંદિરે નથી જવું? પણ વિનોબા પાસે આવ્યો છું. અહીં જ મારે દર્શન, સ્નાન, બધું થઈ જાય છે. પણ આજે વિનોબા જાતે જ ગંગાના ઘાટે જઈ પહોંચ્યા એટલે એમની સાથે જઈ હું પણ ગંગાનાં દર્શન કરી આવ્યો.

કાશી શહેરનું સ્થળ કોઈ સૌંદર્યપારખુએ પસંદ કર્યું છે. ગંગાનો કિનારો છે એટલું જ એને રમણીયતા આપવા માટે પૂરતું છે. પણ અહીં એ કિનારો ચંદ્રાકાર થઈને રમણીયતામાં વધારો કરે છે અને એક બાજુ વરુણા અને બીજી બાજુ અસ્સિ એમ બબ્બે નદીઓના ગંગા સાથેના સંગમની વચ્ચે પટ્ટીમાં શહેર પાઘડીપને વસેલું છે તેથી તેની રમણીયતા સોળ કળાએ ખીલે છે.

સવારે પાંચ વાગે ભદૈની(ભદ્રવની)માં આવેલા સ્વાધ્યાય મહાવિદ્યાલયના ઝરુખામાં વિનોબાની પાછળ ઊભા

રહીને મે કાશીપાવની ગગાના દર્શન કર્યા.

આ વિદ્યાલયમા એક સપ્તાહ ચાલતો હતો. તેનુ ઉદ્‌ઘાટન કરવા વિનોબા આવ્યા હતા એ સપ્તાહ હતો શ્રી વર્ણીજ્યોતિનો.

માનપત્ર, સસ્કૃત કવિતા, પાઠ આદિ ઔપચારિક કાર્યક્રમ પછી વિનોબાએ જે ભાષણ આપ્યુ તેમા જૈનધર્મ વિષે તેમનો અભિપ્રાય પ્રગટ થયો હતો.

કાર્યક્રમ શરૂ થયો ત્યારે પચાસેક વિદ્યાર્થીઓ હાજર હતા. વિનોબાનુ ભાષણ શરૂ થયુ. એટલામા બસોએક સદ્‌ગૃહસ્થો આવી પહોચ્યા પણ બીજા ઘણા તો આ કાર્યક્રમ પતાવીને વિનોબા પાછા જતા હતા ત્યારે રસ્તામા મળ્યા. એમણે એમ ધારેલુ કે, બધી સભાઓની માફક વિનોબાની સભામા પણ જાહેર કરેલા સમય કરતા મોડુ થશે ને, એટલે જરા નિરાતે જઈએ.

વિનોબાને પાછા આવતા જોઈને પહેલા તો એ લોકો સમજી ન શક્યા કે સભા પૂરી થઈ ગઈ છે, પણ જ્યારે એમને એ ઘટના સમજાઈ ત્યારે એમના મો પડી ગયા.

વિનોબાએ કહ્યુ કે, વર્ધામા વીસેક વરસ પહેલા આવું બનેલુ. એક સભામા વિનોબા જાહેર કરેલા સમયે આવ્યા, ત્યારે બેત્રણ માણસો હાજર હતા. વિનોબાએ બરાબર વખતસર એ લોકોની સામે ભાષણ શરૂ કર્યુ અને થોડી વાર બોલીને ત્યાથી ચાલવા માડયુ. ત્યારથી વર્ધામા કોઈ વાર એમની સભામા આવતા મોડુ ન થાય એની કાર્યકર્તાઓ કાળજી રાખતા

ભદૈનીના વિદ્યાલયમા વિનોબાએ મુખ્યત્વે જૈનધર્મ પર પોતાના વિચારો પ્રગટ કર્યા જૈન વિચારકોએ પોતાના

વિચારના પ્રચારનું મુખ્ય સાધન શિક્ષણને બનાવ્યું હતું. એની તરફ આંગળી ચીંધીને વિનોબાએ કહ્યું કે, એ રીત જૈનોની બુદ્ધિમત્તા સૂચવે છે. હિંસા દ્વારા કરેલો પ્રચાર કદી કાયમી રહેતો નથી, ઊલટી એની પ્રતિક્રિયા થવાનો સંભવ રહે છે; જ્યારે વૈચારિક ક્રાંતિ દ્વારા કરેલો પ્રચાર હંમેશાં લાંબો વખત સુધી ટકે છે. જૈનો આટલી નાની સંખ્યામાં હતા છતાં તેઓ હજારો વર્ષ સુધી ટકી રહ્યા છે. એનું મુખ્ય કારણ એ છે કે, એમણે પોતાના જીવનસિદ્ધાંતો વિષે ઊંડું ચિંતન કરી એક સ્વતંત્ર તત્ત્વજ્ઞાન રચ્યું છે. એના અમલ માટે એમણે શિક્ષણ જેવી અહિંસક રીતનો ઉપયોગ કર્યો છે અને હમેશાં તેઓ સમાજનાં બીજાં અંગો સાથે હળી-મળીને રહ્યા છે. શ્રી વર્ણીજીએ પણ શિક્ષણ દ્વારા ધર્મ-વિચારના પ્રચારની રીત લીધી છે. એ બતાવવા માટે વિનોબાએ આ બધી વાત વિસ્તારથી સમજાવી.

રસ્તામાં આવતાં કરણભાઈને મોઢેથી વિનોબાજી અને વર્ણીજીની ભેટનો પ્રસંગ સાંભળ્યો. વિનોબાજી જ્યારે લલિતપુર પહોંચ્યા ત્યારે વર્ણીજી પાસેના કોઈ ગામમાં હતા. બન્ને સંતપુરુષોના પરિચયમાં આવેલા લોકોએ એમની બન્નેની મુલાકાત ગોઠવી. વર્ણીજીએ વિનોબાને મળવા જતી વખતે વાહનનો ઉપયોગ કરવાની ના પાડી. વર્ણીજીનો આવવાનો વખત થયો ત્યારે વિનોબાજીનો સૂત્ર-યજ્ઞ ચાલતો હતો. કોઈએ ખબર નહોતી આપી તે છતાં વિનોબાજીને ખબર પડી ગઈ, કે હવે વર્ણીજીના આવવાનો વખત થઈ ગયો છે; એટલે તેઓ પોતાના સ્થાન પર ઊભા થઈ ગયા. બે-ત્રણ મિનિટ ઊભા રહ્યા એટલામાં તો વર્ણીજી હસતે મોઢે આવી પહોંચ્યા. આ મુલાકાત એક અપૂર્વ પ્રસંગ હતો,

એમ કરણભાઈનુ કહેવુ છે તે દિવસે વળી જીએ કહ્યુ હતુ કે, હુ જ્યા જઈશ ત્યા ભૂમિદાનની વાતો કરીશ. આ કામ અ ગે વિનોબાજીને પગપાળા ફરવુ પડે એ જ એમને બરાબર લાગતુ નહોતું એમનુ તો એવુ કહેવુ હતુ કે, ભૂમિદાન યજ્ઞ તો વિનોબાના ચાલ્યા વિના પણ સફળ થવો જોઈએ

૩-૯-'૫૨

જે ગામડાઓમા થઈને વિનોબ બિહાર જશે તે ગામડામા વાતાવરણ કેવુ છે તે તપાસવા કરણભાઈ આજે ગયા પૂર્વતૈયારીનો આવો કાર્યક્રમ જોવાનુ મને બહુ મન હતુ, એટલે હુ પણ તૈયાર થયો બસનુ સ્ટેન્ડ દૂર હતું એટલે અમારે કાશી વિદ્યાપીઠથી જરા વહેલા નીકળી જવુ જોઈતુ હતુ પણ અનેક કામોને લીધે અમે બમના વખત કરતા પદરેક મિનિટ જ વહેલા નીકળી શક્યા મને ખબર નહોતી કે, બસસ્ટેન્ડ દૂર છે એટલે વિદ્યાપીઠના ચોગાન સુધી તો અમે સાથે ચાલ્યા ત્યા આગળ સાયકલ રિક્ષા ઊભેલી જોઈ એટલે મને થયુ કે કરણભાઈએ રિક્ષામા જવાનો વિચાર રાખ્યો છે મે એમને કહ્યુ 'હુ તમને મુશ્કેલીમા મૂકી દઈશ હુ જિદગીમા કોઈ વાર રિક્ષામા બેઠો નથી અને બેસવાનો મારો ઇરાદો પણ નથી' કરણભાઈ મારી મૂઝવણ સમજી ગયા બીજુ કોઈ વાહન ત્યા મળે એમ નહોતુ અને ચાલતા જઈએ તો બસ પકડી શકાય એમ નહોતુ મને આ ગામડાઓમા પહેલા કેવુ કામ ચાલે છે એ જોવાની ખૂબ ઇચ્છા હતી, એ તેઓ જાણતા હતા એટલે કરણભાઈએ કહ્યુ 'જો તને ધમસકટ જેવુ ન લાગતુ હોય તો બેસી જા રિક્ષામા, બીજી કોઈ વ્યવસ્થા કરવા જેટલો વખત નથી'

મે કહ્યું: 'હુ નહિ આવું, પણ તમે ખોટું ન લગાડતા.'

આવો પ્રસગ મૂકીને પણ હું રિક્ષામાં ન બેઠો એનો મને સતોષ હતો અને રહી ગયો એ સારું જ થયુ. સાજની પ્રાર્થનામાં વિનોબાનું પ્રવચન બહુ જ સરસ હતું. તેની નોંધ લેવાનુ ભાગ્ય મને મળ્યુ. વિનોબાએ કહ્યું હતું: 'હિદુસ્તાનનુ નિયોજન દિલ્હીમા બેઠાબેઠા નહિ, પણ કોઈ ગામડામા જઈને થઈ શકે. પ્લેનિગ કમિશનના દરેક સભ્યે ઓછામાં ઓછા ચાર કલાક ખેડુતની માફક શ્રમ કરવો જોઈએ, તો જ એ લોકો કિસાનોના સુખદુઃખ સમજી શકશે કરણભાઈએ મોડી રાતે આવીને કહ્યુ કે, લોકોમાં ઉત્સાહ છે એમની સભામા ૩–૪ હજાર લોકો આવ્યા હતા.

## [૯]

## વિદ્યાર્થી વિનોબા

૪ ૯–'૫૨

હુ કાશી આવ્યો હતો ક્રાતિકારી વિનોબાને જોવા, પણ અહી આવ્યો ત્યારથી એક બીજુ જ રૂપ વધારે દેખાય છે. વિદ્યાર્થી વિનોબા માદગીના કારણે પત્રવ્યવહાર ઝાઝો કરતા નથી, પ્રાર્થના–પ્રવચન સિવાય ભાષણ આપવાનુ પણ ઝાઝુ થતું નથી. શરૂઆતના દિવસમાં તો મુલાકાતીઓ પણ ઓછા આવતા એટલે વિનોબા આખો દિવસ પુસ્તકોમા ગરકાવ રહે છે.

આજે સવારે સસ્કૃત કોલેજની મુલાકાતે ગયા હતા. વિનોબા ત્યાંના વિદ્યાર્થીઓ આગળ બોલશે એવી અપેક્ષા

હતી. એટલે મેં નોટ–પેન્સિલ સાથે રાખ્યાં હતાં. વિદ્યાર્થીઓ અને સંન્યાસીઓનું એક ટોળું પણ ક્યારનું એમની વાટ જોતું ઊભું હતું, પણ વિનોબાએ તો આવતાંની સાથે કહ્યું: 'પહેલાં મને પુસ્તકાલય તરફ લઈ જાઓ. આજે તો હું માત્ર પુસ્તકાલય જોવા આવ્યો છું.' એક કલાકના કાર્યક્રમમાંથી પંદર મિનિટ વિદ્યાર્થીઓ સમક્ષ આપશે એમ ઠર્યું. પહેલાં વિનોબાએ પુસ્તકસૂચિ ઉથલાવી, પછી ગ્રંથાગારમાં ગયા. એકબે કબાટ ખોલ્યાં અને સહેજ જોઈને આગળ ચાલ્યા. મને લાગ્યુ કે, અહીંની મુલાકાત ટૂંકી થશે. પણ ગીતા વિષેનાં પુસ્તકોનું કબાટ આવ્યુ ને વિનોબા અટક્યા તે અટક્યા જ. સાથે નોટ અને પેન્સિલ લાવ્યા હતા. તેમાં નોંધો કરતા જાય અને એકએક પુસ્તક જોતા જાય. થોડી વારે એમને માટે ખુરસી લાવવામાં આવી અને એક જણ પુસ્તક કબાટમાંથી કાઢી આપવા અને બીજા એક જણ પુસ્તક પાછું ગોઠવવા પાસે ઊભા રહ્યા. પોણો કલાક તો ત્યાં પૂરો થઈ ગયો, પણ વિનોબાને શાની ખબર પડે? એમને તો 'દુગ્ધમ્ ગીતામૃતમ્ મહત્' મળી ગયુ હતું. એક કલાક થયો, પણ વિનોબાનું ડોકું ઊંચું થયુ નહિ. દોઢ કલાક થયો, પણ વિનોબા શાના હાલે? અમારે માટે નાસ્તો આવ્યો. નાસ્તો પૂરો થયો, પણ વિનોબા બીજા કબાટ પાસે જવાનું નામ નથી લેતા. મને થયુ કે, વિનોબા તો ઝટ નહિ ઊઠે, એટલે મેં એક ટેબલ પાસે આસન જમાવી લખવા માંડ્યું. સવા બે કલાકે વિનોબાએ કહ્યું: 'ચાલો, હવે ઉપનિષદનું કબાટ જોઈએ.'

હું લખતો હતો એટલામાં કરણભાઈ પાસે આવીને બેઠા એટલે અમે ધીમેધીમે વાતો કરવા માંડી. કરણભાઈએ કહ્યું:

'દેવબંધ ગામમાં આવું જ થયું હતું. એ ગામને મુસ્લિમ સંસ્કૃતિનું કેંદ્ર ગણવામાં આવે છે, ઇસ્લામ અંગેની ત્યાંની લાયબ્રેરી એશિયામા મોટામાં મોટી લાયબ્રેરીઓમાંની એક છે ત્યાં પણ વિનોબા અરબી અને ફારસી ગ્રંથોમાં આટલા જ ગરકાવ થઈ ગયા હતા. અહીંની અને ત્યાંની પરિસ્થિતિમાં ફરક એટલો જ હતો, કે અહીં આવ્યા ત્યારે સ્વાગત માટે ૩૦–૪૦ માણસો હાજર હતા, પણ દેવબંધ પહોંચ્યા ત્યારે ૩–૪ હજાર લોકોની મેદનીએ એમનુ સ્વાગત કર્યું હતું.

પુસ્તકાલયમાં પ્રવેશ કર્યાને પોણાત્રણ કલાક થયા ત્યારે વિનોબાએ ઉપનિષદનુ કબાટ છોડ્યું. આ વખતે એમણે ઘડિયાળ સામે જોઈ લીધુ. પોણા કલાકને બદલે પોણાત્રણ કલાક થયા હતા, છતા ય વિનોબા 'દર્શન'વિભાગમાં જવાનું ચૂક્યા નહિ. આ વિભાગની મુલાકાત જો કે 'ઊડતી' કહેવાય એવી હતી. બરાબર ત્રણ કલાકે બહાર આવી જોયુ ત્યારે નીચે કાલેજના વિદ્યાર્થીઓ વિનોબાનું ભાષણ સાંભળવા વ્યવસ્થિત રીતે ગોઠવાઈને બેઠા હતા! ધાર્યું હતું કે વિનોબા ગીતા, ઉપનિષદ કે 'દર્શન' ઉપર વ્યાખ્યાન આપશે, પણ તેઓ તો બોલ્યા 'સ્વચ્છ કાશી આંદોલન' ઉપર! કૉલેજના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોને એ આંદોલનમાં પોતાનો ફાળો આપવાનુ તેમણે નોતરું આપ્યું અને તેમણે તે સહર્ષ સ્વીકારી લીધું. સનાતની બ્રાહ્મણોની કાશી નગરીમાં ચુસ્ત બ્રાહ્મણોના છોકરાઓને આ ચિત્પાવન બ્રાહ્મણ ભંગી કામની દીક્ષા આપતો હતો!

*

સાતમી તારીખે આવનાર 'સ્વચ્છ કાશી દિન'અંગે વિનોબાએ હવે હવા તૈયાર કરવા માંડી છે. સુધરાઈના લોકો

આવીને મળ ઉપાડવાના પાવડા અને ડોલના નમૂનાઓ બતાવી ગયા. આ સાધનો અને પાયખાનાની કલ્પના પણ કરણભાઈએ જ પૂરી પાડી હતી, પણ હજુ માંડ પચીસેક નામો સ્વયંસેવકો તરીકે નોંધાયાં હશે. કાશી આટલું ઠંડું કેમ હશે ?

## દાદા ધર્માધિકારી સાથે

આજની સૌથી મોટી ઘટના દાદા ધર્માધિકારીનું આગમન. આ મહાન માણસને હિંદની જનતા આજે નહિ, આવતી કાલે ઓળખશે. એમની પ્રખર વિદ્વત્તા, ઊંડું ચિંતન, અનુપમ વાક્ચાતુર્ય એ બધું એમની વિનયશીલતા, નિરહંકારવૃત્તિ અને સંકોચશીલતાને લીધે બહાર પડતું નથી, પણ એમની સાથે રહેનારા લોકો જાણે છે કે, બુદ્ધિ અને હૃદયનો એમનામાં જેવો સંગમ થયો છે એવો બહુ ઓછા લોકોમાં થયો છે. તેઓ ગાંધીજીનું તત્ત્વજ્ઞાન સમજાવનારા દેશના બહુ થોડા શાસ્ત્રીઓમાંના એક છે, પણ એમની ખૂબી એ છે કે, એમણે હમેશાં ભક્તિ જ કરી છે.

વિનોબાનો ભૂદાનયજ્ઞનો કાર્યક્રમ એમણે એક ભક્તની નિષ્ઠાથી ઉપાડી લીધો છે. તેઓ પોતે જમીન નથી માગતા, પણ માગનાર માટે વાતાવરણ સર્જી દે છે. વિનોબા જાય તે પહેલાં તેઓ બિહાર જઈ આવ્યા અને ત્યાંના સેંકડો કાર્યકર્તાઓને ભૂમિદાનનાં નવાં જ દર્શન કરાવી આવ્યા તથા લાખો લોકોને વિનોબાનો સંદેશો પોતાની મૌખિક રીતે સંભળાવી આવ્યા. આજે તેઓ ઉત્તર પ્રદેશના કેટલાક વિભાગોમાં ફરીને આવતા હતા.

રોજની ઓછામાં ઓછી ચાર અને કેટલીક વાર સાત-

આઠ સભાઓનો અને ઉજાગરાઓનો થાક તેમની વાતોમાં જણાતો હતો.

તેઓ માંદા વિનોબાને હસાવવા જ આવ્યા હોય એમ લાગતું હતું. દુર્દૈવ એ છે કે, હું બધી વાતચીતની નોંધ લઈ શક્યો નહિ. વાતો ખૂબ જલદીથી, ધીમે અવાજે અને અત્યંત તળપદી મરાઠીમાં થતી હતી એ ત્રણ મારી સામે મુશ્કેલીઓ હતી, પણ એમાંની કેટલીક વાતો તો અહીં નોંધવા જેવી છે.

દાદા આવતાંની સાથે લાંબા થઈને પગે લાગ્યા.

વિનોબાએ હસીને પૂછ્યુ: 'કેમ દાદા શું શું કરી આવ્યા?'

દાદાએ કહ્યુ: 'હુ કાંઈ તમારો મુનીમ નથી કે તમને હિસાબ આપી શકુ કે આટલા એકર લાવ્યો. મારી પાસે હિસાબ–બિસાબ કાંઈ નથી.'

વિનોબા ખડખડાટ હસ્યા. દાદાએ સહેજ ગંભીર થઈ કહ્યુ: 'હા, એટલું કહી શકું કે, તમારું જ ચક્ર મારા પગમાં અને માથામાં ચાલે છે.'

વિનોબાએ ફરી પૂછ્યુ: 'કેવા અનુભવ થયા?'

દાદાએ કહ્યું: 'મને જરાય નિરાશા નથી થઈ; જમીન તમને મળવાની જ છે. માત્ર ડર એટલો લાગે છે કે ક્યાંક-ક્યાંક મોડું ન થઈ જાય. આ વાત દેશને હજુ નવી લાગે છે. જનતા હજુ રક્ષણકાંતિણી છે. બુદ્ધિમાન લોકો જ્યારે બધી વાતો વિચારતા થશે, ત્યારે જરૂર વિચારોમાં પરિવર્તન આવશે. હજુ તો કોઈને કાંઈ વાંચવા કે વિચારવાની પડી જ નથી. બધા પક્ષોના લોકો બહુ ઓછું વાંચે છે. કૉમ્યુનિસ્ટો ખૂબ વાંચે છે, એમ સાંભળ્યું હતું; પણ મેં જોયું કે, એમનું સાહિત્ય

તો એમના કરતાં વધારે મેં જ વાંચ્યું છે. તમે મારા બિસ્તરામાં જોશો તો તમને કૉમ્યુનિસ્ટ સાહિત્ય જ જોવા મળશે. આપણને જ બીજું કોઈ સાહિત્ય વાંચવું નથી ગમતું હો ? (હાસ્ય)

મારી મુસાફરીથી કાર્યકર્તાઓને પણ સારું લાગ્યું, પણ અફસોસ એટલો જ છે કે મેં આ બધું સમજાવ્યું તે પહેલાં કોઈ કશું જાણતા જ નહોતા.'

દાદાએ આગળ ચલાવ્યું : લોકોને લાગ્યું છે કે, અમારી તરફ જોનાર કોઈક છે. સમાજવાદીઓ ભૂદાનના કામને ટેકો આપે છે, પણ એમના મનમાં સત્યાગ્રહનો વિચાર મુખ્ય છે. મેં એમને કહ્યું કે, જ્યાં સંપૂર્ણ સરમુખત્યારશાહી નથી ચાલતી, ત્યાં કેવળ પ્રતિકારશક્તિ કેળવવાથી કામ ચાલી નહિ શકે. એની સાથે કંઈક રચનાત્મક વિચાર લેવો પડશે. માત્ર જવાહરની ગાદી છીનવવી છે એટલા વિચારથી તમારું ચાલવાનું નથી; ગરીબોની વાત પણ તમારે લેવી પડશે. હું લોકોને સમજાવું છું કે, જનતાની શક્તિ ચાલવાની છે; થેલીની કે લાઠીની શક્તિ ચાલવાની નથી. આ બધી વાતો લોકો અશિક્ષિત છે, છતાં પણ સમજે છે. હું લોકોને કહું છું કે તમે આ લોકમાં રહીને પરલોકમાં જવાની તૈયારી ન કરો. અહીં જ સ્વર્ગ વસાવવાનો પ્રયત્ન કરો.

વિનોબાએ પૂછ્યું : તબિયત તો બરાબર રહીને !

દાદાએ કહ્યું : અમારી ઉપર તમારી માફક તબિયત ખિજાતી નથી. શરૂઆતમાં મને ડર હતો કે કદાચ બગડશે, પણ પછી ખબર પડી ગઈ કે એ તો કામથી બીએ છે, એટલે કામ કરનારને સતાવતી નથી.

બીજી થોડી સામાન્ય વાતચીત પછી દાદા કહે : હું

કોઈ કોઈ વાર ગાફ્ગાફ્ વાતો કહું છું, ત્યારે સામ્ય વાદીઓ, સમાજવાદીઓ કે આર્યસમાજીઓ જરા ખિન્નય પણ છે.

વિનોબાએ કહ્યુ : એ જ વાતો હુ પણ કહુ છુ, ત્યારે મારી ઉપર કેમ ચિડાતા નથી ?

દાદા કહે: તમારા મોઢેથી ઉપનિષદ નીકળતાં હોય છે એટલે તમે તો બધાને કહો કે તમારે ત્રણ પુત્રો હોય તો હુ ચોથો પુત્ર, પણ એવું હુ કેવી રીતે કહેવા જાઉ ? મારે પોતાને જ ત્રણ પુત્રો છે ને ? (હસાહસ)

બિહારના કામ અગે દાદાએ એક સૂચન કર્યું : 'ત્યાં રાજનૈતિક પક્ષો છે. આ કામ કોઈ પક્ષનું ઓજાર ન થાય એની સભાળ રાખજો.' પછી એમણે કહ્યું : 'રાજકારણની રમત જ્યા હોય છે ત્યા થોડેઘણે અંશે દ્યૂત પણ આવી જ જાય છે ! ખાદી સમિતિવાળાઓ મારા માણસો છે, પણ જે કાંતનારા રાજનીતિજ્ઞો છે તે વળી વધારે ભયકર છે, કારણુ તેઓ તો કદાચ રેંટિયાથી મારી બેસે !'

દાદાએ બધા પક્ષોની થોડીઘણી વાતો કરીને પછી કહ્યું 'જનતાને ઓછામાં ઓછો અવિશ્વાસ રચનાત્મક કામ કરનારાઓ ઉપર છે. એમા જ મને રચનાત્મક કાર્યકર્તાઓનો યશ દેખાય છે. એમની પાસે કેટલાક નિષ્ઠાવાન માણસો પણ છે.

કોમ્યુનિસ્ટ લોકોનો ઉલ્લેખ આવ્યો ત્યારે કહ્યું 'મારા મનમા કોમ્યુનિસ્ટોની ભીતિ નથી. કેટલાક લોકો કોમ્યુનિસ્ટો પાછળ ઘેલા બનેલા હોય છે અને કેટલાક એમનાથી બીધેલા હોય છે, હુ એ બેમાથી એકે વર્ગમાં નથી આવતો એટલે મને એની ચિતા નથી થતી.

મધ્યસ્થ સરકાર વિષે દાદાએ કહ્યું : એમનો મુખ્ય દોષ અનિશ્ચય એ જ છે. બ્રહ્માને ત્રણ મુખ હતાં તેમ આમને બે છે. એક રશિયા બાજુ છે અને બીજું અમેરિકા (હસાહસ). પણ ખૂબી એ છે કે બન્ને મુખથી આ બ્રહ્મા વેદવાણી જ ઉચ્ચારે છે ! (હસાહસ)

આજના સંવાદમાં મુખ્ય વક્તા દાદા જ હતા એ સ્પષ્ટ હતું. દાદાને કંઈ ભૂમિદાન અંગે સમજાવવાનું હતું નહિ. એ તો વિનોબાના દૂત બનીને ફરતા હતા; એટલે ઠેરઠેરના સમાચાર લાવીને આપતા હતા.

એક રમૂજી કિસ્સો એક આર્યસમાજી ભાઈ સાથેનો કહ્યો : મારા ભાષણથી એ કાંઈ ઉશ્કેરાયો હતો. ઊભો થઈને કહેવા લાગ્યો : 'ચારે વેદમાં એકે જગાએ આવી વાત આવતી હોય તો દાદા બતાવી આપે !' મેં એને કહ્યું, 'અરે મારા બાપદાદાએ પણ ચારે વેદ નથી વાંચ્યા તો હું શું વાંચવાનો હતો ?'

બીજો કિસ્સો એક રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘવાળાનો હતો. મારા ભાષણમાં મેં અસ્પૃશ્યતાનિવારણ, ધાર્મિક રિવાજો વગેરે વિષે સ્પષ્ટ ભાષામાં વાતો કરી હતી. એક જુવાન છોકરો ઊભો થઈને બોલ્યો : 'હું પ્રતિજ્ઞા લઉં છું કે તમારો મત પરિવર્તિત કરાવીશ અને બે વર્ષ પછી આ યમુનાના પાણીમાં તમને વિધિવત્ સ્નાન કરાવીશ.' મે એને કહ્યું : 'એમાં મતપરિવર્તનની જરૂર નથી. યમુનામાં વિધિવત્ સ્નાન કરવા તો હું આજે પણ તૈયાર છું. ચાલને ભાઈ, આપણે સાથે જ જઈએ. મારી શરત એટલી જ છે કે, એ સ્નાન વખતે એક હરિજન ભાઈને પણ રાખવો પડશે !'

માંદગીમાંથી ઊઠેલા વિનોબાને દાદાએ વારંવાર હસાવી-

ને જાણે કે શક્તિનુ ઔષધ આપ્યુ.

આવી જ રીતે વિનોબાને હસાવનાર દહેરાદૂન જિલ્લામ મળ્યા હતા· આજની આપણી મધ્યસ્થ સરકારના એ મત્રી–મહાવીર ત્યાગી. તે વખતે વિનોબાને સાઈકલ અક સ્માતને લીધે વાગ્યુ હતું, એટલે તેઓ ચાલી શકતા નહોતા ખુરશીની ડોળી બનાવીને એમને લઈ જવા પડતા હતા દહેરાદૂન જિલ્લાના પહાડી પ્રદેશમા તેમને ઉપાડીને લઈ જવાનુ કામ કરનારાઓમા એક આ શ્રી ત્યાગી પણ હતા ઉપાડવ ઉપરાત એમણે વિનોબાને હસાવીને એમનો માનસિક બોજે હળવો કરવાનુ કામ પણ કર્યું હતુ. જિલ્લાની યાત્રા પૂરી થવા આવી ત્યારે ત્યાગીજી કહે: 'જુઓ વિનોબાજી, એમ ન માનશો કે અમે તમને ભક્તિભાવથી અમારી ખાધ પર ઉપાડ્યા છે આમા તો અમે અમારો પોતાનો સ્વાર્થ જ જોયો છે, કારણ આ જિલ્લો એ મારી કોન્સ્ટીટયુઅન્સી (મતદાર વિભાગ) છે મને મત આપનારા લોકો જોશે કે આ માણસ વિનોબાની કેટલી સેવા કરે છે તો મારી ઉપર રાજી થશે અને મને ફરીથી ચૂટી મોકલશે!'

## આનંદમયી દેવીના આશ્રમની મુલાકાત

૫–૧૯–'૫૨

આનદમયી દેવી સાથેની મુલાકાતની અમે ઘણા દિવ સોથી વાટ જોતા હતા. તે આજે થઈ. આનદમયી દેવી ઉત્તર અને પૂર્વ હિદુસ્તાનમા પોતાની ભક્તિ માટે પ્રસિદ્ધ છે સ્વર્ગસ્થ શ્રી. જમનાલાલજી ગુજરી ગયા ત્યાર પછી તેઓ વર્ધા પણ આવેલા ત્યારથી અમે તેમની સાથે પરિચિત હતા. કાશીમાં એમનો સ્વતત્ર આશ્રમ છે

વિનોબા અને આનંદમયી દેવીની મુલાકાત એટલે તપ અને ભક્તિની મુલાકાત. આશ્રમનું સ્થળ રમણીય છે અને તે બહેનીના મહાવિદ્યાલયની પાસે જ છે. બે કાંઠે છલોછલ ભરેલી ગંગા આશ્રમનો ઘાટ ધોઈ જતી હતી. આશ્રમના વિશાળ ખંડો અમે જોઈ ન શક્યા, પણ ત્યાં સ્વચ્છતા ઊડીને આંખે વળગે એવી હતી. આનંદમયીજી પોતાના ખંડમાંથી બહાર નહોતાં આવ્યાં ત્યાં સુધી અમે ગંગાના વિશાળ સૌંદર્યનું પાન કર્યું. દરમિયાન એક નાનો સરખો વિનોદ પણ થઈ ગયો. ગંગાઘાટના એક ઝરૂખા પર લખ્યું હતું: 'ૐ बम बम.' કોઈકે પૂછ્યું: 'આ 'બમ' શબ્દ શું હશે? બ્રહ્મનું અપભ્રંશ હશે?'

વિનોબાએ હસીને કહ્યું: 'ના રે, એ તો 'એટમ-બૉમ્બ'નું સંક્ષિપ્તરૂપ છે!'

વાતાવરણમાં વિનોદનું મોજું પ્રસરેલું હતું એટલામાં તો આનંદમયીજી આવી પહોંચ્યાં. આ બન્ને જણ પહેલુ અભિવાદન કેવી રીતે કરશે તે જોવાની મને ખૂબ ઉત્કંઠા હતી. આનંદમયીજીના કેશ છુટ્ટા હતા, તેમણે શુભ્ર વસ્ત્રો પહેર્યાં હતાં. કપાળ પરનો મોટો ચાંલ્લો તે દિવસે નહોતો. મુખ ઉપર કાયમ રહેતું સ્મિત તો હતું જ.

ઉંમરે આનંદમયી દેવી વિનોબા કરતાં નાનાં છે, પણ આ શું જોઉં છું? વિનોબા તેમની આગળ જઈને વાંકા વળી, જમીનને અડકીને પગે લાગ્યા અને મારું મસ્તક આ મહાન પુરુષની નમ્રતા જોઈને નમી પડ્યું.

વિનોબાએ પૂછ્યું: 'જમનાલાલજી હતા ત્યારે તમે વર્ધા આવ્યાં હતાં ને?'

આનંદમયી દેવીએ કહ્યું: 'એમના ગયા પછી

આવી હતી.'

પછી આનંદમયીજીએ કહ્યું : 'આપણે ક્યાં બેસીશું?'

'ચાલો મંદિર આગળ બેસીએ.' એક સાધકે આવીને વિનોબાના પગ ધોયા. મંદિરમાં પ્રવેશ કરતાં પહેલાં પગ ધોવાની પ્રથાનો ઉલ્લેખ આજે જ વિનોબાએ એક સભામાં સ્વચ્છતાઆંદોલન વિષે વાત કરતાં કર્યો હતો.

મંદિરમાં સામેની ઓસરી ઉપર બે બાજુ પર બે આસનો બિછાવવામાં આવ્યાં હતાં. એક વિનોબા માટે, બીજું આનંદમયી દેવી માટે. અમને લોકોને ત્રીજી તરફ આસન આપવામાં આવ્યુ. વિનોબા પલાંઠી વાળીને બેઠા હતા. આંખો અંતરમાં ઊતરી ગઈ હતી. બધાંને આત્મારૂપ જોતા કોઈ તપસ્વી જેવા એ લાગતા હતા. આનંદમયી તદ્દન સાદી રીતે, કોઈ મહેમાન આવે ત્યારે મારી બા બેસે છે તેમ બેઠાં હતાં. એમની આંખો ખુલ્લી હતી. એ અમારી બધાંની તરફ જોઈને પ્રેમ વરસાવતાં હતાં.

થોડી વાર સુધી શાંતિ છવાઈ રહી. એ શાંતિમાં જ અપૂર્વ વાર્તાલાપ થઈ રહ્યો હતો. પછી કરણભાઈએ અમારી સૌની ઓળખાણ આપી. ફરી થોડી વાર એ જ અનેક પવિત્ર ભાવો વ્યક્ત કરતું પ્રભાત–સંગીત ગાતું મૌન. આ બંને જણ એકબીજાને મળવા એકઠાં થયાં હતાં, ચર્ચા કરવા એકઠાં નહોતાં થયાં.

વિનોબાએ ભજન સંભળાવવાની માગણી કરી અને બન્નેને જાણે એક સામાન્ય ભાષા જડી ગઈ. એક બંગાળી સંન્યાસીએ 'નામ જપન ક્યોં છોડ દિયા' હાર્મોનિયમ સાથે શરૂ કર્યું. સંન્યાસીને શાસ્ત્રીય સંગીતનું સારું એવું જ્ઞાન હતું, એ જણાઈ આવતું હતું. પણ હાર્મોનિયમ લેવાની એને

શી જરૂર પડી એ મને સમજાયુ નહીં. પહેલું ગીત તો જાણે ધ્યાનમંત્ર જેવું હતું. એ ગવાતાંગવાતાં અમારા જેવા ચંચળ મનના લોકોનાં ધ્યાન પણ એકાગ્ર થઈ ગયાં. કરણભાઈએ કહ્યું: 'બંગાળી ગીત સંભળાવો.' આનંદમયીએ આશ્ચર્ય સાથે પૂછયું: 'અચ્છા, પિતાજી બંગલા ભી જાનતે હૈં!' અને મારા મનમાં જે ગીતના સૂરો ગુંજતા હતા એ જ ગીત સંન્યાસીના મુખથી નીકળ્યું:

અંધ જને દેહો આલો, મૃત જને દેહો પ્રાણ,
એ કરુણા જાત સિંધુ, કરો કરુણા-કણાદાન.

આ ગીત ચાલતું હતું તે દરમિયાન આનંદમયીના આશ્રમનાં કેટલાંક સેવક-સેવિકાઓ આવીઆવીને પહેલાં આનંદમયીને અને પછી વિનોબાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ધીરેથી બેસી ગયાં. બે બહેનો આનંદમયી પાસે આવીને બેસી ગઈ.

પેલા ભાઈનું ગીત પૂરું થતાં જ આમાંની એક બહેને અત્યંત મીઠે સ્વરે ઉપાડયું: 'પ્રેમ મુદિત મનસે કહો રામ રામ રામ!' આશ્ચર્યની વાત તો એ હતી કે આ બધા બંગાળી લોકો અત્યંત શુદ્ધ હિંદી ઉચ્ચારણ કરી રહ્યા હતા. વિનોબાની આંખો તો હજી પણ એકાગ્ર હતી, પણ એમની સુંદર આંગળીઓ ઘૂંટણ પરથી ઊઠીને ધીરેધીરે તાલ આપવા લાગી ગઈ હતી. ધીરેધીરે મંજીરાં પણ રણકવા લાગ્યાં અને છેવટે મૃદંગ પણ આવ્યું. આ પાવનકારી પ્રભાત, આ વિશાળ હૃદયગંગા, આ અત્યંત સ્વચ્છ મંદિર, આ પ્રેમમુદિત ગીત અને આ સામસામે બેઠેલી બે અસાધારણ વ્યક્તિઓ જોઈને મારું મન બોલી ઊઠયું: 'આંખો જોઈ લ્યો, કાનો સાંભળી લ્યો, હૃદય પી લ્યો, આવા પ્રસંગો

વારંવાર નહિ મળે.'

પછી નવું ગીત ગાવાનું કહેવાની જરૂર જ નહોતી પડતી. પુષ્પા બ્રહ્મચારિણીએ પૂરું કર્યું અને મીરાંબહેને વધુ મીઠા સૂરમાં ઉપાડ્યું :

'મૈં બલિ બલિ જાઉં, કયા કહું અપને આનંદ કો પાઉં.'

શબ્દો જ્યારે ગવાયા ત્યારે અમને થયુ કે, અમારી વાણી સંગીત બનીને આવી છે. છેવટે ધૂન શરૂ થઈ :

'સિયારામ, સિયારામ, સિયારામ, સિયારામ.'

આટલી સારી ધૂનને માત્ર મેં એક જ વાર સાંભળી છે, હરદ્વારના રામકૃષ્ણ મિશનમાં. ધૂનની ખૂબી જ એ છે કે, એમાં ધૂન લાગી જાય, તો કેટલો વખત વહી ગયો એ ખબર ન પડે. સમયનુ ભાન અમારામાં સૌથી પહેલું કોને થયું એ ખબર નથી. પણ આગલા કાર્યક્રમને હવે પંદર જ મિનિટ બાકી રહી હતી. એટલે કોઈ કે વિનોબાને સૂચના કરી, વિનોબા ઊઠવા તૈયાર થયા હતા; એટલે આનંદમયીદેવી બોલ્યાં, 'પિતાજી, અહીં જ રહી જાઓ ને !' વિનોબાએ હસીને કહ્યું: 'હા, જગા તો રહેવા લાયક છે, પણ લોકો માટે જવું પડશે, ગરીબો માટે જવું પડશે.' આનંદમયીદેવીએ સંમતિ આપી: 'અચ્છા.'

આશ્રમ છોડતા પહેલાં આનંદમયીદેવી બધાંને એમના પ્રાર્થનાખંડમાં લઈ ગયાં. આ એ જ સ્થાન છે કે જ્યાં બેસીને ભક્તિ કરતાં આનંદમયીજી અનેક વાર ધ્યાનમગ્ન થઈ પોતાનું ભાન ભૂલી જાય છે અને બીજા ભક્તજનોની આંખમાંથી પણ ભક્તિનાં અશ્રુ વહે છે. છૂટા પડતી વખતે વિનોબા પ્રણામ કરવા માથું નમાવે તે પહેલાં તો આનંદ-મયીદેવીએ એમના હાથ પકડી લીધા અને વિનોબાની

છાતી પાસે માથું રાખી કહ્યું: 'પિતાજીની પરમ કૃપા થઈ કે આ પુત્રીનો આશ્રમ પાવન કર્યો. પિતાજી, પુત્રી પર સ્નેહ રખના!'

આનંદમયીજીના શિષ્યોમાંથી કોઈ બોલ્યુઃ 'આજે એક મુક્ત આત્મા બીજા મુક્ત આત્મા સાથે મળી ગયો.'

## વસંત કૉલેજ

આનંદમયીદેવીના આશ્રમથી અમે વસત કૉલેજમાં ગયાં. વસંત કૉલેજનું નામ મિસિસ એની બેસેંટના નામ ઉપરથી પડ્યું છે. કાશીમાં વિનોબાએ પ્રવેશ કર્યો ત્યારે અહીંની થિયેસોફિકલ સોસાયટી તરફથી વિદ્યાર્થીઓની કૉલેજે સ્વાગત કર્યું હતું. આજે વિદ્યાર્થિનીઓનો વારો હતો.

સુંદર બગીચાઓ વચ્ચેથી પસાર થઈ અમે મુખ્ય દ્વાર પર પહોંચ્યા, ત્યારે સેંકડો હસતાં મુખોએ વિનોબાનુ સ્વાગત કર્યું. સૌથી પહેલાં આવનાર ત્યાંનાં આચાર્યા, ન્યાયમૂર્તિ રાનડેનાં પૌત્રી હતાં, એ મને પછીથી ખબર પડી. હું ધારતો હતો કે કૉલેજ છે, એટલે મોટી બહેનોની સભા હશે. પણ અહીં તો વધારે સંખ્યા નાની છોકરીઓની હતી, અહીં સાવ નાનપણથી કૉલેજ સુધીની તાલીમની વ્યવસ્થા છે. ભાષણ પછી એક મઝાનું દૃશ્ય જોવાનું મળ્યુ. વિનોબાના હસ્તાક્ષર લેવા માટે બહેનોની એટલી મોટી સંખ્યા તલપાપડ થતી હતી કે ટિકિટબારી આગળ થાય છે એવી હાર હસ્તાક્ષર ઇચ્છ નાર બહેનોની પણ થઈ. બધાંને માટે હસ્તાક્ષર કરી આપતાં વિનોબાને સારી પેઠે સમય લાગ્યો. તે દરમ્યાન મારા સૂચન થી ત્યાંની સંગીત ટુકડીએ કેટલાંક બહુ સારાં ગીતો સંભળાવ્યાં.

વિનોબા આમ બધાને હસ્તાક્ષર આપવા બેસે તો રોજના કેટલાએ કલાક આ જ કામમાં જાય. આ જ મુશ્કેલી જોઈ ને ગાંધીજીએ નિયમ કર્યો હતો કે, જે હરિજન ફાળામાં પાંચ રૂપિયા આપે તેને જ હસ્તાક્ષર કરી આપવા. આનાથી સહી કરાવનારાંની સંખ્યા ઘટતી અને હરિજન ફાળામાં પણ સારી એવી મદદ થતી. વિનોબાએ આ પ્રશ્નનો ઉકેલ જરા જુદી રીતે આણ્યો છે. તેઓ માત્ર ગીતાપ્રવચનની નકલ ઉપર જ પોતાની સહી આપે છે. ગીતાપ્રવચનને તેઓ પોતાનું સૌથી સારું પુસ્તક ગણે છે. આમ એમના એ પુસ્તકનો પણ પ્રચાર થઈ જાય છે. એક વખત એક ભાઈએ એમને પૂછ્યું: 'ગાંધીજી તો પાંચ રૂપિયા લેતા હતા, તમે આ એક રૂપિયાની ચોપડી ખરીદે છે તેથી સંતોષ કેમ માનો છો?'

વિનોબાએ હસીને આ ભાઈને જવાબ આપ્યો: 'કેમ, એટલું સમજાતું નથી? ગાંધીજી વાણિયા હતા અને હું બ્રાહ્મણ છું!'

વસંત કૉલેજમાં ગીતાપ્રવચનની પોણા બસો નકલો ખપી. દિલ્હીના સસ્તા સાહિત્ય મંડળે પહેલાં આ પુસ્તકની કિંમત વધારે રાખી હતી, પણ વિનોબાના આગ્રહથી તેની દરેક આવૃત્તિ વખતે કિંમત ઘટાડતા જાય છે. અત્યાર સુધીમાં ગીતાપ્રવચનની લગભગ સાઠેક હજાર નકલો ખપી છે. થોડા વખતમાં જ એ આંકડો લાખ ઉપર પહોંચી જશે. વિનોબા તો એટલે સુધી કહે છે કે, મારી આ ચોપડી જે ધ્યાનપૂર્વક વાંચશે તે મને ભૂમિદાન આપ્યા વિના નહિ રહે! સદ્ભાગ્યે આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ પણ પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે.

# [ ૧૦ ]

## એક અમેરિકન પત્રકાર

૫–૯–'૫૨

વિનોબાનો ઓરડો જેટલો વ્યવસ્થિત રહે છે, એટલો જ એમની પડખેનો ઓરડો–જેને 'ઑફિસ' કહેવામા આવે છે તે–અવ્યવસ્થિત રહે છે એ ઓરડામા એક તરફ વિનોબા ની ચોપડીઓના ઢગલા વચ્ચે બેસીને એનો વિક્રેતા રૂપિયા–આના–પાઈના હિસાબમા લાગેલો હોય છે, તો બીજી તરફ ડૉ ભાગવત પોતાના કુદરતી ઉપચારના પ્રયોગ તરીકે પકવેલા કોઈ નવા ખોરાકને હાથ વડે જોનારને ચીતરી ચડે એ રીતે મસળતા બેઠા હોય ત્રીજા એક ખૂણામા જતી ટપાલની નોધ લખાતી હોય તો ચોથે ખૂણે એક–બે નવરા માણસો કા ગપ્પા મારતા બેઠા હોય અથવા ઊંઘતા હોય એની પાછળની નાની ઓરડીમા અગણિત ફાઈલોના પથારા વચ્ચે લક્ષ્મીનારાયણ બેઠા હતા દામોદરજીના એ ભાઈ છે. મોટા ભાઈ માદા પડી વધી ગયા એટલે નાના ભાઈએ વિનોબાના મ ત્રી તરીકેનુ કામ સભાળી લીધુ છે કાગળિયાની આ દુનિયામા આજે બપોરે અચાનક એક ગોરી ચામડીવાળુ પ્રાણી આવી પહોચ્યુ અને મને યાદ આવ્યુ કે, વિનોબાનો કાશી છોડીને જવાનો દિવસ નજીક આવી પહોચ્યો વિનોબા જ્યારે ફરે છે ત્યારે એમની સાથે કોઈ ને કોઈ પરદેશી હોય છે આ ભાઈ અમેરિકાના હતા અને વિનોબા સાથે ફરવાની રજા લેવા આવ્યા હતા વિનોબાનુ નામ બરાબર બોલી નહોતા શકતા ભાવેને બદલે બહાવે' બોલતા હતા

ફ્રીલ્ડે કહ્યું : ના એમ નહીં. અમેરિકામાં જ મેં એમને વિષે વાંચેલું અને ત્યાંથી જ મેં અહીં આવવાની એમની પાસે રજા મંગાવેલી. હું અહીં આવી તો પહોંચ્યો, પણ પછી મને સમજાયુ કે મારે આમની વાતો સમજવી હોય તો પહેલાં હિંદી શીખવી પડશે. એટલે હિંદીના અને ભારતના ઇતિહાસના અભ્યાસ અર્થે હું બનારસ યુનિવર્સિટીના એક વર્ગમાં જોડાયો. એક મહિનાના મારા વાસ દરમિયાને મને એમ સમજાઈ ગયુ છે કે, આ વિદ્યાપીઠનું ભણતર બધું પોકળ છે. માત્ર પુસ્તકિયુ જ્ઞાન અહીં અપાય છે. તે તો હું બહાર રહ્યોરહ્યો પણ લઈ શકું. એટલે મેં વિચાર કર્યો કે આ મરેલા ભણતર કરતાં આ જીવતા માણસ સાથે ભણવું લાખ દરજ્જે સારું છે.

આ જ બનારસ યુનિવર્સિટીના એક ‘ જ્ઞાની ’ અધ્યાપક કહેતા હતા કે વિનોબા તો સામંતશાહીના કાળની વાત કરે છે. તેમને કદાચ આ ફ્રીલ્ડ જેવા અધ્યાપકો પાસેથી સાચું જ્ઞાન લેવું પડશે.

## [ ૧૧ ]

## કુષ્ઠરોગ અને વિનોબા

૬–૯–’૫૨

આજે કુષ્ઠરોગ–સેવકોનું એક સંમેલન હતું. ઉત્તર પ્રદેશની સરકાર કુષ્ઠરોગ સંબંધી પોતાની નીતિમાં કેટલાક મૂળભૂત ફેરફાર કરવા માગે છે, એટલે તેને અંગે વિચાર કરવા આખા હિંદુસ્તાનના નિષ્ણાતોને બોલાવ્યા છે અને

સંમેલનનું ઉદ્‌ઘાટન વિનોબા કરે એવી લાગતાવળગતા ઓની કલ્પના હતી એટલે સંમેલનના સ્થાન તરીકે કાશીને પસંદ કરવામાં આવ્યું છે.

આજના જમાનામાં કુષ્ઠરોગ સેવક સંમેલનનું ઉદ્‌ઘાટન કરવા કોઈ ડૉક્ટરને નહીં, કોઈ મિશનરીને નહીં, કુષ્ઠરોગની સેવા ખાતર આખું જીવન આપનાર કોઈ વ્યક્તિને નહીં ને વિનોબાને કેમ બોલાવ્યા હશે? ઉત્તરઃ પ્રદેશની સરકારે શો વિચાર કર્યો હશે એ મને ખબર નથી. અગિયાર માસથી પોતાના પ્રાંતમાં ફરી રહેલા સંતને માન આપવાનો આ એક સારો અવસર છે, એમ કદાચ સરકારી અધિકારીઓમાંના એકાદ ભક્તહૃદયે ધાર્યું હોય તો નવાઈ નહીં, પણ અનાયાસે ખૂબ યોગ્ય વ્યક્તિની પસંદગી થઈ ગઈ હતી, એમ વિનોબાનું જેમણે ભાષણ સાંભળ્યુ તેઓ સમજી ગયા.

હિંદુસ્તાનમાં કુષ્ઠરોગનું કામ કરનારા લોકોને એમની વૃત્તિ પ્રમાણે એમણે બે ભાગમાં વહેંચ્યા. એક જ્ઞાનમાર્ગી સેવકો જે કુષ્ઠરોગ સંબંધી સંશોધનો કરી એનું જ્ઞાન વધારવા માગે છે અને બીજા ભક્તિમાર્ગી સેવકો જે રામકૃષ્ણ પરમહંસને પગલે ચાલીને રોગીમાં દેવનાં દર્શન કરી તેની સેવા કરે છે. વિનોબાએ કહ્યું કે આ બન્ને માર્ગોનો સમન્વય કરનારા ઉત્સાહી તરુણો નીકળી પડશે, તો જ આ મહારોગ દેશમાંથી તદ્દન ભૂંસી શકાશે.

વિનોબાની આ આશા સાવ બિનપાયાદાર નથી. એમની પ્રેરણાથી એવા સેવકો નીપજ્યા છે. શ્રી. મનોહર દીવાન તો હવે દેશના કુષ્ઠરોગ–સેવાના ક્ષેત્રમાં જાણીતી વ્યક્તિ બન્યા છે. ખ્રિસ્તી મિશનરીઓ સાથે વર્ષો સુધી એકનિષ્ઠાથી કામ કરી એમણે કુષ્ઠરોગ અંગે વ્યાવહારિક અને સૈદ્ધાંતિક

જ્ઞાન સંપાદન કર્યું. હવે તેઓ વર્ધા પાસેના દત્તપુર ગામમાં એક ઉત્તમ કુષ્ઠરોગ ધામ ચલાવે છે.

મનોહર દીવાનની ભક્તિ અને જ્ઞાન જોઈને ભલભલા ડૉક્ટરો મુગ્ધ થઈ જાય છે. શ્રી. દીવાનને આજન્મ કુષ્ઠ રોગીઓની સેવા કરવાની પ્રેરણા આપનાર વિનોબા જ છે.

એવા જ એક આશાના કિરણ જેવા યુવાન સાથે આ દિવસોમા મારી દોસ્તી થઈ ગઈ. ડૉ. રવિશંકર શર્મા વિનોબા સાથેની ટુકડીમાંના બુદ્ધિશાળી લોકોમાના એક છે એમનું જીવન મને ઘણું નિયમિત લાગ્યુ એમની નમ્રતાએ મને એમની તરફ આકર્ષ્યો. બનારસ યુનિર્વસિટીના આગળપડતા ગણાતા આ વિદ્યાર્થીને ૧૯૪૨ ના આંદોલનમા કાઢી મૂકવામાં આવેલા. શું કરવું એનો વિચાર કરતા એક વાર સેવાગ્રામ જઈ ચડેલા. તેમને પવનારથી વિનોબાની મોહની લાગી ગઈ હતી. પછી તો વિનોબાએ પત્રવ્યવહાર દ્વારા એમને માર્ગદર્શન આપવા માંડ્યુ. ના, 'માર્ગદર્શન આપવા માંડ્યુ' એમ કહેવામાં વિનોબાને અન્યાય થશે. એમણે ડૉક્ટર શર્માને જાતે જ બધા નિર્ણયો લેવા દીધા. એક ગામડામાં સ્વતંત્ર કામ કરવું હતું તે કરવા દીધુ. મીરાબહેન પાસે જઈ આવવું હતું તે જઈ આવવા દીધા, પછી પાછા વિનોબા પાસે આવવું હતું ત્યારે એમને પ્રેમળ હૂંફ આપવા વિનોબા તૈયાર જ હતા. આ ભાઈએ પણ પોતાનુ જીવન કુષ્ઠરોગીઓની સેવામા આપવાનો હવે નિર્ણય કર્યો છે. એમના એક નિકટના મિત્રે વિનોબાના કૃપાપ્રસાદથી આખુ જીવન કુદરતી ઉપચારને આપવાનુ ઠરાવ્યુ છે.

વિનોબા સેવક તો છે જ, પણ સેવકનિર્માતા પણ છે.

કામ પતાવીને પછી જ–વિનોબાથી કલાકેક પછી–એટલે સવારે સાડાપાંચ વાગે શહેર તરફ નીકળ્યા.

ગઈ કાલે રાતે સ્વયંસેવકોનો આંકડો બે હજારથી ઉપર ગયો હતો, પણ આજે એ સંખ્યા ગણી શકાય એમ જ નહોતું. આખી નગરી સવારના ત્રણ વાગ્યાથી પોતપોતાનો મહોલ્લો વાળવા લાગી ગઈ હતી. વિનોબાનો સાફ કરવા માટે જે ઘાટ પર પાયખાનાની કોઈ વ્યવસ્થા નહોતી તે ઘાટે જ રહ્યા અને અમારે ભાગે તો સ્વચ્છ કાશી પ્રદર્શન જ જોવાનું રહ્યું હતું!

ભદૈની વિદ્યાલય અને આનંદમયીદેવીના આશ્રમે ગયા, ત્યારે આ ગલીઓ મેં જોઈ હતી. ગંદકી જાણે સાક્ષાત્કાર કરાવવા ધરણી પર ન આવી હોય! કાશીની પવિત્રતાએ એને દુનિયાની સૌથી વધુ અસ્વચ્છ નગરીઓમાંની એક બનાવી છે. 'પવિત્રતાએ' જાણી જોઈને કહું છું. વરુણા અને અસિ સાથેનાં ગંગાનાં સંગમસ્થળોની વચ્ચેનો પટ્ટો પવિત્ર માનવામાં આવે છે. કાશીમાં જે કોઈ રહેવા આવે છે તેમને આ પવિત્ર પટમાં જ રહેવું હોય છે અને બધાને વધારેમાં વધારે પવિત્ર થવું હોય છે એટલે ગંગાની નજીકનું સ્થાન વધુ પસંદ કરે છે. મોટરોમાં બેસીને ગંગાસ્નાને જઈ શકે એવા કેટલાક શ્રીમંતોએ ગંગાથી થોડે દૂર પોતાના મહેલો બાંધ્યા છે ખરા, પણ બાકી બધી વસ્તી તો ગંગાકાંઠે પાઘડી-પને વસેલી છે. વસતિ વધી, સ્થળ એટલું ને એટલું જ રહ્યું એટલે ગંદકી વધી. નગરની ખુલ્લી ગટરોમાંથી દુર્ગંધ નીકળતી હોય, એને કિનારે શૌચ બેઠેલાં બાળકોનાં માથાં પર બણબણતી માખી ઊડીને કંદોઈની દુકાનની મહેમાન બની આવે અને ત્યાંથી નાસ્તો કરી પાસેની પાનની દુકાન-

માથી પાનની દક્ષિણા લઈ રસ્તાને તેની પિચકારીની પ્રસાદી ચખાડતો કાશીનો કોઈ લઠ્ઠધારી નાગરિક આપણે તેની અસ્વચ્છ આદત તરફ ધ્યાન ખેંચીએ તો સામે ઘૂરકે એ તદ્દન સામાન્ય દૃશ્ય હતુ એ જ કાશી નગરીએ જો ઇતિહાસમા પહેલા કદી જોયો હોય તો આજે સદીઓ પછી ફરી વાર સ્વચ્છ દિવસ જોયો હતો વિનોબાએ તેને ઓછામા ઓછુ એક દિવસ પૂરતુ તો એ શીખવ્યુ જ હતું કે પવિત્રતા માટેની પહેલી શરત સ્વચ્છતા છે

અમે નીકળ્યા. સફાઈનુ કામ ઠીકઠીક કરેલુ છે એટલે ગદકી કયા હોઈ શકે એ હુ જાણતો હતો. ખૂણાખાચરા તપાસતો જતો હતો, પણ કયા ય ગદકીનુ નામ ન મળે.

રાતોરાત કાંઈ નવી ગટરો ખોદાઈ નહોતી ગઈ ગટરો તેની તે જ હતી. ફરક એટલો પડ્યો હતો કે દરેક ઘર આગળ એની ઉપર કોઈની ખતીલી સાવરણીનો હાથ એક કરતા વધારે વખત ફર્યો હતો. ખુલ્લી ગટરોમાથી પાણી વહેતું હતુ પણ તેમા દુર્ગંધ નહોતી

મકાઈના છોડા ભરેલુ એક ગાડુ અમારાથી થોડે આગળઆગળ થઈને શહેરના ઉકરડા તરફ જઈ રહ્યુ હતુ એમાથી કોઈકોઈ વાર થોડો કચરો નીચે પડી જતો હતો, તે અમે ઉપાડતા ચાલ્યા. સ્વચ્છ કાશી આદોલનમા અમારો તો આટલો જ ફાળો હતો !

એક કદોઈની દુકાનની આસપાસ કેટલાક પડિયા આમતેમ પડેલા હતા મે તે એકઠા કર્યા અને પછી કદોઈને કહ્યુ 'આ નાખવા માટે એકાદ ડબ્બો રાખો તો કેવું સારુ !' મને ડર હતો કે કદોઈ મારુ ડહાપણ જોઈ ને ઘૂરકશે, પણ આજના દિનનો સૂરજ તેણે જોયેલો હતો. એણે

કહ્યું : 'હમણાં આ ખૂણામાં તમે એ પડિયા નાખો, હું તરત જ ડબ્બો ગોઠવું છું.' માણસની ટેવને સુધરતાં વાર લાગે છે, પણ એની વૃત્તિમાં તાત્કાલિક ફેર પડી શકે છે.

એક મોચીએ જૂની ટેવ પ્રમાણે એક નકામો ચામડાનો ટુકડો દુકાનમાંથી રસ્તા પર ફેંકયો. મેં એ ઉપાડીને એને પાછો આપતાં કહ્યું : 'તમારી દુકાનનો કચરો તમે જ રાખો.' એ મોચીએ શરમાઈ જઈને કહ્યું : 'માફ કરો, મારાથી ભૂલ થઈ. મારે એ ટુકડો ત્યાં નાખવો જ જોઈતો નહોતો.'

અમે સભાસ્થાન પર પહોંચ્યા ત્યારે જ વિનોબાનું ભાષણ પૂરું થયું. પછી તો અમારે હજારોની ભીડ વચ્ચેથી મારગ કાઢવાનો જ એક માત્ર પ્રયત્ન કરવાનો હતો.

# [ ૧૩ ]

## ઉત્તરપ્રદેશ ભૂમિદાન સમિતિ

૮–૯–'૫૨

વિનોબા ઉત્તરપ્રદેશમાં અગિયાર માસ રહ્યા. આ અગિયાર માસ દરમિયાન તેમને ૩ લાખ એકરથી વધારે ભૂમિ મળી. લાખો લોકોએ એમનો સંદેશો ઝીલ્યો. કવિઓએ એમના સ્વાગતનાં, પ્રશંસાનાં અને એમની પ્રેરણા ઝીલનારાં ગીતો લખ્યાં; રાજનૈતિક પુરુષોએ પહેલાં વિનોબાની પ્રવૃત્તિ પરત્વે ઉદાસીનતા દેખાડી, પાછળથી એમાં સહેજ રસ બતાવ્યો અને છેવટે એ પ્રવૃત્તિને ઉમળકાભેર ટેકો આપ્યો. સરકારી અમલદારો પહેલાં જે માત્ર વિનોબાની

સભામાં વ્યવસ્થા જાળવવાથી પોતાની ફરજ અદા થઈ એમ માનતા તેઓ ધીરેધીરે એમના પ્રભાવથી એટલા પ્રભાવિત થયા કે રાજકારભારની કે ઘરની અંગત બાબતોમાં વિનોબાની સલાહ લેવી એ એમને અનિવાર્ય લાગવા માંડ્યું; ત્યાંના બધા રાજનૈતિક પક્ષોએ પ્રથમ ઠરાવ કે, નિવેદન દ્વારા અને પાછળથી ભૂમિદાન દ્વારા વિનોબાના યજ્ઞને ટેકો આપ્યો; ત્યાંની મૂંગી જનતા–જેણે પહેલાં કદી વિનોબાનું નામ પણ નહોતું સાંભળ્યુ તે આ ' ભૂમિવાળા બાવા' પાછળ ઘેલી બની. પણ આ બધું બે–ચાર વ્યક્તિઓના પ્રયત્નથી અને વિનોબાના તપથી જ થયુ. ઉત્તરપ્રદેશે હજુ ભૂમિદાનનું કામ સંભાળવા વ્યવસ્થિત સમિતિ નહોતી રચી. ઉપરથી સમિતિ નીમવામાં આવે અને એ સમિતિ દ્વારા નક્કર કામ થાય એ પદ્ધતિમાં વિનોબા-ને ઝાઝો વિશ્વાસે ય નથી.

અગિયાર માસના કામ દરમિયાન જે લોકોએ ભૂમિ-દાન યજ્ઞમાં ઊંડો રસ અને શ્રદ્ધા બતાવ્યાં તેમની સમિતિ, વિનોબાને જવાને હવે એક અઠવાડિયુ બાકી છે ત્યારે, બનાવવામાં આવી. આજે એ સમિતિની પહેલી બેઠક હતી. વિનોબાની હાજરીમાં એની પહેલી બેઠક કલાકો સુધી ચાલી. અનેક અટપટા સવાલોનો એમાં વિચાર કરવાનો હતો. જમીનની વહેંચણી અંગેની બધી શરતો પર વિચાર કરવાનો હતો, વહેંચણી દરમિયાન થતા ખરચનો વિચાર કરવાનો હતો, સરકારી વહીવટ સાથેના સંબંધો ચર્ચવાના હતા અને આ બધા વિષયો પર વિચાર કરનારા લોકો પણ મોટામોટા રથી–મહારથીઓ હતા, છતાં આ બધાએ મળીને કલાકોની મંત્રણા બાદ જે નિર્ણયો લીધા એ બધા સર્વાનુ મતે લેવાયલા હતા અને કોઈનું પણ મન એમાં દુભાયુ

નહોતું. એ આ સમિતિને માટે એક શુભ શુકન ગણી શકાય એવું હતું. સમિતિના ૧૬ સભ્યો છે. વિનોબાનું કહેવું છે એનું કામ પણ સોળઆની સારું થવાનું છે. તેમાં ટંડનજી અને પંતજી જેવા અખિલ ભારતીય મુત્સદ્દીઓ છે, તેમ કૉંગ્રેસ, સમાજવાદી પક્ષ અને કિસાન મજૂર પ્રજાપક્ષના આગેવાન કાર્યકરો છે; જો કે તેઓ બધા વ્યક્તિગત રીતે લેવામાં આવ્યા છે, પક્ષના પ્રતિનિધિ તરીકે નહીં. તેમાં ધુરંધર ધારાશાસ્ત્રીય છે, બે પ્રધાનો અને બે નાયબ પ્રધાનો છે, પણ ખૂબી એ છે કે, એમાં બહુમતી કોઈ પણ પ્રકારના લેબલ વિનાના પણ શક્તિશાળી ભૂદાન-સેવકોની છે. આ સમિતિમાંથી ૯ જણ એવા છે કે જેણે વિનોબાના આખા પ્રવાસ દરમિયાન ભૂદાન-યજ્ઞને સફળ કરવા તનતોડ મહેનત કરી છે, જેમણે રાજા-મહારાજાઓ અને જમીનદારો પાસેથી હજારો એકર જમીન અપાવવાથી માંડીને વિનોબાની ડોળી ઊંચકવા સુધીનાં બધાં પ્રકારનાં કામો કર્યાં છે. વિનોબા વિનોદમાં કહે છે: 'ઉત્તરપ્રદેશની ભૂમિદાન સમિતિમાં મહાજનોનો તોટો નથી, પણ બહુમતિ મજૂરોની છે!'

આ બધા ધુરંધરોની ચર્ચાઓ મેં સાંભળી, એ નોંધ પણ લીધી, પણ તે અહીં આપવી એ તે સમિતિએ મારી ઉપર બતાવેલા સૌજન્યનો ખોટો ઉપયોગ કર્યો કહેવાય. મારી પાસે આશાદેવી બેઠાં હતાં. એમણે એક ચિઠ્ઠી પર લખીને મને આપ્યુ: 'બાપુએ બધાંને તકલી-રેંટિયાની ભાષામાં બોલતાં કર્યાં, વિનોબા બધા પાસે ભૂમિની ભાષા બોલાવે છે!'

પંતજી ભૂદાન સમિતિમાં હાજરી આપવા આવ્યા હતા ખરા, ગાંધી સ્મારક નિધિની ઉત્તરપ્રદેશ શાખાની બેઠક

માટે પણ આવ્યા હતા, પરંતુ એમનું આવવાનું મુખ્ય કારણ તો બીજું જ હતું. ત્રણ દિવસ પછી વિનોબા ઉત્તરપ્રદેશ છોડીને બિહાર તરફ જવાના છે, એટલે પંતજી પ્રાંત તરફથી વિદાય આપવા આવ્યા હતા. વિદાયના બે બોલ બોલતાં પંતજી ગદ્ગદ થઈ ગયા. સમિતિ પણ ગદ્ગદ થઈ ગઈ. 'વિનોબાજી, તમે રજા આપો તો બધા વતી હું તમારો આભાર માનવા આવ્યો છું. જમીન અહીં કેટલી મળી એ મુખ્ય પ્રશ્ન નથી, પણ તમારે લીધે અહીંનું વાતાવરણ બદલાઈ ગયું છે એ મુખ્ય વાત છે. તમે પુરુષાર્થ અને સ્વાવલંબનની પ્રેરણા આપી. સમાજનું નૈતિક ઉત્થાન તેના પોતાના પ્રયત્નથી જ થઈ શકે છે. આજકાલ દરેક બાબતમાં સરકાર સામે જોવાની લોકોને આદત પડી ગઈ છે, પણ સમાજનું અંતિમ લક્ષ તો સરકારનું કામ ઓછું કરી નાખવાનું છે. તમારા આવવાથી લોકોને એ સૂઝ્યું કે જનતા પોતાનું કામ જાતે પણ કરી શકે છે. આ કામ બીજા કોઈથી ન થઈ શકત. આમાં તમારો નૈતિક પ્રભાવ જ કારણરૂપ હતો.'

પંતજીએ આગળ બોલતાં કહ્યું: 'તમે એટલો સમય આપ્યો છે કે અમે જાતે તમારી પાસે આટલો સમય માગવાની હિંમત ન કરત. માણસના જીવનમાં ઘણી યે એવી બાબતો હોય છે કે જે કાયદાથી નથી બદલાતી, ભાવનાથી બદલાય છે. તમારા આવવાથી ભાવના બદલાઈ છે.'

ભૂમિદાન સમિતિની બેઠક દરમિયાન પંતજીએ સમિતિને આશ્વાસન આપ્યું હતું કે કાયદા અંગે કોઈ પણ પ્રકારની મુશ્કેલી ભૂદાન સમિતિને નહીં પડે. આજે પણ જમીનના માલિકનાં નામોની ફેરબદલી વગેરે અંગે ઉત્તરપ્રદેશ સરકારે ભૂદાન સમિતિને જોઈતી સગવડો કરી જ આપી છે.

વિનોબાની ઉત્તરપ્રદેશ યાત્રા દરમિયાન પંતજી એમને આ ત્રીજી કે ચોથી વાર મળ્યા હતા. જે દિવસથી વિનોબાએ ઉત્તરપ્રદેશની ભૂમિ ઉપર પગ મૂકયો તે દિવસથી જ દરેક જિલ્લાના અધિકારીઓને સૂચનાઓ તો મોકલવામાં આવી હતી કે વિનોબાને યાત્રા દરમિયાન કોઈ પણ પ્રકારની મુશ્કેલી ન પડે એ જોવાનું છે. આ બધા પાછળ પંતજીનું સૌજન્ય હતું.

# [૧૪]

## બુદ્ધની કોટિના

૯-૯-૫૨

સારનાથ જવાનું ઘણા દિવસોથી નક્કી હતું. આજે તે દિવસ આવી ગયો. આવતાંજતાં ૧૪ માઈલ થતા હતા અને ત્યાં એકાદ માઈલ ફરવાનું એટલે ૧૫ માઈલ થઈ ગયા. બિહાર યાત્રાના પહેલા અઠવાડિયાના કાર્યક્રમમાં ૧૪ માઈલથી ઓછું ચાલવાનું ભાગ્યે જ કોઈ દિવસ આવે છે; એટલે આજની સારનાથની યાત્રા બિહારયાત્રાની તૈયારીરૂપ થઈ રહી!

સારનાથ પહોંચતાં જ થોડો તડકો થઈ ગયો હતો. વિનોબાની ઝડપે ન ચાલ્યા હોત તો તો વળી વધારે મોડું થાત. મુખ્ય મંદિરથી અર્ધોએક માઈલ દૂર પર એક બૌદ્ધ ભિક્ષુ સ્વાગત કરવા આવ્યા હતા. તેઓ આસપાસની દરેક નાનીમોટી જગા દેખાડવાનો ઉત્સાહ ધરાવતા હતા, પણ વિનોબાએ શરૂઆતમાં જ કહી દીધું, 'અહીં હું એક કલાક આપવાનો છું. એક કલાક જ્યાં પૂરો થશે ત્યાંથી પાછો ફરીશ.' એટલે જ્યાં મુખ્ય વિહારો અને સ્તૂપ–સ્તંભ વગેરે

હતા ત્યાં ગયા. ભિક્ષુ દરેક સ્થળ ખૂબ સારી રીતે બતાવતા હતા. એક જગાથી બીજી જગાએ જતાં જે વખત ગયો તેટલા વખતમાં વિનોબાએ જાણી લીધું કે અમને બતાવવા આવનારા ભિક્ષુ સિલોનના છે એટલે એમની સાથે સિંહાલી ભાષા અંગે પણ થોડી ચર્ચા કરી લીધી. ચીની મંદિરનાં ચિત્રો મને સાવ સામાન્ય કક્ષાનાં લાગ્યાં. વિનોબાએ એમાં બહુ સમય ન ગાળ્યો તેથી હું રાજી થયો. મારી ઇચ્છા તો હતી મ્યૂઝિયમમાં વધારે વખત ગાળવાની, પણ ત્યાં જતાં પહેલાં મુખ્ય મંદિરમાં વિનોબાનું ભાષણ રાખવામાં આવ્યું હતું. ભિક્ષુઓ અને વિદ્યાર્થીઓની લાંબી હાર સ્વાગત માટે ઊભી હતી. સવારના સૂર્યોદયના રંગો, મંદિરના લાલ પથ્થરનો રંગ, મેદાનના લીલા ઘાસની ચાદર, ભિક્ષુકોના પીળા રંગના ઝભ્ભા અને વિદ્યાર્થીઓનાં બગલાની પાંખ જેવાં શ્વેત વસ્ત્રો વિવિધ રંગોની રેલ જમાવતાં હતાં. મંદિરની અંદરના જાપાની બૌદ્ધ ભિક્ષુ કલાકારે ચીતરેલાં વિશાળ ભીંતચિત્રો પણ ખરેખર રમણીય હતાં. એવા ખુશનુમા વાતાવરણમાં જરા ઊંચા આસન પર વિનોબાને બેસાડવામાં આવ્યા. બહારનો વિશાળ ઘંટ ગંભીર નાદે રણકી રહ્યો હતો, ત્યારે મારું મન ગણગણતું હતું :

बुद्धं शरणं गच्छामि ।
धम्मं शरणं गच्छामि ।
संघं शरणं गच्छामि ॥

બુદ્ધની જીવનલીલા ચિત્રાવલિની વચ્ચે બેઠેલો, બુદ્ધને પગલેપગલે ચાલનારો આ પથિક શું બોલશે એ સાંભળવા હું ઉત્સુક હતો. બુદ્ધની મૂર્તિઓની સામે બેસી, બુદ્ધનાં અસંખ્ય ચિત્રોની વચ્ચે બેસી વિનોબાએ કહ્યું : 'મૂર્તિપૂજા

કરતાં સૂક્ષ્મ ચિંતન તરફ વળવું જોઈએ.' મને યાદ આવ્યું: અજમેરની મસ્જિદમાં વિનોબાએ કહ્યું હતું કે 'સ્ત્રીઓને પણ પુરુષો સાથે નમાજ પઢવાનો અધિકાર હોવો જોઈએ.' અહીં કહ્યું: 'મૂર્તિપૂજાની અવસ્થા કરતાં ઉપર ઊઠો!'

આજના ભાષણમાં વિનોબાએ મહાવીર અને બુદ્ધના જીવનની સરખામણી પણ કરી હતી અને કહ્યું હતું કે, બુદ્ધ કર્મયોગી સેવાપરાયણ હતા; મહાવીર ધ્યાનયોગી ચિંતન-પરાયણ હતા, છતાં બન્નેના અંતઃસ્તલમાં એક જ તત્ત્વ હતું: પ્રેમ.

પાછા જતાં મને તો મોડું થયું. એટલે જ સંગ્રહસ્થાન જરા વધારે સમય આપી જોઈ શકાયું.

આજે નવરાશના વખતમાં વિનોબા પાલી ગ્રંથોનો અભ્યાસ કરતા રહ્યા.

રાતે કિશોરલાલકાકાના અવસાનના સમાચાર આવ્યા ત્યારે વિનોબા સૂઈ ગયા હતા. એમને જગાડ્યા. બેચાર મિનિટ સુધી તેઓ કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના પથારીમાં પડ્યા રહ્યા. એમનો એક હાથ લમણા ઉપર હતો. પછી થોડા પ્રશ્નો પૂછ્યા: 'તમને આ સમાચારની શી રીતે જાણ થઈ?' દાદા ધર્માધિકારી અત્યારે વર્ધામાં હશે? જાજુજી પણ ગોમતીબહેન પાસે હશે ને?' વગેરે. ફરી પાછી નીરવ શાંતિ. મેં સૂચવ્યું કે ચાલો પ્રાર્થના કરીએ. તેઓ તરત પથારી-માં બેઠા થઈ ગયા. દરમિયાન એમના બધા સાથીઓ ધીરે પગલે આવીને ચૂપચાપ ગોઠવાઈ ગયા હતા. ઉત્તરપ્રદેશના સાથીઓને કિશોરલાલકાકાનો બહુ પરિચય નહોતો; એટલે એમને પ્રસંગની ગંભીરતા સમજાતી હતી, પણ નિકટતા

નહોતી સમજાતી. અમે થોડા સાથીઓ જેમણે કિશોરલાલ-કાકાની હૂંફ અનુભવેલી હતી તે મહામુશ્કેલીએ ડૂસકાં રોકી આંસુ સારતા હતા. વિનોબાના મુખમાંથી ઉપનિષદના મંત્રો નીકળવા માંડ્યા. એમાંથી ભાગ્યે જ કોઈ મંત્ર હું જાણતો હતો, પણ અંદાજ કરું છું કે જુદાંજુદાં ઉપનિષદોમાંથી ક્રમવગર જે સૂઝે તે મંત્ર તેઓ બોલ્યે જતા હતા. પછી અતિશય ધીરે અવાજે એમણે કિશોરલાલકાકા અંગે બોલવા માંડ્યું. અંધારામાં આંખો લૂછતાંલૂછતાં મેં નોંધ લીધી. એ વચનો આગળ ઉપર પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. બોલતાંબોલતાં ત્રણ વાર વિનોબા અટકી ગયા હતા અને ગળગળા થઈ ગયા હતા. પછી અમે પૂછ્યુ: 'ગોમતીકાકીને નામે કાંઈ તાર કરશો?' પહેલાં તો વિનોબાએ કહ્યું કે, 'ગીતાપારાયણ ચાલતું હશે, વચ્ચે ખલેલ કયાં કરવી?' પણ પછીથી તાર લખાવડાવ્યો :

'કિશોરલાલભાઈ કો ભગવાનને દેહ સે છુડાયા, ઇસકે લિયે મૈં ઉસકા ઉપકાર માનતા હૂં. વે હમ સે દૂર તો ગયે હી નહીં હૈં. ઐસા મૈ તો અનુભવ કરતા હૂં.'

પ્રાર્થના પછીના વચનોમા છેલ્લાં વાકયો કિશોરલાલકાકા માટે મોટામા મોટી અંજલિરૂપ હતાં :

'આજે સવારે સારનાથ ગયો ત્યારથી મારા દિલમાં બુદ્ધનું સ્મરણ ચાલતું હતું. દિવસભર મે એ વિશે જ વાચન કર્યું. સામાન્ય રીતે આપણી નજીકના લોકોની યોગ્યતા વિષે આપણને ઓછું ભાન હોય છે, પણ કિશોરલાલભાઈ બુદ્ધ ભગવાનની કોટિના હતા.'

હું વિચાર કરતો હતો કે આ વાકયો બોલનારને પણ લાગુ પડે છે.

# [૧૫]

## કેટલાક તેજસ્વી ઉપગ્રહો

૧૦-૯-'૫૨

ગઈ કાલે ગૌતમ અને નિર્મળા તથા જગન્નાથન્ અને કૃષ્ણા આવ્યાં. વિનોબા બે દિવસમાં અહીંથી ઊપડશે એની આ પૂર્વસૂચના સમજવાની. ગૌતમ અને નિર્મળા વિનોબાનાં કાયમી સાથીઓ છે. વિનોબા કાશીમાં રહ્યા એટલા દિવસ પોતપોતાને ઘેરે જઈ આવ્યાં. હવે કૂચની તૈયારી કરીને આવી પહોંચ્યાં છે.

ગૌતમ ચૌદ-પંદર વરસનો હશે. ગોસેવા સંઘના મંત્રી શ્રી. રાધાકૃષ્ણ બજાજનો દીકરો છે. રાધાકૃષ્ણજીએ પોતાના દીકરા માટે વિનોબાની જંગમ વિદ્યાપીઠ પસંદ કરી છે, એ ઉત્તમ કામ કર્યું છે. ગૌતમે આટલી નાની ઉંમરે વિનોબા સાથે સાડાત્રણ હજાર માઈલ ઉપરાંતનો પગપાળો પ્રવાસ કરીને કદાચ વિશ્વનો રેકોર્ડ તોડ્યો હશે. એની જોડી જેવી મૃદુલા હજુ વર્ધા જ છે. દામોદરદાસજીની એ દીકરી એના પિતાજી સાથે આવશે. ગૌતમને ફોટો પાડવાનો શોખ છે એટલે એની પાસે વિનોબાના ફોટાઓનો સારો સંગ્રહ થયો છે.

નિર્મળા દેશપાંડેના નાના કદને જોઈને કોઈ એમ ન કહે કે આ છોકરી કોઈ કૉલેજની અધ્યાપિકા હશે. રાજકારણમાં રચ્યાપચ્યા કુટુંબમાં ઊછરેલી અને રાજકારણનો વિષય ભણાવતી આ તેજસ્વી છોકરીને વિનોબાના ભૂદાનયજ્ઞમાં જ ભારતનું સાચું રાજકારણ દેખાયું અને પોતાની

નોકરી છોડી એણે વિનોબાની સાથે પગપાળા ફરવાનું કઠણ કામ પસંદ કર્યું છે. એની નાની સરખી કલમમાં ખૂબ ઓજસ છે. કોઈ વાર એની કલમથી આપણને વિનોબાની ભૂદાનયાત્રાનાં સંસ્મરણો મળશે, ત્યારે આપણને એની કિંમત સમજાશે.

જગન્નાથન્ અને કૃષ્ણા તામિલનાડનાં દંપતી છે. જગન્નાથન્ વિનોબા પાસે પહેલા રહી ગયેલા. વિનોબાને તામિલ શીખવતા. વિનોબાના આંદોલનને તામિલનાડમાં પહોંચાડનાર બે ચાર જુવાનિયાઓની ટોળીમાંના તેઓ એક છે. ચુસ્ત સર્વોદયી હોવા છતાં એમની વાણીમા એટલુ તેજ હતું કે ખુદ એમના પિતાજી એમને 'કોમ્યુનિસ્ટ' કહેતા. અત્યાર સુધી જુદાંજુદાં રચનાત્મક કામોમાં ભાગ લેનારા આ જુવાનિયાને હવે સ્પષ્ટ દેખાઈ ગયુ છે કે બધા કોયડાના મૂળમાં જે પ્રશ્ન રહેલો છે તેને લેવો હોય તો ભૂદાનયજ્ઞ દ્વારા જ લઈ શકાશે એટલે એમણે ભૂદાનયજ્ઞમાં ઝંપલાવ્યુ છે.

અત્યારે જગન્નાથન્ માત્ર બેત્રણ દિવસ માટે આવ્યા છે. કૃષ્ણાબહેનને મૂકવા આવ્યા છે. આ નાજુક દેખાતી બહેનના મુખ ઉપર કાંઈક એવી શાંત આભા છે. એને જોતા જ એમ લાગે કે આમનામાં કાંઈક અસાધારણ છે. વિનોબાના સાથીઓ સાથે એમની ઓળખાણ પહેલી વાર થાય છે. હિંદી બોલતાં આવડતું નથી, છતા એક જ દિવસમાં એમની બધા સાથે દોસ્તી થઈ ગઈ છે. જગન્નાથન પાસેથી જાણ્યુ કે કૃષ્ણાબહેન બી. એ. બી. ટી. થયેલાં છે અને એમના કામમાં ખૂબ મદદરૂપ થાય છે. કૃષ્ણાબહેન પણ ભૂદાનયજ્ઞના કામમાં જ આગળ ઉપર પોતાની બધી શક્તિ વાપરે એ હેતુથી જગન્નાથન્ એમને વિનોબા પાસે થોડા દિવસ

રહેવા લઈ આવ્યા છે. જગન્નાથન્ સવર્ણ હિંદુ છે અને કૃષ્ણા હરિજન છે.

હું જોઉં છું કે ૧૯૨૧માં બાપુ જેમ અનેક તેજસ્વી જુવાનિયાઓને પોતાની આસપાસ ખેંચી લાવ્યા હતા, તેમ વિનોબા પોતાની આસપાસ કેટલાક તેજસ્વી ઉપગ્રહોનું મંડળ રચી રહ્યા છે.

કોઈકે કહ્યું છે ને કે 'મોટા માણસને પિછાનવો હોય તો તેના સાથીઓ મારફત પિછાનજો!'

## 'આજ' કાર્યાલયમાં

આજે સવારે વિનોબાએ 'આજ' કાર્યાલયની મુલાકાત લીધી. 'આજ' એ બનારસનુ અગ્રગણ્ય હિંદી દૈનિક છે. ભૂદાનયજ્ઞ પ્રવૃત્તિને કોઈ પણ છાપાએ જો અત્યાર સુધીમાં સૌથી વધારે મહત્ત્વ આપ્યુ હોય તો આ છાપાએ આપ્યુ છે. સેવાપુરી સમ્મેલનના દિવસોમા તો એની ભૂદાન પૂર્તિઓ નીકળતી હતી. તે એક અઠવાડિયામાં મેં ત્રણ અગ્રલેખો ભૂદાન વિષે જોયા હતા. કેટલાક ટીકાકારોએ તો ટીકા પણ કરી હતી કે, 'આજ' હવે 'ભૂદાનપત્રિકા' બની ગયુ છે, પણ એના સંપાદકે એની પરવા નહોતી કરી.

'આજ'ના સંપાદક શ્રી. પરાડકરજીએ વિનોબાને એક હિંદી શબ્દકોશ ભેટ આપ્યો. એમણે કહ્યુ કે, અમે તમારા વિચારોને એટલા માટે ઝીલી લીધા કે એમાં અમને અમારા જ આદર્શો શબ્દબદ્ધ થતા લાગ્યા. વિનોબાએ ત્યાંના નાનાસરખા ભાષણમા 'આજ'ને હૃદયપૂર્વક ધન્યવાદ આપ્યા અને સાથેસાથે જ હિંદી ભાષાની વિશેષતા તરફ ધ્યાન દોર્યું. એમણે કહ્યું કે હિંદી ભાષાનો મુખ્ય ગુણ એ છે કે

એ પાયાની ભાષા ( બેઝિક લેંગ્વેજ ) તરીકે કામ કરી શકે એવી છે. બીજી ભાષાઓ પોતપોતાનું વૈશિષ્ટ્ય ધરાવતી હોય છે, એટલે એમાં સહેજે અન્ય ભાષાનો પ્રભાવ પડી શકતો નથી. હિંદી ભાષાની સર્વગ્રાહિતા જ એનો ગુણ છે. એ જ રીતે કાશીનો પણ એ ગુણ છે કે એમાં બધી કોમના, બધા પ્રાંતોના લોકો આવીને રહે છે, એટલે અહીં તો સંકુચિતતા ચાલી શકે જ નહીં.

# [૧૬]

## ભૂમિજયંતી

૧૧-૯-'૫૨

આજે વિનોબાની વરસગાંઠ છે. બાબા રાઘવદાસે આ દિવસનું નામ 'ભૂમિજયતી' આપ્યું છે. વર્ધાથી ઉત્તર યાત્રા તરફ નીકળ્યા તેને પણ આજે એક વર્ષ પૂરું થાય છે. વિનોબાના કાશીનિવાસનો આ છેલ્લો દિવસ છે. કાલે તેઓ બિહાર તરફ ઊપડી જશે. ઉત્તરપ્રદેશના કાર્યકર્તાઓનું વિનોબાની હાજરીમાં આજે છેલ્લું સંમેલન હતું. આમ ઘણી રીતે આજનો દિવસ મહત્ત્વનો છે. આજના દિવસનું મહત્ત્વ વિનોબાએ રાતે જે પ્રતિજ્ઞા લીધી તેનાથી અતિશય વધી ગયું. પણ બધી વાતો એક પછી એક લઈએ.

સવારે ત્રણ વાગે ઊઠતાંની સાથે પહેલું કામ મેં એ કર્યું કે ગઈ કાલે રાતે તૈયાર કરી રાખેલી સૂતરની આંટી વિનોબાને અર્પણ કરી આવ્યો અને પ્રણામ કરી આવ્યો. પ્રણામ કરવામાં પણ પહેલો આવ્યો, એની મારા અભિમાની

મને નોંધ લીધી! ત્યાર પછી તો સાથીઓ વારાફરતી આવ્યા અને પ્રણામ કરી આંટી આપી ગયા. ઉત્તરપ્રદેશના કાર્યકર્તાઓને કાશી વિદ્યાપીઠમાં જ ઉતારો આપવામાં આવ્યો છે, એમની ભીડ વધવા લાગી છે.

આઠેક વાગ્યા પછી બનારસના રાજા વિનોબાને મળવા આવ્યા. આજે પણ ઘણા લોકો આમને કાશી વિશ્વનાથના પ્રતિનિધિ માને છે અને તેઓ પોતાના મહેલની બહાર નીકળે ત્યારે લોકો એમનાં દર્શન કરવા ઉમટે છે–અને જોરથી જયઘોષ કરે છે–'હર હર મહાદેવ!'

મારી કલ્પના હતી એના કરતા કાશીના રાજા સાવ જુદા જ નીકળ્યા ૨૨–૨૩ વર્ષના આ જુવાનિયાનો ચહેરો એની ઉમ્મર કરતા પણ વધારે કોમળ દેખાતો હતો. એનાં કપડામાં સાદગી હતી. કદાચ વિનોબા પાસે આવવા માટે આ જ વેશ ઉપયુક્ત ગણ્યો હશે. એણે એક કિશ્તીનુમા (હોડી જેવી) બદામી ટોપી પહેરી હતી. એની ઉપર જરીનુ ભરતકામ હતુ. અંગ ઉપર સફેદ અચકન અને શેરવાની હતાં. એમના કપાળ ઉપરનુ તિલક ખાસ ધ્યાન ખેંચતુ હતું. એમની અણીદાર મૂછો માત્ર 'રાજા'ની કલ્પનામાં બધબેસતી આવે એવી હતી. એમની જીભ તોતડાતી હતી તેથી એ ઝાઝું બોલી શકતા નહોતા.

એમણે વિનોબાને પૂછયુ : આપ કાશીમાં ગાઘલ ક્યારે

વિનોબા : એ વાતમાં મને કાંઈ રસ નથી. મારે તો મંગરૂઠની માફક સભી ભૂમિ ગોપાલકીનો સિદ્ધાંત અમલમાં આવેલો જોવો છે. આ તો એક ધર્મવિચાર રૂઢ કરવાની વાત છે. એટલે જ મેં આ કામને સાધારણ દાનનું નહિ, યજ્ઞનું માન્યું છે. એમાં આહુતિ આપવાનું કામ સ્વયંસ્ફૂર્તિથી થાય તો આખી રચના જ બદલાઈ જશે. હું તો એને 'વેદરચના' કહું. વેદમાં કહ્યું છે ને કે માતા પૃથ્વી, પુત્રોઽહમ્ પૃથિવ્યઃ। પણ યજ્ઞદાન તપ વિના પૂરું થતું નથી. આજે હું યજ્ઞદાનની નહીં, તપની માગણી કરવાનો છું.

સાંજની ગંભીર પ્રતિજ્ઞાની આ આગાહી હતી, જેની વાત એમણે બેત્રણ દિવસ ઉપર પણ સહેજ કરી હતી.

રાજાએ પૂછ્યું : આ જમીનની વહેંચણી ક્યાંય થઈ છે?

વિનોબાએ ખૂબ સરળ શૈલીમાં ભૂમિવિતરણના નિયમો અને ઉત્તરપ્રદેશમાં થયેલા ભૂમિવિતરણનું વૃત્તાંત કહ્યું.

થોડી વાર પછી રાજાએ કહ્યું : આપ વધારે નહીં રોકાવાના એટલે અહીંની રામલીલા નહીં જોઈ શકો.

વિનોબાએ કહ્યું : પણ મેં એક મોટી રામલીલા જોઈ લીધી. મને કાશીનું દર્શન થઈ ગયું. એટલો ગંદો મામલો છે, કે ન પૂછો વાત; એટલે જ મેં 'સ્વચ્છ કાશી' આંદોલન ઉપાડ્યું. લોકો ખુલ્લી હવા અને પ્રકાશમાં બધાની સામે શૌચ જવા બેસી જાય છે. મેં કહ્યું કે આ શરમની વાત છે. એને સાફ રાખવામાં મારે બધાની મદદ જોઈએ છીએ.

રાજા કાંઈ બોલ્યા નહીં એટલે વિનોબાએ આગળ ચલાવ્યું. કાશી એટલી ગંદી નગરી છે કે એમાં મરવું એ જ મુક્તિ માનવામાં આવ્યું!

સાંભળનારાઓ બધા હસ્યા, પણ રાજા આ વિનોદ સમજ્યા હોય એવું લાગ્યું નહીં.

પછી રાજાએ પૂછ્યું : તુલસી રામાયણનો અનુવાદ મરાઠીમાં થયો છે કે?

આ પ્રશ્ન અહીં કેવી રીતે ઉપસ્થિત થયો એ મને કાંઈ સમજાયું નહીં, પણ પ્રશ્ન ખૂબ જિજ્ઞાસુ વૃત્તિથી અને ઉત્સુકતાથી પુછાયેલો હતો એ સ્પષ્ટ હતું.

વિનોબાએ હા પાડી એટલે એમણે બીજો પ્રશ્ન પૂછ્યો : 'રૂસી ભાષામાં?' વિનોબાએ એની પણ હા પાડી; એટલે છેવટે એમણે પૂછ્યું : 'બીજી કઈ કઈ ભાષાઓમાં અનુવાદ થયો છે?'

આમ રાજા અને વિનોબાની મુલાકાત તો એકાદ વર્ગ જેવી જ થઈ પણ 'પીરિયડ' પૂરો થઈ ગયો હતો એટલે રાજાએ વિદાય લીધી!

બપોરનું સંમેલન કુલ ચાર કલાક ચાલ્યું. પંખા વિનાના બંધ હૉલમાં ખીચોખીચ ભીડને લીધે ગરમી ભયંકર લાગતી હતી, છતાં ખબર ન પડી કે ચાર કલાક કઈ ક્ષણે ખતમ થઈ ગયા.

ભારતમાતા મંદિર પાસેના પુસ્તકાલયમાં સંમેલન ભરાયું હતું. કાશી વિદ્યાપીઠનું એ પુસ્તકાલય છે. ત્રણ વાગ્યાથી સંમેલન શરૂ થવાનું હતું, પણ નીચેના ખંડમાં અને ઉપરના ઝરૂખાઓમાં અઢી વાગે તો ખૂબ ગિરદી હતી. સભા કોઈ ચોગાનમાં રાખી હોત તો સારું થાત એમ લાગતું હતું, પણ ગમે ત્યારે વરસાદ પડે એ બીકે હૉલ પસંદ કરવામાં આવ્યો હતો.

'શ્રદ્ધાંજલિ સંમેલન'નો આરંભ દુખાયલજીનાં ભજનોથી

પ્રયોઃ 'રામનામકી ધૂન મચાતા દેખો કૌન હૈ આતા!'

દુખાયલજી ગાતી વખતે પોતાનો આત્મા ભજનમાં રેડી દે છે, એટલે કવિત્વના ચમત્કાર વિનાના શબ્દો પણ હૃદય ઉપર ચમત્કારિક અસર કરે છે.

વિનોબાને આવવાની થોડી વાર હતી એટલે આ પ્રસંગ માટે ખાસ બોલાવેલી હરિજનોની એક ભજન મંડળીએ 'કજલી' ગાવાની શરૂ કરી. 'કજલી' એ ઉત્તર-પ્રદેશના લોકગીતનો એક પ્રકાર છે. મારે કહેવું જોઈએ કે, એનાં જેટલાં વખાણ થતાં હતાં એટલો હું એનાથી પ્રભાવિત ન થયો. આધુનિક સિનેમાના રાગો અને કવાલીનું મને એમાં અજબ સંમિશ્રણ લાગ્યું.

વિનોબા આવ્યા એટલે આખી સભા ઊભી થઈ. એક નાની છોકરીએ એમને હાર પહેરાવ્યો અને તિલક કર્યું. કજલી ચાલુ હતી એટલામાં આચાર્ય નરેંદ્રદેવ આવ્યા. એમને વિનોબાએ પોતાની પાસે મંચ ઉપર બેસવાને બહુ આગ્રહ કર્યો, પણ તેઓ નીચે જ બેઠા. વિનોબાએ પોતાને માટે આવેલો તકિયો બીમાર નરેંદ્રદેવજીને આપ્યો. નરેંદ્રદેવજી ઉત્તરપ્રદેશ ભૂમિદાન સમિતિના એક સભ્ય છે.

કાર્યક્રમમાં હજુ ગીત, ભજનો અને કાવ્યો જ ચાલતાં હતાં. શ્રી. વિશ્વનાથપ્રસાદે ગાયું :

'જય યુગપુરુષ મહાન્ વિનોબા.'

હિંદીના કવિઓએ વિનોબા અને ભૂદાનયજ્ઞ વિષે ઠીકઠીક લેખિની ચલાવી છે. એમાંનાં કેટલાંક કાવ્યો તો સાહિત્યમાં કાયમી સ્થાન પામશે. બીજાં કેટલાંકે જનતાના હૃદયમાં સ્થાન મેળવી લીધેલું છે. આ કાવ્યોના બે સંગ્રહ પ્રગટ થઈ ચૂકયા છે, છતા એમાં બધાં કાવ્યોનો સમાવેશ

નથી થતો. ક્યાંથી થાય ? અહીં તો રોજ નવાંનવાં કાવ્યો બને છે.

દુખાયલજીએ 'દે દો અબ ભૂમિ અધિકાર' ગાઈને લોકોનાં દિલ ડોલાવી નાખ્યાં. પછી શ્રી. ઠાકુરપ્રસાદજીએ પોતાનું નવું બનાવેલું ગીત સંભળાવ્યું. એમાંની એક લીટી મારા મનમાં હજુ પણ ગુંજે છે :

હે જ્યોતિધરન! ઇતિહાસ માંગને આયા તેરે પાસ શરણ!

પહેલું ભાષણ હિમાચલ પ્રદેશના કિન્નર લોકોમાં કામ કરતા સેવક શ્રી. ધર્મદેવ શાસ્ત્રીનું થયું. શાસ્ત્રીજી ઉત્તર-પ્રદેશની ભૂદાન સમિતિના મજૂર સભ્યોમાંના એક છે. દેહરાદૂન જિલ્લા અને હિમાચલ પ્રદેશમાં એમણે ભૂદાનનું ખૂબ કામ કર્યું છે. એમનું ભાષણ ટૂંકું ને ટચ હતું, પણ વાતાવરણમાં ગંભીરતા લાવવા માટે પૂરતું હતું.

પછી નરેંદ્રદેવજી ઊઠ્યા. લોકો એમની વાત સાંભળવા આતુર હતા. એમણે કહ્યું : 'આપણા રાષ્ટ્ર માટે આજનો દિવસ એ એક શુભ પર્વ છે. વિનોબાનું જીવન એ પૂર્વ અને પશ્ચિમનો, અતીત અને નવીનનો એક સુંદર સમન્વય છે. વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો એમનામાં જે સુમેળ દેખાયો છે તેની જોડી જડે તેમ નથી. ભૂમિદાન યજ્ઞ દ્વારા વિનોબાએ આ પછાત દેશની નાડી પારખી લીધી છે.'

દીવાન શત્રુઘ્નસિંહજીનો વારો ત્યાર બાદ આવ્યો. જેટલું નામ મોટું સંભળાય છે, એટલા જ એ નમ્ર છે. ભૂદાન-યજ્ઞ ઇતિહાસમાં એમનો ફાળો અજોડ છે. બુંદેલખંડના હમીરપુર જિલ્લાના તેઓ વતની છે. પોતાના મંગરૂઠ ગામના દરેકેદરેક ખાતેદાર પાસે તસુએ તસુ જમીન અપાવવામાં દીવાનજીનો મોટો હાથ હતો. હવે તેઓ પોતાની આસપાસ

બીજાં પણ એવાં ગામો ઊભાં કરવાના પ્રયત્નમાં છે. એમનું ભાષણ નમ્રતાપૂર્ણ હતું : 'હું વક્તા નહીં સેવક છું', હું વિશ્વાસ દેવડાવું છું કે આપ આજ્ઞા કરશો તે રીતે કામ કરતો રહીશ.'

શિવનારાયણ ટંડનના ભાષણમાં છટા હતી, એમના કામમાં પણ એવી છટા હતી. કાનપુર જિલ્લામાં પ્રવેશ કરતાંની સાથે જ જિલ્લાનો સંકલ્પ પૂરો કરાવનાર ભાઈ શિવનારાયણ જ હતા. કાનપુર શહેરમાંથી જ બે હજાર બળદ જોડીનાં દાન મેળવવાનું બીડું ઝડપનાર પણ ટંડનજી જ હતા. બાંદાના શ્રી. બાજપેયી આવ્યા. શ્રી. અનંતજી આવી ગયા. મીરઠના માસ્તર સુંદરલાલજી આવ્યા. ઉત્તરપ્રદેશના દરેક જિલ્લા દીઠ એક વક્તાને બોલવા દે તોપણ ૫૧ વક્તાઓ થાય એમ હતું અને કરણભાઈએ જાણે કે આજે નક્કી કર્યું હતું કે બધાને બોલવા દેવા. ફૈઝાબાદના શ્રી. જયરામ વર્મા આવ્યા ત્યારે વિનોબા એમની સામે જોઈને સહેજ હસ્યા. એમની ઓળખાણ માત્ર નાનાનાના ખેડૂતો સાથે જ હતી; એટલે એમને દાન એકરમાં નહીં પણ વિશ્વાસીમાં મળતું. હિંદીમાં એને 'વિસ્વા' કહે છે. એના ઉપરથી વિનોબાએ વર્માજીનું નામ 'વિશ્વામિત્ર' પાડયું હતું ! આ વિશ્વામિત્રે ચુંઠાચુંઠા કરીને વિનોબાને સેંકડો એકરનું દાન મેળવી આપ્યું છે. કોઈ સામાન્ય કાર્યકર્તા ચાહે તો માત્ર પોતાના પરિશ્રમથી શું કરી શકે છે એનું ઉદાહરણ શ્રી. વર્માજીએ પૂરું પાડયુ છે.

મુરાદાબાદના સુરેશભાઈ, સહરાનપુરના ચંદ્રશેખરજી, આગ્રાના બાબુલાલજી અને સુલતાનપુરના દેવકલીદીન ભાષણ કરી ગયા. આશ્ચર્યની વાત તો એ હતી કે, ઉત્તર પ્રદેશ, જ્યાંની દરેક વ્યક્તિ એક એક 'નેતા' તરીકે પ્રસિદ્ધ છે,

તે ઉત્તર પ્રદેશના આ સેવકો પોતાના ભાષણોમા અસાધારણ સયમ દેખાડતા હતા. મને એમા બે કારણ જણ્યા• સમેલનના સયોજક શ્રી કરણભાઈની કડક સૂચના હશે અને બીજુ કારણ એ કે વિનોબા પાસે તો બોલવાનું ન હોય, કરવાનુ હોય, એ એમનો બધાનો મત આટલા પરિચય પછી થઈ ગયો હશે

ઘણા ભાષણો થયા હતા એટલે કરણભાઈને મે સૂચવ્યુ કે વચ્ચે એકાદ ગીત રાખો. વિનોબાની સાથે ફરનાર દક્ષિણ ભારતના શ્રી વેકટેશનજીએ પોતાના મીઠા કંઠે ગાયુ

*જનની હે પ્રિય લાલ ધન્ય હે, દલિતોં કે તુ ભ્રાતા!*
*પ્રજાસૂય કે પ્રથમ પ્રણેતા, ભૂ માઁ કે સુખદાતા*

દરેક વક્તાનો કરણભાઈ સહેજ સહેજ પરિચય આપતા જતા હતા જલેશ્વરભાઈનો પરિચય આપતા કરણભાઈની આખમા પ્રેમના આસુ આવી ગયા વિનોબા ઉત્તરપ્રદેશમા આવ્યા ત્યારથી આ માણસ ઘરબારની કે બીજી કશાયની ચિતા રાખ્યા વિના ભૂદાનના કામ માટે ભટક્યા છે દેહરાદૂન જિલ્લામા વિનોબાને પગે વાગ્યુ હતું, એટલે એમને ડોળી ઉપર લઈ જવા પડતા પહાડી રસ્તામા ઉપર ચડવાનું હોય ત્યારે ડોળીમા પાછળના બે જણને વધારે વજન ઊચકવુ પડતું. એ વખતે જલેશ્વરભાઈ હમેશા પાછલી બાજુએ હોય માત્ર મહેનત-મજૂરીના જ કામો જલેશ્વરજીએ કર્યા છે, એમ નહી, એમણે એકલે હાથે લગભગ બે હજાર એકર જમીનની વહેચણી પણ કરી છે એક જગાએ તો માત્ર ૦.૩૯ એકર જમીન મળી હતી ત્યા એ જમીનની વહેચણી શી રીતે કરવી? ગામલોકોને જઈને સમજાવ્યા ૪૨

એકર જમીન મળી. જલેશ્વરજીએ કહ્યુ કે મને વિનોબાનુ ત્રણ રૂપમાં દર્શન થયું છે: જ્યારે તેઓ ઉત્તરપ્રદેશમા આવ્યા ત્યારે એમ લાગ્યું કે રામ ઉત્તરથી દક્ષિણમાં ગયા હતા, તે આજે પાછા આવે છે. ગગાને કાઠે તેઓ પહેલી વાર ગયા ત્યારે લાગ્યુ કે ભગીરથ પાછો અવતર્યો છે ભૂદાનગંગા વહાવવા. અને હજારોની મેદની વચ્ચે ઘેરાયલા વિનોબાને જોયા ત્યારે મને થયું કે આ માનવ નહીં મહામાનવ આવી રહ્યો છે.

છેવટના બે વક્તાઓનાં ભાષણોની નોંધ તો મે પૂરી રાખી છે, પણ વિસ્તારભયે અહીં નહી આપું. એ બે જણ તે બાબા રાઘવદાસ અને કરણભાઈ. ઉત્તરપ્રદેશમાં વિનોબા પછી ભૂમિદાન યજ્ઞની જો કોઈને સૌથી વધારે લગની લાગી હોય તો આ બે જણને. અખંડ પરિશ્રમને લીધે જ અહીં આટલા કાર્યકર્તા પેદા થયા, અહી આટલી જમીન મળી અને અહી આટલી જાગૃતિ આવી. બાબા રાઘવદાસ અને કરણભાઈમાં વિનોબાને ઉત્તરપ્રદેશમાં જાણે કે બે હાથ જ જડી ગયા. બાબા રાઘવદાસ કલ્પક છે. ભૂદાન અંગેના નવા નવા કેટલા ય સકલ્પો એમને સૂઝ્યા છે. તેઓ સામાન્ય જનતાની ભાષા બોલી શકે છે અને તેથી જનતાના હૃદયને સ્પર્શ કરી શકે છે. પ્રાતના બધા કાર્યકર્તાઓમા એમને વિષે ખૂબ માન છે. કેટલા ય કાર્યકર્તાઓને તો મે એમને પગે લાગતા જોયા છે. કરણભાઈ વ્યવસ્થાશક્તિ ખૂબ ધરાવે છે. બાબા રાઘવદાસની ઘણીખરી કલ્પનાઓ કરણભાઈની વ્યવસ્થાશક્તિને લીધે પૂરી પડી છે. કરણભાઈ જુવાનિયાઓને ખૂબ આકર્ષી શકે છે, તેથી નવા કાર્યકર્તાઓ બનાવવામાં એમનો મોટો હાથ છે. ઉત્તર પ્રદેશના પ્રધાનમંડળથી લઈને

નાનામાં નાના કાર્યકર્તાઓ સુધી બધાની પ્રીતિ કરણભાઈએ સંપાદન કરેલી છે.

બાબા રાઘવદાસે આજે બીજી એક નવી કલ્પના કાર્યકર્તાઓ સમક્ષ રજૂ કરી: '૩ લાખ એકર જમીન તો વિનોબાએ મેળવી. પાંચ લાખ એકર તો આપણે કરવાની છે, એટલે આપણો સંકલ્પ હવે પાંચ લાખને બદલે આઠ લાખનો કરવાનો છે.' આ મહાન સંકલ્પ છે. એમ જ ઉત્તર પ્રદેશનો સંકલ્પ બીજા બધા પ્રાંતો કરતાં વધારે હતો. અને હવે તો વિનોબા આ પ્રાંતમાં નથી રહેવાના છતાં બાબા રાઘવદાસે સંકલ્પ કર્યો અને બધા કાર્યકર્તાઓએ એ ઝીલી લીધો. કરણભાઈએ પ્રાંતના અઢીસો તાલુકાદીઠ એક એક કાર્યકર્તાની માગણી કરી.

પ્રાર્થના શરૂ થાય એ પહેલાં અત્યાર સુધી થયેલાં દાનોની જાહેરાત થઈ. અત્યાર સુધીમાં કુલ ૧૨૧૦૧ દાતાઓએ ૩૫૨૩૫૦ એકર ૯૯ શતાંશ જમીનનાં દાન આપ્યાં છે.

શ્રી. કેડિયાજી વિષે હવે પછી લખીશ. આજે એમણે પોતાના તરફથી વિનોબાની ૫૮મી વરસગાંઠ નિમિત્તે ૫૮ વીઘાં જમીનનું, એમની પત્ની મણિદેવી તરફથી એક કુવાનું, એમનાં બે બાળકો તરફથી એક બળદજોડીનું અને એક બહેન તરફથી રૂા. ૨૦૦નાં બીનું દાન કર્યું.

પ્રાર્થનામાં આજે શાસ્ત્રીજીએ સિતાર પર ત્રણ ગીતો ગાયાં–સંત પરમહિતકારી, ઋષિ સંતસેવિત અને સંતન હિતકારી.

વિનોબાનું આજનું ઐતિહાસિક પ્રવચન 'સર્વોદય' અને 'હરિજન'માં મોકલી ચૂક્યો છું એટલે અહીં પૂરું નહીં આપું. તે સાંભળતી વખતે મારી અને બીજા શ્રોતાઓની લાગણી કેવી હતી તેનું વર્ણન સંક્ષેપમાં કરીશ.

આખા ઉત્તરપ્રદેશને ઉદ્દેશીને વિનોબાનું આ છેલ્લું પ્રવચન હતું. આજે સવારે બનારસના રાજા આગળ એમણે 'તપની માગણી કરવાનો છુ' એમ કહ્યું હતું. બાબા રાઘવદાસ અને કરણભાઈનાં ભાષણો ભલભલાને પ્રેરણા આપે એવાં હતાં. આ બધાંને અંતે વિનોબાનું ભાષણ અત્યંત તેજસ્વી થશે એવી તો મારી કલ્પના હતી, પણ ચાર કલાકના ખીચોખીચ કાર્યક્રમને અંતે વિનોબા આટલા બધા અંતર્મુખ થઈ જશે એવી મારી કલ્પના નહોતી. પણ એ હુ કલ્પી નહોતો શક્યો એમાં મારી બુદ્ધિની કમી હતી; કારણ વિનોબા જ્યારે આ બધાં ભાષણો સાંભળી રહ્યા હતા ત્યારે એમની તરફ મેં ધ્યાનથી જોયુ હોત તો હું આટલુ તરત સમજી જાત. વિનોબા તો જ્યારે એમને વિષે શ્રદ્ધાના ઉદ્ગારો બોલાઈ રહ્યા હતા ત્યારે પોતાના રેંટિયા ઉપર પચાસથી સાઠ આંકનું ઝીણું સૂતર અતૂટ કાંતવામાં મગ્ન હતા.

જ્યારે કોઈ ગંભીર ભાષણ આપવાનું હોય છે ત્યારે વિનોબા ઉદ્બોધન કરતાં પહેલાં કોઈ શ્લોક બોલે છે. આજે પણ બોલ્યાઃ

तमेतं ब्राह्मणाः विविदिषन्ति । यज्ञेन दानेन तपसा अनाशकेन ।

પહેલાં બે વાક્યો જેવાં વાક્યો અનેક વાર એમને મોઢે સાંભળ્યાં છે, પણ આજે તેઓ આમ શરૂઆત કરશે એમ નહોતું ધાર્યું. 'આજે પહેલું કામ તો એ કરીશ કે તમને સૌ નારાયણસ્વરૂપોને ભક્તિભાવથી પ્રણામ કરીશ. બીજુ કામ એ કરીશ કે આ અગિયાર માસના સમયમાં જે જે કાર્યકર્તાઓ સાથે મારો સંબંધ થયો છે, એમની સાથેની વાતચીતમાં કોઈ કોઈ વાર કઠોર વચનોનો પણ ઉપયોગ

કરવો પડ્યો હોય તો તેને માટે હું તમારી ક્ષમા માગું છું.'

મેં ઉપર જોયું તો કરણભાઈ આંખો લૂછતા હતા. મારી આંખોમાં પણ આંસુ આવી ગયાં. 'નારાયણસ્વરૂપ' શબ્દે મને ખૂબ પ્રભાવિત કર્યો હતો. નારાયણ નામધારી મને પણ આ સંત 'નારાયણસ્વરૂપ' માને છે. સ્વરૂપને બદલે સ્વરૂપોથી મારામાં પણ એક વ્યાપક ભાવના આવી ગઈ. તે ઘડીએ તો મને પણ બધામાં મારું જ રૂપ દેખાવા લાગ્યું.

આંસુને લીધે–આંસુ કેમ આવ્યાં તે હું જાણતો નથી, દુઃખના આંસુ આ નહોતા, હર્ષનાં પણ નહોતાં–ભક્તિભાવનાં ઉદ્રેકનાં હોય તો કોણ જાણે. આ સંત મારા અંતરને ઉદાત્ત સપાટી ઉપર લઈ જનારી વાણી ઉચ્ચારી રહ્યો હતો; એટલે એને અંજલિરૂપ આ આંસુ હશે. આંસુને લીધે–કાગળ પર અક્ષર દેખાતા નહોતા, તો ય હું નોંધ કર્યે જતો હતો.

'મારે માટે તો, આજનો દિન અંતર્નિરીક્ષણ હતો, ને મેં આજે ઠીક ઠીક નિરીક્ષણ કરી લીધું છે. આટલું કઠણ કામ કરવાની જવાબદારી પરમેશ્વરે જેની ઉપર રાખી છે તેણે એને લાયક બનવું જોઈએ. હું વિચારતો હતો કે યજ્ઞ અને દાન શબ્દ તો આપણે ચલાવ્યા, પણ તપ શબ્દ પર જોર દીધા વગર યજ્ઞ અને દાન સિદ્ધ નહિ થાય....આ દિશામાં મેં ખૂબ વિચાર કર્યો અને એ નિર્ણય પર આવ્યો કે મારે કાંઈ ત્યાગ કરવો જોઈએ. શું ત્યાગ કરું? તો વિચાર કર્યો કે, જ્યાં સુધી આ કોયડો ઊકલે નહિ ત્યાં સુધી–' આટલું બોલીને વિનોબા અંતર્મગ્ન થઈ ગયા. પોતાની પ્રતિજ્ઞાને એ અંતરાત્મા આગળ છેલ્લી વારની નિશ્ચિત ભાષામાં રજૂ કરી રહ્યા હતા–બહાર હજારો કાન એમના બોલ ઝીલવા

આતુર હતા. ઘણાનાં દિલમાં એમ હતું કે, વિનોબા ઉપવાસ તો નહિ કરી બેસે ને? એ વિષે મારા દિલમાં ખાતરી હતી કે નહિ કરે. ઉપવાસને વિનોબા તદ્દન છેલ્લું શસ્ત્ર ગણે છે, અને હજુ તો આવતી કાલે બિહાર બાજુ જવું બાકી છે. વિનોબા બોલ્યા: 'જ્યાં સુધી આ કોયડો નહિ ઊકલે ત્યાં સુધી આશ્રમનો આશ્રય છોડીશ....હવે હું 'રઘુપતિનું બાણ' બની ગયો છું, મારું લક્ષ્ય પૂરું કર્યા વિના પાછો નહિ ફરું!' ત્યાર પછી વિનોબાએ ભૂદાન સમિતિ અંગે પોતાનો સંતોષ વ્યક્ત કર્યો.

આ ભાષણના છેલ્લા શબ્દો ઉત્તરપ્રદેશ પાસેથી વિદાય લેતી વખતે ઉચ્ચાર્યા હોય એવા હતા. 'મારા દિલમાં તમારે માટે જે પ્રેમ છે, તેને હું શબ્દોનું રૂપ નથી આપી શકતો. ઉત્તરપ્રદેશમાં મને તમારા પ્રેમથી જે પોષણ મળ્યું છે, એટલું અહીં અન્નજલથી નથી મળ્યું. હું ઇચ્છું છું કે, આ પ્રેમ મારા આ તુચ્છ શરીર પર ન હોય, પણ ભૂદાન યજ્ઞના વિચાર પર, સત્ય-અહિંસા પર હોય. હું ફરી તમને એક વાર પ્રણામ કરું છું.'

દીવાબત્તી થઈ ગયાં હતાં, સભા પૂરી થઈ ગઈ હતી. ચાર કલાકથી જે લોકો ખંડમાં બેઠા હતા એમને ઘેરે જવાનું મોડું પણ થતું હશે, પણ વિનોબાના શબ્દોની અસર એવી થઈ હતી કે, થોડી વાર સુધી કોઈ ત્યાંથી હાલ્યું કે ચાલ્યુ નહિ.

લોકો ઊઠીને ધીરેધીરે, શાંતિપૂર્વક બહાર જતા હતા, ત્યારે માઈક્રોફોન પર સંભળાતું ગીત સૌનાં હૃદયમાં પડઘા પાડતું હતું:

'ભૂમિદાન યજ્ઞ હમ સફલ બનાયેંગે!'

# [૧૭]

## વારાણસીની વિદાય

૧૨-૯-'૫૨

ગઈ કાલના ભાષણની નોંધ પરથી એનું પૂરું ભાષણ ટાઈપ કરાવવામાં રાતના બાર વાગી ગયા હતા. વિનોબા સાથે ફરનારા બે ટાઈપિસ્ટોમાંથી એક પોતાને ઘેર ગયો હતો; એટલે આજ સુધી મારે શ્રીવાસ્તવ સાથે જ સંબંધ આવ્યો છે. એ સત્તર–અઢાર વરસનો છોકરો છે. વિનોબા સાથે જોડાયા પછી જ ટાઈપિંગ શીખ્યો. માત્ર ટાઈપિંગ જ નહિ, દુનિયાદારીનું ભાન પણ ત્યાર પછી જ આવ્યું. ખૂબ મજાનો છોકરો છે. દિવસના સરેરાશ સોળથી અઢાર કલાક કામ કરે છે. એને માથે માત્ર ટાઈપિંગનું કામ નથી; ઑફિસનાં ઘણાં પરચૂરણ કામો એને કરવાનાં હોય છે. એને જોયો ત્યાર પછી જ મને ખ્યાલ આવ્યો કે, હિંદી ટાઈપિંગ પણ આટલું જલદી થઈ શકે છે. ભૂલો પણ પ્રમાણમાં ઓછી કરે છે.

સવારે ત્રણ વાગે ઊઠ્યો ત્યારે સામાન બંધાવા લાગ્યો હતો. હું તો ગઈ કાલે રાતે જ મારી થેલીમાં સામાન ગોઠવીને સૂતો હતો; એટલે મને અર્ધોએક કલાકની ફુરસદ મળી ગઈ. દુર્ભાગ્યે મારી આ ફુરસદનો સમય મારી છત્રીની શોધના નિષ્ફળ પ્રયાસમાં જ ગયો!

વિનોબા અને તેમના સાથીઓનો સામાન બાપુના સામાન કરતાં કાંઈક ઓછો ગણાય, તો ય બાબાજીની લંગોટી સાવ ટૂંકી તો નથી જ! વિનોબા પોતાની સાથે પોતાની ચોપડીઓ વેચાણ માટે ફેરવે છે, એની નકલોનો મોટો પહાડ સીંચાયે-

લો હોય છે. ઉપરાંત એમનું સાઇક્લોસ્ટાઇલ મશીન અને તેની આસપાસ વીંટળાયેલો સંસાર એ પણ ઠીકઠીક વજનનો સામાન થઈ જાય છે. અપરિગ્રહી વિનોબા પાસે મહાદેવી તાઈએ જે વાસણો વગેરેનો સંચય કર્યો છે, એ પણ કાંઈ નાનોસૂનો નથી. વિનોબાનું ધ્યાન આ બધાં તરફ ગયું છે અને બિહાર-યાત્રામાં એ ઓછા કરવાની કેટલીક યોજનાઓ વિચારાઈ રહી છે, એમ મને જાણવા મળ્યું. આ સામાન એક ટ્રંકમાં આવે છે. કેટલોક તાત્કાલિક જરૂરનો સામાન બધા પોત-પોતાની સાથે થેલીઓમાં ભરી લે છે.

ચાર વાગે નિયમ પ્રમાણે કાશી વિદ્યાપીઠમાં પ્રાર્થના થઈ. આજે પણ શાસ્ત્રીજીનું ભજન બહુ મીઠું થયું હતું. સામાન્ય રીતે વિનોબાની પ્રાર્થનાઓમાં સંગીત સાથે બહુ લેવાદેવા નથી હોતી. એનો અર્થ એ નહીં કે વિનોબાને સંગીત નથી ગમતું. તેઓ જાતે બહુ મીઠા અવાજે ગાઈ શકે છે અને સંગીતના એક સરસ પારખુ છે. એનો અર્થ એટલો જ કે વિનોબા પાસે આજકાલ કોઈ સારું ગાનારું નથી અને પ્રાર્થનામાં જે ગીત ગવાય છે તેના બે-સૂર અને બે-તાલ સાંભળી લેવા જેટલી વિનોબા ધીરજ બતાવે છે. પ્રાર્થનામાં આજે રોજ કરતાં ભીડ વધારે હોય એ સ્વાભાવિક હતું. આજે કાશીનગરીમાં વિનોબાની આ છેલ્લી પ્રાર્થના હતી.

પ્રાર્થના પૂરી થતાંની સાથે જ વિનોબા નીકળી પડ્યા. મને જોડા પહેરવામાં એકાદ મિનિટ મોડું થયું, એટલામાં હું જે પાછળ પડ્યો તે અંતર તો હું ઠેઠ છ વાગે છએક માઈલ ચાલ્યા પછી જ કાપી શક્યો, કારણ એમની અને મારી વચ્ચે જે ભીડ હતી તે સહેજ ઓછી થાય તો એમની

સાથે થાઉં ને?

વારાણસીની વિદાય ભવ્ય હતી. સવારે સાડાચાર વાગે આખું નગર વિનોબાને વિદાય આપવા માટે યાત્રાના પથ પર ઊલટયું હતું. મારી આગળપાછળ હજારો લોકોની ભીડ હતી. એ ભીડમા આગળ વિનોબા પાસે શું થાય છે એ જાણવુ મુશ્કેલ હતું એટલે અત્યાર સુધી કાશીમા રહીને જેમની સાથે મારી દોસ્તી થઈ ગઈ હતી એવા ચહેરા દેખાય ત્યારે મે એમની પાસે વિદાય લેવા માડી એટલામા તો પાછળથી 'દડબડ દડબડ' કેટલા ય લોકોના જોડાના અવાજ તાલબદ્ધ આવતા સભળાયા રાષ્ટ્રીય સ્વયસેવક સઘના સેકડો સૈનિકો પાછળ રહી ગયા હતા, તે બધા તાલબદ્ધ રીતે દોડતા આવતા હતા. આ લોકોની કૂચદોડ પૂરી થઈ એટલામા સામેથી એક ટોળુ બેડ વગાડતું આવી પહોચ્યુ. કોઈ ઊચી જગાએ ચડ્યા વિના કેટલી મેદની થઈ હતી એનો અદાજ કાઢવો મુશ્કેલ હતો ત્યા તો કોઈ કે પોકારો શરૂ કર્યા: 'સત વિનોબા કી જય,' 'ભૂદાન યજ્ઞ સફલ કરેગે.' આખા સમૂહમા આ જયઘોષોના મોજા ઊઠતા કોઈ વાર આગળથી પોકારો શરૂ થાય તે ગુજતા ગુજતા પાછળ આવે, કોઈ વાર પાછળનુ મોજું આગળ પહોચી જાય. મારી પાસે માત્ર એક જ કામ રહી ગયુ હતુ આ ભીડ સાથેસાથે આગળ ઘસડાવાનુ

એક વાર પોકારો જરાક શાત પડી ગયા અને તરત જ ધૂન શરૂ થઈ: 'રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન સીતારામ.' ધૂન આગળથી કોઈક ગવડાવતુ હતું. ગવડાવનારો અવાજ હુ ચાલતો હતો ત્યા સુધી પહોચતો ન હતો, પણ ઝીલનારાઓનો અવાજ પહોચતો હતો. બધાની સાથે હુ

પણ ધૂન ઝીલવા લાગ્યો. બાપુની પ્રાર્થનાઓમાં છેવટના દિવસોમાં કેટલીક વાર આવી ધૂન બોલાતી. આવી ધૂનોમાં માણસ કોઈ વાર પોતાનું પોતાપણું વીસરી જાય છે ત્યારે એને સામુદાયિક પ્રાર્થનાનું મહત્ત્વ સમજાય છે. હજાર હજાર કંઠે એક જ શબ્દો, એક જ તાલમાં નીકળતા હોય ત્યારે આપણે પોતાનું જ વિશ્વરૂપ દર્શન કરતા હોઈએ એમ લાગે છે. મારી આસપાસના ચહેરાઓમાં કેટલું વૈવિધ્ય હતું! એ લોકોનાં કપડાં જુદાં હતાં. કેટલીયે ભાષા બોલનારા લોકો આ હશે! અનેક રાજનૈતિક પક્ષોને માનનારા લોકો પતિત-પાવન સીતારામ બોલવામાં કેવા એક થતા હતા!

કાશી શહેર પૂરું થયું અને ગંગા ઉપરનો માલવીય પુલ આવ્યો. અહીંના ફાટકથી જનતાનો બહુ મોટો હિસ્સો પાછો ફર્યો, પણ તો ય હજારેક લોકો પુલ ઉપર આવ્યા હતા.

અરુણોદય થતો હતો. લોકસંજીવની ગંગા માતા નીચેથી બેય કાંઠે છલોછલ ભરેલી વહી જતી હતી. ઉપર-થી જતો હતો, સર્વોદયના અરુણોદય સમાન ભૂમિદાન યજ્ઞનો સંદેશો લઈને લોકોમાં સંજીવનનો સંચાર કરનાર આ સુકલકડી શરીરવાળો સંત. ભાગીરથી ગંગે! તેં આવું દૃશ્ય સૈકાઓ પછી જોયું હશે, નહિ?

કલકત્તાના શેઠિયા છે, પણ આખી સંપત્તિ વિનોબા કહે એ રીતે વાપરવાનુ લખાણુ કરી આપ્યુ છે. 'ટ્રસ્ટીશિપ'નો આ એક પ્રયોગ છે. વિનોબાએ ટ્રસ્ટના કાગળિયા પર એક શરત મૂકી હતી, 'મારા અંગત ખરચ માટે જે રકમ રાખીશ તેના ઉપયોગમા બને ત્યાં સુધી ગ્રામોદ્યોગી વસ્તુ ઓનો જ ઉપયોગ કરીશ.' મહાવીરપ્રસાદ કહે: 'મોટર અને પેટ્રોલનુ શું થશે?' વિનોબા કહેતા હતા. '' બને ત્યાં સુધી' છે ને, ધીરધીરે એનો ઉપયોગ ઓછો કરી નાખજો.' પણ એમને રોકીને મણિબહેને કહ્યું: 'મોટરની શી જરૂર છે? ઘોડાગાડી રાખજો' મોટર અને ઘોડાગાડી બન્ને ઘણા લોકો માટે સરખા દુર્લભ સાધનો છે, એ હુ જાણુ છુ. પરંતુ હુ એ પણ જાણુ છુ કે આ વાક્ય એક એવી બહેન ના મોમાથી નીકળ્યુ હતું કે જે જિંદગીમાં મોટર વિના ભાગ્યે જ ઘરની બહાર નીકળી હોય.

ભૂદાન યજ્ઞ અંગે જયપ્રકાશ નારાયણ કહે છે તે વાક્યો આ 'ટ્રસ્ટીશિપ'ની ખૂબ ચર્ચાયેલી પ્રક્રિયાને પણ લાગુ પડે છે· 'વિનોબાજી સમાજનું બાહ્ય રૂપ પણ બદલી રહ્યા છે અને વ્યક્તિને પણ બદલાવી રહ્યા છે. વ્યક્તિને બદલ્યા વિના સમાજ બદલાય છે તો તે સ્થાયી ચીજ નથી થતી.'

કાશી નગરી અને માલવીય પુલ દેખાતા બંધ થયાં અને અમારો સંઘ સવારના ખુશનુમા વાતાવરણમાં ગ્રાંડ ટ્રંક રોડ પર આગળ ચાલ્યો.

# [૧૮]

## જનતા જાગે છે

૧૨-૯-'૫૨

શહેર છોડીને અમે ગામડાંઓમાં જતા હતા. બનારસમાં વિનોબા રહ્યા તેનું પહેલું અને છેલ્લું અઠવાડિયું બાદ કરીએ તો બાકીના દિવસો ખૂબ શાંત હતા. કાશી વિદ્યાપીઠમાં એક તરફ પ્રાર્થના ચાલતી હોય અને બીજી તરફ ત્યાંના વિદ્યાર્થીઓ ફૂટબૉલ રમતા હોય એવું ઘણી વાર બનતું. પણ ગામડાનાં દૃશ્યો કાંઈ જુદાં જ હોય છે. દાંડીકૂચમાં ગાંધીજી જે ગામમાં બે કલાક રહી ગયા હતા એ ગામડાં પણ હજી યાદ કરે છે કે ગાંધીજી અમારે ત્યાં આવી ગયા હતા અને ફલાણા ચોરા પર બેઠા હતા. સંતનુ આગમન એ ગામડા માટે એક ધન્ય પ્રસંગ હોય છે.

મોગલસરાય સ્ટેશન મોટું છે, પણ ગામ નાનું છે. ત્યાંથી બેએક માઈલ દૂર હતા ત્યારે એક ભાઈ સાઈકલ પર સામે આવી ગયા અને તપાસ કરી ગયા કે વિનોબા ગામથી કેટલા દૂર છે. આ બુઝુર્ગ ભાઈનો સફેદ મૂછોવાળો ચહેરો બિલકુલ યાદ છે, પણ નામ નથી યાદ. ઉત્તરપ્રદેશથી બિહારની હદ સુધીનાં બેત્રણ ગામડાંઓની વ્યવસ્થાની એમની જવાબદારી છે. તદ્દન સામાન્ય કાર્યકર્તા દિલ લગાડીને કામ કરે તો એકલે હાથે શું કામ કરી શકે એનો અંદાજ આ ભાઈના સ્વાગત અને વ્યવસ્થા પરથી મને આવ્યો. એમને વિષે મને ખૂબ માન પેદા થયું.

પણ મોગલસરાયનું સ્વાગત એકલા એ ભાઈનું નહોતું,

જનતાનું હતું: ગામથી એક માઈલ દૂરથી પોકારો સંભળાવા લાગ્યા. કોઈ મોટી ભીડનો સામનો કરવો પડશે એમ વિચારી હું વિનોબાની સાથે થઈ ગયો. વિનોબાએ દુખાયલજીને સાથે બોલાવ્યા. દુખાયલજી સિંધી ભજનીક કવિ છે. તેઓ પોતાની ખંજરી ઉપર બુલંદ અવાજે ગાઈને આખી ભીડને વશમાં લઈ લે છે. આ જ વખતે મને ખબર પડી કે, સવારે કાશીમાં ધૂન ગાતી વખતે પણ વિનોબાએ દુખાયલ-જીને યાદ કરેલા, પણ તેઓ પાછળ પડી ગયા હતા એટલે વિનોબાએ જાતે જ ધૂન બોલાવી હતી.

સામેથી જનતાના પોકારો વધુ ને વધુ સ્પષ્ટ થતા ગયા અને આ બાજુથી દુખાયલજીની ખંજરી ગંભીર નાદે ગાજી ઊઠી: 'દાન કરો, દાન કરો અભિમાનરહિત, તો હોગા બેડા પાર, દે દો અબ ભૂમિ અધિકાર'ના ધ્રુવપદમાં કરણભાઈ સહિત અમે ચારપાંચ જણાએ સાથ પુરાવ્યો, પણ અમારા બધાના અવાજ કરતાં દુખાયલજીનો અવાજ વધુ બુલંદ અને છતાં વધુ મધુર હતો. 'જો બેડે વહ ખાયે ભૈયા' સાંભળીને તો પોકારો પણ જરા વાર થંભી ગયા. 'સંત વિનોબાને હૈ ખતૈયા' સાંભળતાં પોકાર કરાવનારાઓનું જોશ વધ્યું–'સંત વિનોબા કી જય,' 'ભૂમિદાન યજ્ઞ સફલ કરેંગે' વગેરે. બીજાં ગામો કરતાં અહીં એક નવો પોકાર સાંભળ્યો: 'ગીતાપ્રવચનકર્તા કી જય.' વિનોબાના 'ગીતાપ્રવચન'ના કોઈ પ્રેમીએ આ સૂત્ર શરૂ કર્યું હશે એ સ્પષ્ટ છે.

વિનોબાને પોતાની જય લોકો પોકારે એ ગમતું નથી. પણ સહન કરી લેવું પડે છે. ઉત્તરપ્રદેશની યાત્રાના શરૂઆતના થોડા દિવસો એમણે આ પોકારો સામે વિરોધ પણ પ્રગટ કરેલો, પણ પાછળથી 'ભારતમાતા કી જય' અને

'મહાત્મા ગાંધી કી જય'ની રજા કરણભાઈએ એમની પાસે મેળવેલી. એમાંથી 'સંત વિનોબા કી જય' અને 'ગીતા પ્રવચનકર્તા કી જય' સુધી આવી પહોંચ્યું.

દરેક ગામની માફક અહીં પણ વિનોબાના સ્વાગત માટે રસ્તામાં દરવાજાઓ બનાવવામાં આવ્યા હતા, પણ અહીં એ દ્વારોનાં નામ જુદાં હતાં. સામાન્ય રીતે 'જવાહર દ્વાર' 'જયપ્રકાશ દ્વાર' કે 'સાવરકર દ્વાર' જોવામાં આવે છે, અહીં 'રામાયણ દ્વાર,' 'મહાભારત દ્વાર,' 'તુલસી દ્વાર,' 'કબીર દ્વાર' વગેરે દેખાયાં. આધુનિક માણસોનાં નામ કરતાં મને આ નામો ગમ્યાં. જો કે આ દરવાજાઓ ઉપર નામને બદલે એક એક સુભાષિત હોત તો મને વધારે ગમત.

લોકોનું સરઘસ લગભગ પોણો માઈલ લાંબું થઈ ગયું હતું. બધાંના ચહેરાઓ ઉપર એક અપૂર્વ ઉત્સાહ દેખાતો હતો. આ લોકોમાંથી ઘણા રેલના મજૂરો હતા. એમને ભૂમિદાન યજ્ઞ સાથે કાંઈ સીધો સંબંધ નહોતો. એમની પાસે આપવા માટે જમીન નહોતી અને જમીન લેનાર તેઓ ઉમેદવાર પણ નહોતા. છતાં આ ઉત્સાહ શાનો? વિનોબા કોઈ હડતાળો પડાવનાર કે ભથ્થું વધારાવી આપનાર નેતા નહોતા, કોઈ પણ રાજકીય પક્ષના 'નેતા' નહોતા, છતાં એમને વિષે આ આકર્ષણ શાનું?

આ પ્રશ્નનો જવાબ આચાર્ય કૃપાલાનીએ એક વખત આપ્યો હતો. ભૂદાન યજ્ઞનું ખુલ્લા દિલથી સ્વાગત કરનાર સૌથી પહેલા રાજનૈતિક નેતા કૃપાલાની હતા. બીજા નેતાઓ જ્યારે એ વિષે ઉદાસીન હતા ત્યારે એમણે ભૂદાનને આવકાર આપતું નિવેદન કોઈની પણ માગણી વિના બહાર પાડયું હતું, એટલું જ નહિ પણ પોતાની અસર તળેના કાર્યકર્તા-

ઓનું એક સંમેલન બોલાવી તેમને આદેશ આપ્યો હતો કે, ભૂદાનનું કામ ઉપાડી લેજો. કૃપાલાનીની આ એક મહત્ત જ કહેવાય. છેલ્લાં ત્રણચાર સર્વોદય સંમેલનોમાં તેઓ ઊંચી અવાજે એમ કહેતા આવ્યા છે, કે જો ગાંધીવાળાઓએ પોતાનો કાર્યક્રમ આગળ ધપાવવો, હશે તો સત્તા કબજે કરવી પડશે. અને એમનાં મંતવ્યોનો જો કોઈ માણસે વધારે માં વધારે સ્પષ્ટ ભાષામાં વિરોધ કર્યો હોય તો તે વિનોબાએ. એમના કાર્યક્રમમાં પોતાના બધા સાથીદારોને ખંત પૂર્વક લાગી જવાનું કહેવું, એ એક ખેલદિલીની વાત હતી. આ કાર્યકર્તાઓ આગળ કૃપાલાનીજીએ મેં ઉપર પૂછયો છે એ પ્રશ્નનો જવાબ પોતાની લાક્ષણિક શૈલીમાં આપ્યો હતો. એમણે કહ્યું હતું: 'તમારે એ બરાબર સમજી લેવું જોઈએ કે હિંદુસ્તાનની જનતાનું સાચું નેતૃત્વ કદી ધોતિયાવાળા કે સુરવાળવાળાઓનું નહીં રહે, એ તો લંગોટીવાળાના હાથમાં જ રહેશે!'

એમના કહેવાનો અર્થ એટલો જ હતો કે, ભારતની જનતા હમેશાં 'ભદ્ર સંસ્કૃતિ' પાછળ નહીં, 'સંત સંસ્કૃતિ' પાછળ વળશે. મોગલસરાયના આ રેલ કામદારોને વગર પત્રિકાએ વગર જાહેરાતે ખબર પડી ગઈ હતી કે 'સંત સંસ્કૃતિ'નો કોઈ પ્રતિનિધિ એમની વચ્ચે આવ્યો છે. અમીરી અને ગરીબીના વિસર્જનનો અને સર્વોદયના ઉદયનો ડંકો બજાવતો; એટલે જ તેઓ એની પાછળ આમ ઘેલા બનીને આવ્યા હતા.

મુકામ પર પહોંચતાંની સાથે લોકોની જે ભીડ એકઠી થઈ હોય છે, તેને ઉદ્દેશીને વિનોબા પાંચેક મિનિટ બોલે છે. સામાન્ય રીતે તો એટલું જ કહેતા હોય છે કે 'મારે જે કાંઈ કહેવું છે તે સાંજની સભામાં કહીશ. અત્યારે તો

એટલું જ કહીશ કે મારા વિચારો જાણવા હોય તો 'ગીતા પ્રવચન' વાંચો.' પણ આજની સભામાં આસપાસ છોકરાઓ બેઠા હતા અને માઈક્રોફોન નહોતું તેથી વિનોબાએ બાળકોને ભૂમિદાન અંગે વાતો કરી. વિનોબા એક સારા બાળ શિક્ષક છે. પોતાની સભામાં તેઓ કોઈ કોઈ વાર બાળકો સાથેની વાતચીતને મહત્ત્વ આપે છે ત્યારે મારા શિક્ષકદિલને ખૂબ આનંદ થાય છે!

સાંજની સભાની તૈયારી બપોરથી જ થવા લાગી હતી. વરસાદ ગમે ત્યારે પડે એવો ડર હતો તેથી મોગલસરાયના સિનેમાગૃહનો ઉપયોગ સભાખંડ તરીકે કરવામાં આવ્યો હતો. ઉપર–નીચેની બધી જગા ભરાઈ ગઈ; પછી લોકો બહાર ઊભા રહ્યા. મોગલસરાય ગામની વસ્તી કરતાં વધારે લોકો સભામાં આવ્યા હતા. આસપાસનાં ગામડાંઓમાંથી લોકોનાં ટોળેટોળાં આવ્યાં હતાં.

આજનું ભાષણ હું ધારતો હતો એના કરતાં લાંબું અને અહીંની જનતા માટે સમજવામાં પણ કાંઈક અઘરું પડે એવું થયુ. વિનોબાએ માનવ અર્થશાસ્ત્ર અંગે પોતાની કલ્પના વિસ્તારથી સમજાવી.

સભા પૂરી થઈ ત્યાર પછી કેટલાક લોકોએ ઊભા થઈને ભૂમિદાન લખાવ્યાં. આમાં એક ઇટવાળાનું એક લાખ ઈંટનું દાન પણ સામેલ હતું. દાન કરનારા મોટા જમીનવાળાઓની પાસે જઈને એમને પહેલેથી સમજાવવા પડે છે. વિનોબા આવે ત્યાર પહેલાં જ એમનાં દાનપત્રો ભરાઈ ગયાં હોય છે, પણ ચઝ કરનારા ખૂબ ગરીબ કિસાનો પાસે તો વિનોબા જાતે જ પોતાના ભાષણ દ્વારા પહોંચી જાય છે. તેઓ સભા પછી જાતે જ ઊભા થઈને પોતાની જમીનમાંથી

વીઘું-વસો લખાવતા હોય છે.

વિનોબાની આ વખતની યાત્રાને પહેલે મુકામે જ એ વાતની સ્પષ્ટ પ્રતીતિ થતી હતી કે ભૂદાનયાત્રાને પગલે પગલે જનતા જાગે છે.

# [૧૯]

## 'ઈશ્વર કૃપા વરસાવે છે'

૧૩-૯-'૫૨

ઉત્તરપ્રદેશનો આ છેલ્લો મુકામ. નાના સરખા આ સૈયદરાજા ગામમાં આજે જે દૃશ્યો જોયાં તે હું ભૂલી નહીં શકું.

રસ્તામાં બેએક ગામડે લોકોની ઠીકઠીક ભીડ એકઠી થઈ હતી. ત્યાં દાન પણ મળ્યાં. ફૂલની માળાઓ પહેરાવનારાઓને વિનોબાએ કહ્યું: 'આ માળાઓ શું હું ભૂમિહીનોને પહેરાવું? ફૂલ લેવા જ હું આવ્યો હોત તો વર્ધામાંય બહુ ફૂલ મળે છે.'

એક ગામડે નાનાં છોકરાઓનું એક મોટું ટોળું વિનોબાની સાથેસાથે જ દોડ્યા કરતું હતું. વિનોબાએ એમને પાછળ પાડવા ઝડપથી ચાલવા માંડ્યું, પણ એ તો રહી વાનરસેના. એ લોકો દોડવા લાગ્યા. પછી વિનોબા પણ દોડવા લાગ્યા; એટલે છોકરાઓએ પોતાની ઝડપ વધારી. આમ ગમ્મત કરતાકરતા બેએક ફર્લાંગ નીકળી ગયા ત્યારે અમે લોકોએ છોકરાઓને સમજાવીને પાછા કાઢ્યા. વિનોબા

ઉત્સાહમાં ને ઉત્સાહમાં દોડતા હતા, પણ એમના શરીર માટે એ સારું નહોતું તેની અમને ચિંતા થતી હતી. પેલા અમેરિકન પત્રકારે સાચી ટીકા કરી: 'It is good for the soul, but not for the heart—અંતર માટે એ રૂડું છે, પણ હૃદય માટે નહિ'. પેલા છોકરાઓમાંથી કેટલાકને મન તો આ આખી જિંદગી યાદ રાખવાનો પ્રસંગ બની રહેશે. એમના અંતર માટે તો આ દોડવું ખરેખર સારું હતું, પણ વિનોબાની છાતી પર એની અસર સારી ન થાય એ સ્પષ્ટ હતું.

સૈયદરાજાનું સ્વાગત મોગલસરાયને આંટી દે એવું હતું. માઈલેક દૂરથી જયઘોષો એકદમ સ્પષ્ટ સંભળાતા હતા. મુકામથી એકાદ માઈલ દૂર સુધી તો રસ્તાની બન્ને બાજુએ તોરણો બાંધ્યાં હતાં. પણ લોકોનું સરઘસ તો દોઢ માઈલ કરતાં પણ લાંબું થઈ ગયું હતું. એ જ જયઘોષો, એ જ પુષ્પવૃષ્ટિ, એ જ ફૂલ ને સૂતરની માળાઓ, એ જ દરશનપ્યાસી આંખો! આ ગામડાંની વસતિ પાંચસો માણસની ભાગ્યે જ હશે. પણ વિનોબા મુકામ ઉપર પહોંચ્યા ત્યારે હજારો માણસોનાં ટોળાં ત્યાં હાજર હતાં અને આ લોકોને ઘેર જમવા જવાની પણ પડી નહોતી કે'શું? આખો દિવસ લોકો આવતા જ ગયા. વરસાદ પડ્યો ને ચાલ્યો ગયો, ધરતી તાજી નાહીને સ્વચ્છ બની હતી ત્યારે સૂર્યાસ્ત-સમયે પ્રાર્થના-સભાનું દૃશ્ય ખરેખર મનોરમ હતું!

ગાંધીજીની ઘણી સભાઓ મેં જોઈ છે, પણ ડેલાંગ (ઓરિસ્સા)માં ગાંધી સેવાસંઘની બેઠક થઈ તે વખતની જાહેર સભાઓ તેમાં અપૂર્વ હતી. હજારો લોકો કલાકોથી આવીને બેઠા હોય—ચૂપચાપ ભક્તિભાવથી. બાપુને માટે જે

મંચ રાખવામાં આવતો તેની ઉપર તેઓ ચડે ત્યારે આ હજારો હૈયાંમાં જાણે વીજળીનો સંચાર થતો. 'મહાત્મા ગાંધીજી કી જય'ના બેત્રણ વાર ઘોષ થતા. બાપુ મંચ ઉપર ઊભા રહી બધાને નમસ્કાર કરતા. પછી મોં પર આંગળી રાખી બધાને શાંત થઈ જવાનું કહેતા અને એ વિશાળ સભા(કેટલીક વાર તો કોંગ્રેસના ખુલ્લા અધિવેશનને પણ આંટી દે એવડી મોટી સભા)માં નીરવ શાંતિ છવાઈ જતી.

મૈયદરાજાની સભામાં જ્યારે વિનોબા મંચ પર ચડીને કાંતવા બેઠા, ત્યારે મને ડેલાંગની એ સભાઓ યાદ આવી ગઈ. 'એવા જ ઉઘાડાં કાળાં શરીરો, એવાં જ ભક્તિનમ્ર નયનો, એવા જ આશા-શ્રદ્ધાન્વિત વદનો!' ભારતના હૈયાનુ દર્શન કરવું હોય તો આવી એકાદ સભા જોવી જોઈએ. દુખાયલજીની ખંજરી રણકી અને ગીત ઊઠ્યું:

તેરે ચર્ખે કી આવાજ મૈંને ગાંવ ગાંવ સુની,
જનતા જાગ જાગ ઊઠી,
ભૂખ ભાગ ભાગ ઊઠી.

બીજું ગીત ચાલ્યુ:

મહેનત સેવા રામકી.
મહેનત ભક્તિ રામકી.
મહેનત પૂજા રામકી.

વિનોબા બોલવાનુ શરૂ કરવાના હતા એટલામાં જ આકાશમાં વાદળાં ઘેરાઈ આવ્યાં. થોડી વારમાં તો બોરબોર જેવાં ફોરાં પડવા લાગ્યાં. એકસાથે હજારો છત્રીઓ ખૂલી, પણ ત્યાંથી કોઈ ભાગ્યુ નહિ. વિનોબાએ છત્રી ન લીધી. એમણે કહ્યું: 'ભાઈઓ, ઈશ્વરની કૃપા આપણી ઉપર વરસી

રહી છે, એની આડે છત્રી ન ધરો. જુઓ, હું ઉઘાડો બેઠો છું, તમે પણ ઉઘાડા બેઠા છો, મારી ઉપર ઈશ્વરની કૃપા વરસી રહી છે, તમે પણ ઝીલી લો.' ટપોટપ છત્રીઓ બંધ થવા લાગી. વિનોબાએ કહ્યું: 'હજુ પેલા ખૂણામાં થોડી છત્રીઓ ઉઘાડી છે. તમે પણ ઈશ્વરના પ્રેમને ઝીલી લો.' અને રહીસહી છત્રીઓ પણ બિડાઈ ગઈ. આ દુષ્કાળગ્રસ્ત વિસ્તારમાં ઈશ્વરે વીસ મિનિટ સુધી પોતાની કૃપા વરસાવી અને આ ફકીરની સાથે ઓછામાં ઓછા પંદર હજાર માણસોએ તેને ઝીલી. ટૂંકી કસોટી કરી વાદળાંઓ પણ વિખેરાઈ ગયાં. વિનોબા કહે: 'ઈશ્વરે આપણી કસોટી કરી અને તેમાંથી આપણે પસાર થયા છીએ. સ્વતંત્રતા પછી એ જ રીતે આપણી કસોટી થઈ રહી છે, ધીરજ રાખીશું અને ત્યાગનો માર્ગ સ્વીકારીશું તો એમાંથી પસાર થઈશું.'

અને આ કિસાનોએ ખરેખર વિનોબાનો પ્રેમસંદેશો ઝીલ્યો. આજે ૧૪૮ લોકોએ લગભગ અઢીસો એકર ભૂમિનાં દાન કર્યાં. પેલા અમેરિકન મિત્રે આજે છાપાંઓને સંદેશો મોકલ્યો: 'જ્યાં રેડિયો કે છાપાં પહોંચતાં નથી, ત્યાં વિનોબાની વાણી પહોંચે છે.' એ ભાઈ રાતે મને કહેતા હતા: 'વિનોબા આ બધું અંતરબળથી કરી રહ્યા છે, બાહ્ય કોઈ શક્તિ એમનામાં છે જ ક્યાં?'

સાચે જ બાહ્ય શક્તિ પર આધાર રાખનારને તો યાત્રાને આ બીજે દિવસે જ થાક જણાવા લાગ્યો છે. ગરમ પાણીએ પગ ઝારવાનું અને પગે માલિશ કરવાનું એમને માટે શરૂ થઈ ગયું છે!

બિચારી કૃષ્ણાને સખત તાવ અને મરડો છે, દક્ષિણ

માંથી કદી બહાર નહિ નીકળેલી આ યુવતીને ઉત્તર પ્રદેશની રસોઈ અનુકૂળ ન આવી. એ સામાન સાથે મોટરમાં આવે છે.

એક અમેરિકન બહેન પણ અમારી સાથે ફરે છે. એનો ઉલ્લેખ તો મેં હજી કર્યો નથી. કાંઈક સમાજવાદી વિચારસરણી ધરાવતી હોય એમ લાગે છે, પણ એનું મોં જોઈને મને ખ્રિસ્તી ચિત્રોમાંની મેરી જ યાદ આવે છે. પહેલે જ દિવસે એ પિટ્રીશિયાને પગને દસે આંગળે આંટણ પડ્યાં, પણ તો ય એ બીજે દિવસે ચાલી અને કહે છે કે 'કાલે પણ ચાલીશ. આ માણસ આટલી વયે ચાલી શકે છે, તો હું કેમ ન ચાલું ?'

ઉત્તરપ્રદેશની ધારાસભાએ એક ઠરાવ કર્યો છે, તે કરણભાઈએ આજે મને બતાવ્યો. ઉત્તર પ્રદેશથી વિદાય થતા વિનોબા માટે એ સારી ભેટ છે:

'ઉત્તરપ્રદેશ વિધાનસભાનું આ સદન ભૂદાનયજ્ઞના પ્રવર્તક આચાર્ય વિનોબા ભાવેનું આદરપૂર્ણ સ્વાગત કરે છે. આ સદનને સંતોષ અને ખુશી છે કે આ રાજ્યના જે જે જિલ્લાઓમાં આચાર્ય વિનોબાજી પધાર્યા છે, ત્યાંની પ્રજાએ એમનું ઉપયુક્ત અભિનંદન કર્યું છે અને ભૂમિહીનોમાં વહેંચવા માટે એમને સંતોષકારક માત્રામાં ભૂમિ મળી છે.

'આ સદનને વિશ્વાસ છે કે આચાર્ય વિનોબાનો આ પવિત્ર સિદ્ધાંત ભારતવર્ષની પરંપરાને અનુકૂળ છે અને દેશની ભૂમિસમસ્યાને ઉકેલવાનું તથા દેશમાં વર્ગહીન સમાજની સ્થાપનાનું બીજ આ સિદ્ધાંતમાં સમાયેલું છે.

'આ સદન આચાર્ય વિનોબા ભાવેને તેમની સફળતા માટે વધામણી આપે છે અને રાજ્યના ભૂમિસ્વામીઓને

અપીલ કરે છે કે, તેઓ હૃદય ખોલીને આ યજ્ઞમાં કાંઈ ને કાંઈ ભૂમિ પોતાની હેસિયત અને શ્રદ્ધા પ્રમાણે આપે. સાથે સાથે જ આ સદન ભૂમિદાનયજ્ઞ અને આચાર્ય વિનોબા દ્વારા વિચારવામાં આવેલી ભૂમિવિતરણની યોજનાને કાયદા-બદ્ધ કરવાનો નિશ્ચય કરે છે.'

# [૨૦]

## અવધથી મિથિલામાં

૧૩–૯–'૫૨

"જય જય રઘુપતિ રાઘવ રાજારામ,
જય પતિત પાવન સીતારામ."

વિનોબાની ટુકડીમાં તો સવારે ત્રણ વાગે ઊઠવાની ઘંટડી વાગે છે, પણ આજે આ ધૂનના નાદે અમે જાગ્યા. શાંતિનિકેતનમાં વૈતાલિક ગાઈને ઉઠાડવાનો રિવાજ છે. મને થયુ કે, વિનોબાને ત્યાં પણ આ રિવાજ દાખલ થયો કે શું?

હકીકત કાંઈક જુદી જ હતી. ધૂન સાથીઓમાંથી કોઈ નહિ, પણ બહાર આંબા તળે બેઠેલી ભજનમંડળી બોલાવતી હતી. આ લોકો રાતના જ અહીં બેઠાબેઠા વાટ જોતા હતા. વિનોબાના ઊઠવાની સૂચના એમને કોઈકે આપી કે તરત જ ઢોલ ઢબૂકયા અને ઝાંઝ ઝણુકયા.

મારી પથારી સંકેલીને બહાર નીકળું એટલામાં તો બીજી બાજુથી બીજી ભજનમંડળીએ શરૂ કર્યું :

"ઈશ્વર અલ્લા તેરે નામ,
સબકો સન્મતિ દે ભગવાન."

બિહારની હદ અહીં ૩-૪ માઈલ પર છે. ઉત્તરપ્રદેશ વિદાય પણ ભક્તિભાવથી આપે છે.

પ્રાર્થના કરતાંકરતાં ચાર વાગે નીકળ્યા ત્યારે, ભજન-મંડળીઓ સહિત લોકોનું એક મોટું સરઘસ અમારી સાથે હતું. પ્રાર્થના પૂરી થઈ, પણ ભજનો ચાલુ રહ્યાં.

વિનોબાના ઉત્તરપ્રદેશના બધા મુખ્ય સાથીઓ આજે અહીં છે. ગઈ કાલે વિનોબાએ કાર્યકર્તાઓ માટે એક પ્રતિજ્ઞાપત્ર બનાવ્યું હતું. જ્યાં સુધી ભૂમિહીનોનો પ્રશ્ન ઊકલશે નહિ ત્યાં સુધી હું ભૂમિદાનયજ્ઞને મારું મુખ્ય કાર્ય બનાવીશ, એવો એનો આશય હતો. એમાં પહેલી સહી વિનોબાની હતી. એની નીચે બીજા ૨૦ જણની સહીઓ હતી. આ બધામાંથી કોઈ આજે અમારી સાથે વાતચીત કરતું નથી. વિનોબા આજે એમનો પ્રદેશ છોડીને જઈ રહ્યા છે, એ કલ્પનાએ એમને મૂંગા બનાવ્યા છે. તેઓ કોઈ કોઈ વાર ભક્તિભાવે ધૂનમાં ભળે છે, બાકીનો વખત શાંત રહે છે.

સામે પારથી કેટલાક બિહારી ચહેરાઓ આ બાજુ દેખાવા લાગ્યા છે. એ લોકો ગંભીર રહેવાનો પ્રયત્ન કરે છે, પણ એમનો હરખ છુપાવી શકતા નથી. આકાશ પણ જાણે ધરતી પરના આ માનવીઓનાં હૈયાં ઉકેલી એનું જ પ્રતિબિંબ પાડતું હતું. પશ્ચિમ તરફના તારાઓની આસપાસ ધુમ્મસ વીંટળાયેલું હતું અને પૂર્વાકાશમાં ચાંદો મરક મરક મલકતો હતો!

દોલતપુરની શાળા પાસે બે મિનિટ થોભ્યા. બાબા રાઘવદાસે યાદ દેવડાવી કે ઉત્તરપ્રદેશમાં પ્રવેશ કર્યો ત્યારે

પહેલા હનુમાનની એક દહેરી પાસે થોભ્યા હતા. જતી વખતે છેલ્લે એક વિદ્યાલય આગળ થોભ્યા એ પણ એક સારો સંયોગ જ હતો.

વિનોબા અહીં કંઈ બોલ્યા નહીં. બાબા રાઘવદાસને બોલવાનું કહ્યું. તેઓ એક જ વાક્ય બોલી શકયા: 'થોડી દેર કે બાદ હમારા ઉત્તરપ્રદેશ ભગવાન કે ઇસ મહાન ભક્ત કો પ્રણામ કરેગા.'

કરણભાઈ તો એટલું પણ ન બોલી શકયા. એમણે તો એટલું જ કહ્યું કે 'ચાલો ઘાટ પર.' એક બાજુ ઉત્તરપ્રદેશ છે, બીજી બાજુ બિહાર છે. વચમાંથી કર્મનાશા નદી વહે છે. નદીને પેલે પારથી બિહારની ભીડના જયઘોષો સંભળાતા હતા. એમનો ઉત્સાહ માતો નહોતો, પણ મારું મન આજે ઉત્તરપ્રદેશ તરફ વધારે સહાનુભૂતિથી જોતું હતું.

અત્યારે અમે જેની સાથે ચાલી રહ્યા હતા એ વિનોબાના ચુનંદા સાથીઓ હતા. અગિયાર માસ સુધી એમણે ભૂમિદાનયજ્ઞની પાછળ દિવસ ને રાત જોયાં નથી. આશા-નિરાશાના કાંઈ કેટલા પ્રસંગો જોયા છે, ભૂલો કરી છે, પસ્તાયા છે, વિનોબાની ધમકી ખાધી છે અને વિનોબાનો પ્રેમ પણ પીધો છે. આ અગિયાર માસ દરમિયાન એ લોકો વિનોબાથી છૂટા પડ્યા છે તો પણ તેમના જ કામ માટે. વિનોબા પાસે એક દિવસ રહી આવેલા માણસને માટે એમની પાસેથી વિદાય લેવી ભારે પડે છે, તો આ તો એમના પરિવારના માણસો. નાનામાં નાની વિગતમાં વિનોબાની સલાહ લેવાની એમને ટેવ પડી છે. વિનોબા સિવાય બીજા કોઈનાં એમણે સપનાં પણ નહિ જોયાં હોય. એ વિનોબાથી છૂટા

કેવી રીતે પડશે?

બન્ને બાજુની જનતા પોકારો બોલાવવામાં એકબીજાને હરાવવા મથતી હતી. બિહાર તરફથી ધ્વનિબાબુ, વૈદ્યનાથ બાબુ વગેરે સ્વાગત કરવા આવ્યા હતા. એ લોકોએ હાર પહેરાવ્યા. ધૂપદીપ બળતા હતા. એક છોકરીએ આરતી કરી ચાંલ્લો કર્યો. મારે કબૂલ કરવું જોઈએ કે મને આ બધી વિધિઓમાં રસ નથી.

બધાને બેસાડતાં થોડો સમય લાગ્યો. ત્યાં સુધી દુખાયલજી 'દે દો અબ ભૂમિ–અધિકાર' ગીત ગવડાવતા હતા. વિનોબા એક પાટ ઉપર માથું નીચું રાખીને ચૂપચાપ બેઠા હતા.

બાબા રાઘવદાસજી અને કરણભાઈ બે શબ્દો બોલતા-બોલતા રડ્યા. એમણે ઉત્તર પ્રદેશ તરફથી નમ્ર પ્રણામ કરી સંકલ્પ શીઘ્ર પૂરો કરવા માટે આશીર્વાદ માગ્યા. જલેશ્વરજીએ આજે જ એક કવિતા બનાવી હતી તે તેમણે ગદ્‌ગદ કંઠે ગાઈ. આખી કવિતા તો યાદ નથી, કાંઈક એવું આવતું હતું કે: 'ઇધર રામ કા ધામ–ઉધર ગૃહ વિદેહ કા;' ઉત્તર પ્રદેશ અરુ બિહાર કા યહ સંગમ હૈ–વગેરે.

વિનોબાજી જાતે પણ ઉત્તરપ્રદેશ પાસેથી વિદાય લેતી વખતે પોતાનાં આંસુ ખાળી ન શક્યા. 'રામજીના એક રાજમાંથી એમના જ બીજા રાજમાં આજે આ ભક્તમંડળી જઈ રહી છે. ભક્તોના એક સમાજથી બીજા સમાજની સંગતિમાં આગે જઈએ છીએ. પાણીનું મોજું ગમે ત્યાં જાય પણ પાણીનું સ્વરૂપ કાંઈ બદલાઈ જતું નથી. એ જ રીતે અમે પણ જ્યાં જઈએ છીએ ત્યાં ભગવાનની સાથે જ

જઈએ છીએ. ૧૧ મહિના આપણે સૌએ માનાપમાન, શીતોષ્ણ, સુખ-દુઃખ સહ્યાં.....' આટલું કહી વિનોબા અટકી ગયા. એમના દીર્ઘ શ્વાસ મને સંભળાતા હતા: થોડીવારે એમણે આગળ ચલાવ્યું: 'તુલસીદાસે ગાયુ છે કે 'વરષા, હિમ, મારુત ધામ સદા સહિકે જો ભજે ભગવાન સયાન સોઈ.' મારા પ્યારા ભાઈઓએ....(કંઠ રૂંધાયો) રામજીના કામ માટે બહુ કષ્ટો વેઠ્યાં. પાંચ લાખ એકર કરવાનો એમણે જે સંકલ્પ કર્યો એ બહુ મોટી હિંમતનું કામ હતું. તે વખતે આ સાવ નવી વાત હતી. હવે હવા બદલાઈ ગઈ છે. હવે હું હજારની વાતો નહીં, લાખોની વાત કરું છું અને મને આશા છે કે, થોડા દિવસોમાં કરોડોની વાત બોલી શકીશ. આ લોકોનો સંકલ્પ પહાડ ઉઠાવવા જેવો હતો. તેઓ એમના ૮ લાખ પણ પૂરા કરી શકશે એવી આશા છે. પરમેશ્વરના આશીર્વાદ એમાં જરૂર મળશે. જ્યાં ભગવાનનું કામ નિષ્કામ બુદ્ધિથી થશે, तत्र श्रीः विजयो भूतिः। મને ભરોસો છે કે આ લોકો થોડા અને નાના છે, પણ દુનિયાના રૂપને બદલી દેશે. રામના જમાનામાં વાંદરાઓએ જ મોટાં મોટાં કામો કર્યાં હતાં. એમ જ્યારે ભગવાન કાંઈક કામ કરાવવા ઇચ્છે છે ત્યારે એ નાના માણસો પાસે જ કામ લે છે. આપણને આપણા કામ વિષે અહંકાર કદી પણ નહિ થાય, કારણ કે આપણે છીએ જ નાના. પરમાત્મા પાસે મારી એટલી જ પ્રાર્થના છે કે, જેણે સદ્‌બુદ્ધિ આપી છે એ જ પ્રેરણા આપતો રહે.'

ઉત્તરપ્રદેશ તરફ મોં કરીને વિનોબા ઉપરોક્ત વચનો બોલ્યા: પછી તેમણે બિહાર તરફ મોં ફેરવ્યું.

# [૨૧]

## બુદ્ધના વિહારમાં

૧૪-૯-'૫૨

'હવે હું તમારા સંરક્ષણ હેઠળ આવું છું.' કહીને અહિંસક ક્રાંતિના સેનાનીએ બુદ્ધ અને અશોકની આ પુણ્ય ભૂમિમા પગલું માંડ્યું.

ભાષણ ટૂંકું જ હતું. પણ એમા એક નવો જ વિચાર વિનોબાએ રજૂ કરી દીધો હતો: '૪ લાખ એકર તો શ્રી ગણેશાય નમઃ પૂરતા હતા. હું અહીં છું એ અરસામાં બિહારનો ભૂમિનો કોયડો ઊકલવો જોઈએ. એને માટે જરૂર પડે તો હું થોડો વખત વધારે રહેવા પણ તૈયાર છું.'

કર્મનાશાના પુલ પર એક દાન થયું. દુર્ગાવતી પહોંચતાં-પહોંચતાં બીજા કેટલાંક નાનાંનાનાં દાન થયાં.

બિહારે લાંબા અરસાથી વિનોબાના આવવાની તૈયારી કરવા માંડી છે. વિનોબાના અગ્રદૂત તરીકે દાદા ધર્માધિકારી અહીં ફરી ગયા હતા. એમના આવવાથી કાર્યકર્તાઓમાં ઠીક-ઠીક જાગૃતિ આવી ગઈ. બિહાર પ્રદેશ કૉંગ્રેસ કમિટીના પ્રમુખે તો એમ કહ્યું હતું કે, વિનોબાનો ભૂદાનયજ્ઞ આપણે માટે પ્રાણવાયુનું કામ કરશે. કેટલાક જિલ્લાઓમાં થોડા કાર્યકર્તાઓ પગપાળા પ્રવાસ કરીને ભૂદાનની હવા નિર્માણ કરવા લાગી ગયા છે. છેલ્લા કેટલાક દિવસોથી બિહારનાં છાપાંઓએ પણ ભૂદાનયજ્ઞને સારું સ્થાન આપવા માંડ્યું છે. પણ હજુ સુધી કોઈએ સીધી જમીનની માગણી નથી કરી અને તેને લીધે જ આ પ્રાંતમાં ભૂદાનયજ્ઞમાં કેટલી

સફળતા મળશે એ વિષે કોઈ કાર્યકર્તા વિશ્વાસપૂર્વક કહી શકતા નથી.

દુર્ગાવતી નદીના પુલ ઉપર વિનોબાનું ફરી પાછું સ્વાગત થયું. ઉત્તરપ્રદેશના મેરઠ જિલ્લામાં વિનોબા ફરતા હતા ત્યારે તો કેટલાંક ગામડાં એવાં પણ જતાં કે જ્યાંથી વિનોબા પસાર થઈ જાય અને કોઈને ખબર પણ ન પડે, પણ એ આજથી એક વર્ષ પહેલાંની વાત થઈ. એક વર્ષમાં ઉત્તરપ્રદેશની જનતા જાગી હતી અને તેથી બિહાર-યાત્રાના આરંભથી જ લોકોનાં ટોળેટોળાં એકઠાં થવા લાગ્યાં.

કર્મનાશાથી દુર્ગાવતી સુધી આખે રસ્તે હજારો લોકો વિનોબાને દર્શને આવ્યા હતા. એક સાવ નવી ઘટના જોઈ. ઉત્તરપ્રદેશમાં કદી નહોતી આવતી એટલી બહેનો અહીં આવી હતી. અલબત્ત, આ બધી બહેનો અત્યંત દરિદ્ર પરિવારોની દેખાતી હતી. બાબુ લોકોની સ્ત્રીઓ તો અહીં પણ પડદા પાછળ જ હોય છે. એક બીજી ઘટના પણ નવી જોઈ. આ બહેનો પોતાનાં જુદાં ટોળાં બનાવીને ભોજપુરી ભાષામાં ભૂમિવાળા બાવાની જય બોલાવતી હતી. સ્વયં-સેવિકાઓ કે સત્યાગ્રહી બહેનો સિવાય સામાન્ય બહેનોને આમ પોકારો કરાવતી કદી નહોતી સાંભળી.

દુર્ગાવતી ગામમાં બિહાર ધારાસભાના એક-બે સભ્યો અને મધ્યસ્થ ધારાસભાના એક સભ્ય વિનોબાને મળવા આવ્યા હતા. એ લોકો પોતાની સાથે બિહારનાં તાજાં છાપાં લાવ્યા હતા. બધાં છાપાંઓએ વિનોબાનું હૃદયથી

આખો અંક વિશેષાંક નહોતો છતાંય ભૂમિદાન અંગેની સામગ્રીથી ભરેલો હતો. તંત્રીસ્થાનેથી એક સારો લેખ ભૂદાન અંગે આપ્યો હતો.

'રાષ્ટ્રવાણી' છાપું બિહારમાં 'આજ'નું સ્થાન લે તો નવાઈ નહીં. તેણે વિનોબાના બિહારપ્રવેશના સમાચારને આઠ કતારનું મથાળું આપ્યુ હતું. 'રાષ્ટ્રવાણી'ના કેટલાક અંકો મેં બનારસમાં પણ જોયેલા. ત્યારે પણ એ ભૂમિદાન-યજ્ઞમાં ખૂબ રસ લેતું હતું. 'રાષ્ટ્રવાણી'માં બિહારના પ્રસિદ્ધ કવિ શ્રી રામધારીસિંહ 'દિનકર'ની બે કવિતાઓ ભૂમિદાન અંગે આવી હતી. વિનોબા એ કવિતાઓ જોઈ ગયા. એમને નીચેની બે લીટીઓ ખૂબ ગમી :

जमीन दो कि भूमिहीन लोग काम पा सकें;
उठा कुदाल बाजुओं का जोर आजमा सकें ।

રામદેવબાબુ અહીં મળ્યા. તેઓ કર્મનાશાના પુલ પરે નહોતા આવ્યા, કારણ કે દુર્ગાવતીના મુકામ પર પાયખાનાના ખાડા ખોદવાના બાકી હતા. મને આશા છે કે બિહારમાં રામદેવબાબુ કૃષ્ણભાઈનું સ્થાન લેશે. રામદેવબાબુ બિહાર ખાદી સમિતિના એક સ્તંભ છે. બધાં રચનાત્મક કાર્યોનો એમને જાત–અનુભવ છે. કોઈ રાજકીય પક્ષમાં પડ્યા નથી તેથી બધા પક્ષોનાં દિલ જીતી શકશે. સામાન્ય રીતે બિહાર-ના કાર્યકર્તાઓ વિષે એ ફરિયાદ હોય છે કે, એ લોકોમાં શ્રદ્ધા ખૂબ હોય છે, પણ કાર્યદક્ષતા ઓછી હોય છે. રામ દેવબાબુને વિષે કાર્યદક્ષતા ઓછી છે એવો આક્ષેપ કોઈ કરી ન શકે.

રામદેવબાબુ વિનોબાને પગે લાગ્યા ત્યારે વિનોબાએ કહ્યું : 'તમને વાયદો કર્યો હતો ને, તે હું આ આવી પહોંચ્યો !'

રામદેવબાબુએ સુંદર જવાબ આપ્યો : 'હવે અમારે અમારો વાયદો પૂરો કરવાનો છે.'

આજે આખો દિવસ અમારી સ્થિતિ તો પ્રાણી-સંગ્રહાલયનાં પ્રાણીઓ જેવી હતી. અમે નાહવા જઈએ, ખાવા જઈએ કે ઓરડામાં બેસીને કાંઈક કામ કરતા હોઈએ, આખો વખત લોકોનું એક લંગર અમને લોકોને જોવા માટે હાજર જ હોય. અમે સમજાવ્યું કે, અમે તમારા જેવા જ માણસો છીએ. વિનોબા પણ એવા જ એક માણસ છે, પણ છતાં ય તમારે દર્શન કરવાં હોય તો એમના ઓરડા પાસે જાઓ. અમારામાં કશું જોવા જેવું નથી.' પણ એ લોકો શાના માને ? બીજી પણ અનેક રીતે સમજાવવાની કોશિશ કરી જોઈ, પણ વ્યર્થ. મને તો એમ લાગ્યું કે આ લોકોને સમજાવવા જવાથી એ લોકો વધારે ખુશ થાય છે કે 'ચાલો સંતજીના સાથીઓએ અમારી સાથે વાત કરી.' આખો દિવસ આમ લોકોની નજરના ભોગ બનીને કામ કરવું એ બહુ મુશ્કેલ કામ છે !

લખવાનું છોડીને મેં ફરવા માંડ્યું. લાલ ટોપીઓ જ્યાં ફરતી હોય ત્યાં દૂરથી જણાઈ આવતી હતી. સમાજવાદીઓનો પોકાર 'ભૂખી જનતા ચૂપ ન રહેગી' જો કે 'ભૂદાનયજ્ઞ સફલ કરેંગે' અને 'સંત વિનોબા કી જય' કરતાં જરા જુદી ભૂમિકા સૂચવી જતો હતો. અહીંની પોલીસની ટોપીમાં પણ લાલ રંગ હોય છે, એટલે કોઈક વાર દૂરથી કહેવું મુશ્કેલ પડતું કે, આ સરકારી નોકર છે કે સમાજવાદી કાર્યકર્તા છે.

નાના સરખા ગામના પ્રમાણમાં આઠેક હજાર માણસોની સભા બહુ સારી ગણાય. સૂત્રયજ્ઞ વખતે દુખાયલજીએ

રાખેલા મુજબ ગીતો ગાયાં. બિહારના કાર્યકર્તાઓ દુખાયલજીનાં ગીતો પર મુગ્ધ છે. સભાના આરંભમાં એક સમાજવાદી ભાઈએ સ્વાગત-કાવ્ય ગાયું. એનું ધ્રુવપદ યાદ છે:

'સંત વિનોબા નિકલ પડે હૈં, શોષણ કી બુનિયાદ મિટાને!' બિહારના સ્થાયી સાથી કાર્યકર્તાઓમાંથી પહેલી સભામાં બોલવા કોઈ તૈયાર નહોતું થતું. બધાએ કરણભાઈને જ ઊભા કર્યા. કરણભાઈની કર્મભૂમિ ઉત્તરપ્રદેશ છે, પણ જન્મભૂમિ બિહાર છે એટલે એમને બિહારમાં બોલવાનો અધિકાર પણ છે! પરંતુ પહેલા જ ભાષણમાં કરણભાઈએ ચેતવણીનો સૂર કાઢ્યોઃ 'અગિયાર માસના મારા અનુભવ ઉપરથી મારા ગુરુજનોને ચેતવણી આપું છું કે, આ અવસર ચૂકશો તો આપણાં સંતાનો આપણને લ્યાનત આપશે.'

વિનોબાનું ભાષણ દુર્ગાવતીના ગામડિયા લોકો સમજી શકે એના કરતાં ઊંચી કક્ષાનું હતું, કારણ તે આખા બિહારને ઉદ્દેશીને અપાયલુ હતું. તેમાં એમણે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને આધુનિક અર્થશાસ્ત્રની વિશદ છણાવટ કરી હતી. સભામાં આવેલા ભણેલાગણેલા લોકો વિનોબાનો વાગ્પ્રવાહ સાંભળી મુગ્ધ થઈ ગયા. જે લોકો ભણેલાગણેલા નહોતા એ લોકો તો પહેલાંના જ મુગ્ધ હતા. એમના સરળ હૃદયને એક વાત સમજાઈ ગઈ હતી– આ એક સંત છે. તે આપણા સૌના ભલા સારુ ફરે છે.

પેલા સમાજવાદી મિત્રે એમના કાવ્યમાં વિનોબાની સરખામણી બુદ્ધ સાથે કરી હતી. તેનો ઉલ્લેખ કરીને વિનોબાએ કહ્યું: 'બુદ્ધનાં ચરણચિહ્નો ઉપર હું ચાલું છું એ વાત સાચી છે, પણ મારી અને એમની તુલના ન

કરવી જોઈએ. એમની આગળ હું ખૂબ તુચ્છ છું. પણ એક વાત સમજવી જોઈએ. બુદ્ધ કરતાં હું ઘણો જ તુચ્છ છું, પણ અહિંસા વિષે એમનાથી થોડું આગળ જોઈ શકું છું, કારણ હું એમના પછી જન્મ્યો છું.' આ વાતને સમજાવતાં વિનોબાએ એક સરસ દાખલો આપ્યો: 'બાપ કરતાં દીકરો નાનો હોવા છતાં એના ખભા ઉપર ચડ્યો હોય તો બાપ કરતાં દૂરનું ક્ષિતિજ જોઈ શકે છે, તેમ જ બુદ્ધનું અને મારું છે, પણ તેથી મારી અને એમની તુલના કરવાની ન હોય!'

## [૨૨]

## પાળેલો હાથી

૧૫-૯-'૫૨

રામદેવ બાબુ કહે: 'ફરી પાછા ચંપારણ સત્યાગ્રહના અને ૧૯૨૧ના દિવસો આવ્યા લાગે છે. બાપુની આસપાસ ત્યારે આવાં જ ટોળાં ઊલટતાં.' હું પણ આજનાં આ દશ્યોમાં મારા જન્મ પહેલાંનો ઇતિહાસ જોવા લાગ્યો.

દુર્ગાવતીથી ભભુઆ બારસું સત્તર માઈલ થતું હતું. બિહારના કાર્યકર્તાઓએ પોતાના કાર્યક્રમમાં તેર કે ચૌદ માઈલ છાપ્યુ હતુ. આમ થાય એને લીધે વિનોબાને મુશ્કેલી પડે છે. જેટલા માઈલ ચાલવાનુ હોય એટલા પહેલેથી કહી દે તો વિનોબા એ પ્રમાણેની માનસિક તૈયારીથી નીકળે છે. કહ્યા હોય એના કરતાં વધારે માઈલ થાય, તે દિવસે તેમને ખૂબ વધારે થાક જણાય છે. પાકી સડક હોય-તો ય માઈલ કહેવામાં ભૂલ શી રીતે થતી હશે એ

સમજાતું નથી.

આજે આખે રસ્તે કાલ કરતાં પણ વધારે ભીડ હતી. મુકામ પર પહોંચીને વિનોબા કાંઈ બોલ્યા નહીં. થોડી વાર લાંબા થઈને સૂઈ રહ્યા. બપોરે આરામ મળે એવો તો સંભવ જ નહોતો. ડાક બંગલાના કાચનાં બારણાંઓમાંથી લોકો ડોકિયાં કર્યા જ કરતા હતા. સ્થાનિક કાર્યકર્તાઓની એક સભા રાખી હતી, પણ એ લોકો એટલા મોડા આવ્યા કે એમની સાથે વાતચીતમા વધારે વખત આપી ન શકાયો.

જાહેર સભામા સ્ત્રીઓ અને પુરુષો મોટી સંખ્યામાં આવ્યાં હતા, વીસેક હજારથી ઓછા નહીં હોય. કેટલાક લોકો ઝંડા લઈને આવ્યા હતા. એક બાજુ સમાજવાદી હળ અને ચક્રવાળો લાલ ઝંડો અને બીજી બાજુ રેંટિયાવાળો ત્રિરંગી ઝંડો સામસામે ઊડતા હતા. બન્ને ઝંડા એક જ પુરુષના સ્વાગતે આવ્યા હતા અને હવા બન્નેને એક જ દિશામાં ઉડાડતી હતી એટલુ સારું હતું!

યુગ ફેરવાયો હતો. હવે આ ભૂમિનો કોયડો પણ કાંઈ ઉકલવા માટે પચાસ વરસ સુધી વાટ જોતો બેસી નથી રહેવાનો; માટે આળસ કરશો તે પોસાશે નહીં.'

'પ્રાર્થના-પ્રવચન બહુ સારું થયું.' એમ લખવાનો શો અર્થ છે? જે દિવસે પ્રાર્થના-પ્રવચન કાંઈક ઊતરતા પ્રકારનું થયું હોય એ જ દિવસે નોંધ કરવી જોઈએ. બાકી વિનોબા રોજ રોજ પ્રાર્થના-પ્રવચનમાં પોતાનું હૈયુ ઠાલવે છે.

આજે નાનાંનાનાં થોડાં દાન મળ્યાં. એક મોટું દાન પણ મળ્યું. બેત્રણ ભાઈઓએ સાથે મળીને એક હજાર એકર ભૂમિનું દાન કર્યું હતું. એમાંથી એક ભાઈ વિનોબા પાસે એટલા માટે નહોતા આવ્યા કે દાન કર્યું છે એ બદ્દલ અભિમાન ન થવું જોઈએ. બીજા ભાઈ વિનોબાની આજ્ઞા શી છે, એ જાણવા આવ્યા હતા. તેમને વિનોબાએ કહ્યું: 'હૈદ્રાબાદથી મને જમીન આપનાર મોટા જમીનદારોને હું એક જ વાત કહેતો આવ્યો છું અને તે તમને પણ કહીશ. તમે મારા પાળેલા હાથી બનો. એક વાર જંગલી હાથી પકડાયા પછી એને પાળીને જેમ બીજા જંગલી હાથીઓને પકડવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે, તેમ જે જમીનદારો મને જમીન આપે છે, તેમણે બીજા જમીનદારો પાસેથી જમીન મેળવી આપવામાં મને મદદ કરવી જોઈએ!'

પેલા ભાઈએ કહ્યું: 'તમને અમારી સેવાની જરૂર હશે તો અમે આપીશું.'

વિનોબાએ કહ્યું: 'સખત જરૂર છે. વગર વિલંબે હવે તમે ભૂદાનયજ્ઞને સફળ કરવાનો પ્રયત્ન કરવા માંડો.'

ફ્રીદદ આનાથી ઊલટા સમાચાર પણ લાવ્યા છે. ગામના કેટલાક જમીનદારો વિનોબાના આવવાથી નારાજ થયા છે

એમ એ કહેતા હતા. ફ્રીડ દિવસ દરમિયાન ગામમાં આંટો મારી આવે છે અને લોકચર્ચા જાણી લાવે છે. એ અમેરિકાના છે એમ સાંભળીને કોઈએ ચા મુકાવી હતી, પણ જેવું એ લોકોએ સાંભળ્યું કે ફ્રીડ વિનોબા સાથે આવ્યા છે, કે તેવી ચાની વાત વામાં ઊડી ગઈ!

ફ્રીડ હિંદી નથી જાણતા તેને લીધે કાંઈક ગેરસમજૂત થઈ હોય તો પણ નવાઈ નહીં અને હકીકત સાચી હોય તો તે પણ કાંઈ ખાસ નવાઈભરેલી તો ન જ ગણાય. પોતાની ભૂમિ 'છીનવવા' આવનારના સાથીને તે ચા અપાતી હશે?

# [૨૩]

## 'જાગિયે રઘુનાથ કુંવર'

૧૬-૯-'૫૨

આજે વિનોબાને ચાલવામાં સારી પેઠે ત્રાસ પડ્યો. મોટા ભાગનો રસ્તો કાદવ ખૂંદતા ચાલવાનું હતું. બિહારના કાર્યકર્તાઓને આજે મેં ઠપકો આપ્યો: 'તમારે વિનોબાને પહેલા મારવા છે કે શું? માત્ર જયઘોષ કરવાથી ભૂદાન યજ્ઞ સફળ થવાનો છે? વિનોબાના શરીરની તમારે પૂરતી કાળજી રાખવી જોઈએ. આવો ખરાબ રસ્તો હોય તો ઓછું ચાલવાનુ રાખવું જોઈએ.' આ લોકોને વ્યવસ્થા કેમ કરવી એ એકડે એકથી શીખવવું પડે એમ છે.

ઉત્તરપ્રદેશમાં હું કરણભાઈને કહેતો હતો કે 'તમે બિહારમાં બહુ દિવસ સાથે ન રહેશો. ઉત્તરપ્રદેશમાં ખરું

કામ તો વિનોબાના ગયા પછી જ કરવું પડશે.' એમને પણ એ સલાહ બરાબર લાગતી હતી. પણ હવે મને એમ લાગે છે કે, વિનોબાની વ્યક્તિગત કાળજી લેનાર અહીં કોઈ ન થઈ જાય ત્યાં સુધી કરણભાઈએ ન જવું જોઈએ. આજે રસ્તામાં ત્રણ વાર કરણભાઈએ વિનોબાને તેડી લીધા હતા! એમના સિવાય બીજાને એ કદાચ સૂઝત પણ નહીં અને એમના સિવાય બીજા કોઈના હાથમાં કદાચ વિનોબા તેડાત પણ નહીં.

આ લોકો જો વિનોબાની ઓરડીની આસપાસ એક-બે સ્વયંસેવકો ગોઠવી દે તો બપોરે તેમને થોડો આરામ મળી શકે એમ હતું. અમે સૂચવ્યુ અને એ વ્યવસ્થા થઈ પણ ખરી.

આજની સભામાં ગઈ કાલ કરતાં લોકો ઓછા હતા. આઠેક હજાર માણસો હશે. પણ સભામાં આજે થોડી ગરબડ થઈ ગઈ. સામાન્ય રીતે સભાના આરંભમાં કરણભાઈ પ્રાસ્તાવિક ભાષણ કરે છે અને પછી વિનોબાનું ભાષણ થાય છે. કરણભાઈ પહેલાં જો કોઈ માનપત્ર આપવાનું હોય અથવા ગીત ગાવાનું હોય તો છૂટ મળે છે, પણ બિહારમાં સ્થાનિક કાર્યકર્તાઓ પણ બોલે એવી કરણભાઈની ઇચ્છા હતી. આજે અહીના એક એમ. એલ. એ. બોલતા હતા એટલામાં બિહાર પ્રાંતના બે પ્રધાનો આવ્યા. તેમને જોઈને પેલા ધારાસભ્યે એમનો ખાસ ઉલ્લેખ કરીને એમનું સ્વાગત કર્યું. પછી એક સમાજવાદી ભાઈ ઊભા થયા. તેમણે ભૂદાન અને વિનોબાને કાંઈ લાગેવળગે નહિ એવું ભાષણ આપી સરકારની ખૂબ નિંદા કરી. એ સ્પષ્ટ હતું કે, સમાજવાદી મિત્રને આવું ભાષણ કરવાની પ્રેરણા બે પ્રધાનોનાં દર્શનથી

જ થઈ હતી. ઉપરાંત આઠેક હજાર શ્રોતાઓ મળી ગયા હતા એ પણ એક કારણ હોય.

કુદરતની રચના જ એવી સુંદર છે કે, બે માણસને લડવું હોય તો તે એકબીજાની પાસે આવ્યા વિના લડી શકતા નથી. મને થયુ કે, વિનોબાએ આ સર્વપક્ષી કાર્યક્રમ શરૂ કરીને બે પક્ષોને ઠીક પાસે આણી આપ્યા! હવે આ આક્ષેપોના જવાબો અને પ્રત્યાક્ષેપો સાંભળવા તૈયાર રહેવું પડશે.

પેલા ધારાસભ્યની ઇચ્છા હતી એવું કરવાની, પણ દુર્ભાગ્યે કરણભાઈએ એમની એ ઇચ્છા પૂરી ન થવા દીધી. એમણે માગણી તો માત્ર ‘બે જ ક્ષણ’ની કરી હતી, પણ કરણભાઈએ સરમુખત્યારની કડક વાણીમાં કહ્યું: ‘એક ક્ષણ પણ નહીં.’

પછી સખત શબ્દોમાં એમણે ત્યાં હાજર રહેલા બધા પક્ષોને ચેતવણી આપી કે, આ મંચને રાજનૈતિક અખાડો કરવાનો નથી.

બન્ને પ્રધાનોએ એકબે વાક્યોનાં ભાષણ આપ્યાં: ‘ગાંધીજીનું અધૂરું કાર્ય પૂરું કરવા વિનોબા આવ્યા છે. અમે અહીં ભાષણ આપવા નહિ પણ વિનોબાનો આદેશ લેવા આવ્યા છીએ.’

વિનોબાનું ભાષણ અત્યંત નમ્રતાપૂર્ણ છતાં અત્યંત આત્મવિશ્વાસપૂર્વક અપાયેલુ અને પ્રસંગને સર્વથા ઉચિત એવું હતું.

એમણે આયોજન પંચ અંગે પોતાના વિચારો રજૂ કર્યા. કુટુંબભાવનાને વિસ્તૃત કરવાનો પોતાનો ધર્મ વિચાર વિસ્તારથી સમજાવ્યો. બીજા પણ અનેક વિચારો સમજાવ્યા. સમાજવાદી સાથીના ભાષણનો ઉલ્લેખ કરી એમણે કહ્યું:

'એમના હૃદયમાં ગરીબ ખેડૂતો પ્રત્યે સહાનુભૂતિ છે. એમને જલદીમાં જલદી ખાવાનું કેવી રીતે મળે એને માટે તેમના દિલમા તાલાવેલી છે, એટલા જ માટે તેઓ ચાલુ સત્તાને પડકાર આપે છે. પણ જો ક્રાતિનુ કામ સત્તા કરી શકતી હોત તો બુદ્ધ રાજપુત્ર હતા છતાં સત્તા છોડીને કેમ નીકળી પડ્યા? તેઓ સમજ્યા હતા કે, જનજાગૃતિ વિના ક્રાંતિ નથી થઈ શકતી. સરકાર તો હમેશાં વિચારક્રાંતિની પાછળ પાછળ ચાલનારી હોય છે. જે દિવસે આપણે આપણા નેતાને ચૂટીને સરકારમા મોકલ્યા તે દિવસથી તેઓ આપણા નેતા નહી, પણ અનુયાયી બની ગયા છે.'

વિનોબાએ આગળ ચલાવ્યુ: 'હું પેલા સમાજવાદી ભાઈને દોષ દેવા નથી ઇચ્છતો. એમના હૃદયમા સદ્ભાવના છે. એમને ખબર નથી કે લોકોના માનસમા પરિવર્તન લાવવું હોય તો આપણે પોતાનામા શુદ્ધિ લાવવી પડે છે.'

પછી વિનોબાએ ભૂદાન યજ્ઞનુ કામ કઈ વૃત્તિથી કરવું જોઈએ એ ખૂબ માર્મિક દાખલો આપીને સમજાવ્યુ. એમણે કહ્યું: 'આપણે કોઈ ઘરમાં પ્રવેશ કરવો હોય તો એના બારણામાંથી પ્રવેશ કરીએ છીએ, એની ભીતમાંથી પ્રવેશ કરવાનો પ્રયત્ન નથી કરતા. એ જ રીતે આપણે માણસના હૃદયમાં પણ એના દરવાજામાંથી પ્રવેશ કરવાનો છે. દરેક માણસના હૃદયમા એના સદ્ગુણો એના બારણા જેવા હોય છે. એના દુર્ગુણો એની ભીત જેવા હોય છે. જો હૃદયપ્રવેશ કરવો હોય તો માણસના સદ્ગુણો મારફત જ કરવો જોઈશે. અદર પ્રવેશ કર્યા પછી એને તેના દુર્ગુણો પણ બતાવી શકશો, પણ પહેલા પ્રવેશ તો સદ્ગુણો મારફત જ કરવો પડશે. મનુષ્યના હૃદયમાં એને વિષે આદરભાવ રાખીને એના

ગુણોની મારફત જશો તો તમને ભરીભરીને મળશે.'

આ બધી બાબતો કોઈ નાના છોકરાને સમજાવતા હોય એટલી સ્પષ્ટ કરીને કહેતા હતા, છતાં વિનોબાનો પોતાનો બિહારમાં પ્રવેશ તો નમ્રભાવે જ થયેલો છે. 'હું જાણું છું કે ભગવાન બુદ્ધના બિહારનું આ મહાદ્વાર છે. ભગવાન બુદ્ધ જ્યાંના લોકો સાથે નમ્ર બનીને વાત કરવા આવ્યા હતા, એ પ્રદેશ હું નમ્રભાવે જોવા આવ્યો છું. ભગવાન બુદ્ધ જ્યાં નમ્ર બન્યા ત્યાં મારે તો પરમ નમ્ર બનવું રહ્યું; કારણ હું તો એમની ચરણધૂલિ જ છું. તમારો કોયડો ઉકેલી આપનાર હું વળી કોણ? તમારો કોયડો તો ત્યારે જ ઊકલશે કે જ્યારે તમારા અંતર્યામી ભગવાન જાગશે. હું તો માત્ર તુલસીદાસની માફક ભગવાનને જગાડવાની ચેષ્ટા કરનારો ભગવાનનો ભક્ત છું. લોકોના હૃદયમાં રહેલા ભગવાનને તુલસીની સાથે હું પણ ભક્તિપૂર્વક કહું છું કે:

'જાગિયે રઘુનાથ કુંવર પંછી બન બોલે.'

## [ ૨૪ ]

## દાન થોડાં : લોક ઝાઝાં!

૧૭-૯-'૫૨

કુરદા ગામના ભદ્ર લોકોની સ્ત્રીઓ સવારે ત્રણ વાગે વિનોબાનાં દર્શન કરવા આવી હતી. બિહારની ભદ્રનારીઓ દિવસે ઘરની બહાર નીકળતી નથી. કાલે મોડી રાતે આ જ બહેનો આવી હતી, પણ વિનોબા સૂઈ ગયા હતા, એટલે આજે સવારે પાછી આવી. એમને એક ભાઈ લઈ આવ્યા હતા. વિનોબાએ બહેનોને પૂછયુ કે, 'તમે આમ પુરુષોના કેદખાના-

માં કેમ પડી રહો છો? તમે ચોર છો તે રાતે આવ્યાં છો?'

પહેલાં તો પેલી બહેનો સડક જ થઈ ગઈ. પછી એમાંની એકે કહ્યું: 'અમે શું કરીએ? આ પુરુષો જ અમને બહાર આવવા નથી દેતા!'

વિનોબાએ કહ્યું: 'તો તમે બળવો શું કામ નથી પોકારતાં?' પછી પેલા ભાઈ સામે જોઈને કહ્યું: 'આ બહેનો તો તમારો વાંક કાઢે છે.'

પેલા ભાઈએ કહ્યું: 'એમા પણ સુધારો થશે. હવે અમારા ગામમાં કન્યાશાળા નીકળી છે. ધીરેધીરે આ પર્દા-પ્રથામાં પણ ફેર પડશે.' વિનોબાએ કહ્યુ: 'તમે ધીરેધીરેની વાત કરો છો? તમને ખબર છે કે તમે કયા યુગમાં જીવો છો? તમે જાણો છો કે તમે વિજ્ઞાનના યુગમા જીવો છો? અંગ્રેજોનું રાજ હવે અહીં નથી રહ્યું. ગાંધીનો આ યુગ શરૂ થયો છે અને તમે ધીરેધીરે સુધારા થવાની વાત કરો છો?'

અહીંના કાર્યકર્તાઓ પણ જાણે કે ધીરેધીરે જાગવાની વાત કરે છે. મોટા ભાગના કાર્યકર્તાઓ પોતે જમીન ધરાવે છે. એમની પોતાની માયા છૂટતી નથી એટલે બીજાને કહેવા કેવી રીતે જવાય?

આજે વિનોબા આવે તે પહેલાં હુ જીપમાં મહાદેવી સાથે આવી ગયો હતો. મારે પગે વા થઈ ગયો હતો એટલે નવેક માઈલ ચાલ્યા પછી મારા પગે ખૂબ વેદના થવા લાગી હતી. સહસરામ પહોંચીને જોયુ તો જ્યાં વિનોબાને ઉતારવાના હતા એ સ્થાન ડાક બંગલાનું હતું અને એમાં કોઈ રહેતું હતું. પેલા ભાઈએ એમાંથી જવાનાં કાંઈ લક્ષણ ન દેખાડ્યાં એટલે મે કહ્યું, કે 'જો બીજી કોઈ જગા હોય તો વિનોબાનું રહેવાનું ત્યાં કરો.' ત્યાંના કાર્યકર્તા કહે: 'જગા

તો છે, પણ ત્યાં વ્યવસ્થા કરતાં અમને બહુ તકલીફ પડશે.' પોતાને તકલીફ પડે એટલા માટે વિનોબાને તકલીફનો કાર્યક્રમ ગોઠવનારા ભાઈ આ મને સૌથી પ્રથમ મળ્યા હતા. એમને સમજાવીને બીજી જગાએ વ્યવસ્થા કરવા લઈ ગયા. ત્યાં જે ભાઈ હતા તે કહેતા હતા કે અહીં તો વિનોબાની તૈયારી અમે પહેલેથી જ રાખી છે. મેં ઘર જોયું. આંગણાથી લઈને પાયખાના સુધીની બધી સફાઈ બાકી હતી, પરંતુ એમની વ્યાખ્યા પ્રમાણે તૈયારી પૂરી થઈ ગઈ હતી. મેં કહ્યું: 'ચાલો સાફસૂફી કરીએ.' ત્યાંના ભાઈઓએ કહ્યું: 'હમણાં થઈ જશે. તમે નિશ્ચિંત રહો.' પણ સહસ્રામમાં નિશ્ચિંત ન રહેવું જોઈએ એ હું જાણતો હતો. મેં પૂછ્યું: 'એકાદ ઝાડુ મળશે કે?' ત્યાં સાવરણી નહોતી. 'અભી આ જાયગી.' એ અભી પૂરુ થાય જ નહીં, એટલે હું પાસેના એક હોટલવાળા પાસેથી સાવરણી લઈ આવ્યો. મને સાવરણી લઈને વાળતો જોયો એટલે ત્યાંના ભાઈઓમાં એકદમ ઝડપ વધી ગઈ. પછી તો ત્રણ–ચાર સાવરણીઓ આવી. પાણીની ડોલ આવી અને કામ ચાલુ થઈ ગયું. મહાદેવી તાઈએ સ્નાનઘરને બે–ત્રણ વાર ધોયું. ફીનાઈલ છાંટયું, થોડો ધૂપ મેળવીને હવા શુદ્ધ કરી. મને સંતોષ એ થયો કે વિનોબા પહોંચ્યા ત્યારે એમને માટેનું સ્થાન રહેવા માટે લાયક થઈ ગયુ હતું.

જેમ આ વ્યવસ્થાનુ તેમ જ ભૂદાનનુ. એને માટે તો કોઈ બહાર નીકળ્યું જ નહોતું. એટલે દાનપત્રો ભરાય શી રીતે? વીસ–પચીસ હજાર માણસોની સભા થઈ, પણ દાન માત્ર પચાસેક એકરનું જ મળ્યુ.

વિનોબાને બિહારમાં ઠીકઠીક તપસ્યા કરવી પડશે.

# [૨૫]

## કાલ જેવું જ

૧૮-૯-'૫૨

આજનો દિવસ પણ કાલ જેવો જ ગયો એમ કહીએ તો ચાલે. સભા ખૂબ સારી થઈ, ભાષણ ખૂબ સારુ થયુ, પણ જમીન થોડી મળી.

આજે ને કાલ રસ્તે ચાલતાં વિનોબા સાથે થોડી વાતચીત કરવાની તક મળી ગઈ. સસ્કૃત ભાષાના શબ્દોની કાંઈ ચર્ચા ચાલતી હતી. મે કહ્યુ : 'અગ્રેજીમાં દરેક શબ્દનો સ્વતંત્ર અર્થ થતો હોય છે, જ્યારે સસ્કૃતમા તો એક જ અર્થના અનેક શબ્દો હોય છે.' વિનોબાએ કહ્યું: 'પણ સસ્કૃત ભાષામાં એક ખૂબી એવી છે કે જે અગ્રેજીમાં નથી. સસ્કૃતમા નામો ધાતુ ઉપરથી બને છે એટલે દરેક શબ્દની પાછળ કાઈક ક્રિયાનો અર્થ હોય છે. દાખલા તરીકે અજન કરે તે અગ્નિ, (પિતરો પાસે ભાવનાનું) વહન કરે તે વહ્નિ, પાવન કરે તે પાવક. અગ્રેજી 'ફાયર' શબ્દમાં એવો કોઈ અર્થ નથી આવતો. એ જ રીતે પૃથુ હોય તે પૃથ્વી, ધારણ કરે તે ધરણી, ભૂમાવાળી હોય તે ભૂમિ. અગ્રેજી શબ્દમા એવો કોઈ અર્થ નથી. એને લીધે સસ્કૃત ભાષામાં વિચારની અભિવ્યક્તિની શક્તિ વધારે છે, જ્યારે વસ્તુનિદર્શન અગ્રેજી ભાષા વધારે સ્પષ્ટ રીતે કરાવી શકે છે.'

વિજ્ઞાન અને આત્મજ્ઞાન અગે એમણે સ્પષ્ટીકરણ કર્યું, જે પાછળથી ભાષણમા પણ આવ્યુ હતું. એમણે કહ્યું: 'વિજ્ઞાન અને આત્મજ્ઞાન એ જ્ઞાનની બે શાખાઓ છે. 'કેવી

તો છે, પણ ત્યા વ્યવસ્થા કરતાં અમને બહુ
પોતાને તકલીફ પડે એટલા માટે વિનોબાને
ક્રમ ગોઠવનારા ભાઈ આ મને ચૌથી પ્રથ
એમને સમજાવીને બીજી જગાએ વ્યવસ્થા
ત્યા જે ભાઈ હતા તે કહેતા હતા કે અહી
તૈયારી અમે પહેલેથી જ રાખી છે. મે ઘર
લઈને પાયખાના સુધીની બધી સફાઈ બ
એમની વ્યાખ્યા પ્રમાણે તૈયારી પૂરી થઈ
કહ્યુ : 'ચાલો સાફસૂફી કરીએ.' ત્યાંના
'હમણા થઈ જશે તમે નિશ્ચિંત રહો.' પા
નિશ્ચિત ન રહેવુ જોઈએ એ હુ જાણુતો હ
'એકાદ ઝાડુ મળશે કે?' ત્યા સાવરણી
આ જાયગી' એ અભી પૂરુ થાય જ

# [૨૬]

## શોણભદ્રના પ્રદેશમાં

૧૯–૯–'૫૨

ગઈ કાલે અમે ડેહરી ઓન શોણ હતા. આજે નાસિર–ગંજ આવ્યા. બન્ને શોણ નદીને કાંઠે છે. ડેહરી મોટો કસબો છે, નાસિરગંજ તો એક ગામડું જ છે. આ બધો પ્રદેશ સપાટ છે. અહીંની ભૂમિ ખૂબ ઉપજાઉ છે. શોણની નહેરોને લીધે અહીં શેરડી અને ડાંગરનો પાક સરસ થાય છે. અહીં ભૂમિ ઓછી મળે છે એનું એક કારણ એ છે કે આ જમીન ખૂબ મોંઘી પણ છે. વીઘાના ૪–૫ હજાર રૂપિયા તો સહેજે થતા હોય છે. પણ મુખ્ય કારણ એ છે કે કાર્યકર્તાઓ બધા પાસે પહોંચી નથી વળ્યા.

જો સામાન્ય લોકો પાસે જઈને યોગ્ય માગણી કરવામાં આવે તો જમીન મળી શકે છે. એનો એક દાખલો આજે રસ્તામાં જોયો. નાસ્તો કરતી વખતે વિનોબાએ પ્રસાદ વહેંચીને જમીન માગી—જેમ ઉત્તર પ્રદેશમાં ઘણી વખત કરતા હતા. બિલકુલ સામાન્ય શ્રેણીના ખેડૂતો પાસે ૧૩ એકર જમીન–આટલી જ મળી.

આજના ઉતારાની વ્યવસ્થા ઘણી સારી હતી. બિહારના અત્યાર સુધીના મુકામોમાં આ સૌથી સારી ગણાય. એનો યશ મુખ્યત્વે રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘને ફાળે જાય છે. અહીંની વ્યવસ્થામાં એમણે સક્રિય હિસ્સો લીધો હતો. લોકોની ભીડ સંભાળવી; ઘર, પાયખાના વગેરેની સ્વચ્છતા, બધું વ્યવસ્થિત હતું. આજે ઘણે દિવસે અમને લોકોને બોલેલું કે કાચું ન

રીતે ?' એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન આપે છે અને 'શાને માટે ?' એ પ્રશ્નનો ઉત્તર આત્મજ્ઞાન આપે છે. બન્ને મળીને જ જ્ઞાન પૂર્ણ થાય છે. આ બન્ને એક જ જ્ઞાનની બે શાખાઓ છે તેથી પરસ્પર વિરોધી નથી. તેથી જ વિજ્ઞાન જેમ જેમ આગળ વધે, તેમ તેમ આત્મજ્ઞાનને હાનિ પહોંચવાનો કોઈ ડર નથી.'

આ જ વાતોના અનુસંધાનમાં એક વાક્ય સુંદર કહ્યું હતું: 'જે ધર્મને નામે વહેમોને માને છે, એ ધાર્મિક નહીં, નાસ્તિક છે.'

દુખાયલજી વિનોબાના ભાષણ વખતે અમારી માફક નોંધ લેવાની ફિકરમાં નથી હોતા. તેઓ ભક્તિભાવપૂર્વક સાંભળ્યા કરે છે. જે નવા વિચારની નોંધ એમના હૃદયમાં રહી જાય એને આધારે તેઓ પ્રવાસ દરમિયાન જ નવાં ગીતો બનાવે છે. આજનું એમનું નવું ગીત મીઠું હતું. ગુજરાતી ભજનનો ઢાળ છે એટલે મને કદાચ વધારે મીઠું

# [૨૬]

## શોણભદ્રના પ્રદેશમાં

૧૯–૬–'૫૨

ગઈ કાલે અમે ડેહરી ઓન શોણ હતા. આજે નાસિર–ગજ આવ્યા બન્ને શોણ નદીને કાંઠે છે. ડેહરી મોટો કસઓ છે, નાસિરગજ તો એક ગામડુ જ છે આ બધો પ્રદેશ સપાટ છે. અહીની ભૂમિ ખૂબ ઉપજાઉ છે. શોણની નહેરોને લીધે અહી શેરડી અને ડાંગરનો પાક સરસ થાય છે. અહી ભૂમિ ઓછી મળે છે એનુ એક કારણ એ છે કે આ જમીન ખૂબ મોઘી પણ છે. વીઘાના ૪–૫ હજાર રૂપિયા તો સહેજે થતા હોય છે. પણ મુખ્ય કારણ એ છે કે કાર્યકર્તાઓ બધા પાસે પહોચી નથી વળ્યા.

જો સામાન્ય લોકો પાસે જઈને યોગ્ય માગણી કરવામા આવે તો જમીન મળી શકે છે. એનો એક દાખલો આજે રસ્તામા જોયો. નાસ્તો કરતી વખતે વિનોબાએ પ્રસાદ વહેચીને જમીન માગી–જેમ ઉત્તર પ્રદેશમા ઘણી વખત કરતા હતા. બિલકુલ સામાન્ય શ્રેણીના ખેડૂતો પાસે ૧૩ એકર જમીન–આટલી જ મળી.

આજના ઉતારાની વ્યવસ્થા ઘણી સારી હતી બિહારના અત્યાર સુધીના મુકામોમા આ સૌથી સારી ગણાય. એનો યશ મુખ્યત્વે રાષ્ટ્રીય સ્વયસેવક સઘને ફાળે જાય છે. અહીની વ્યવસ્થામા એમણે સક્રિય હિસ્સો લીધો હતો લોકોની ભીડ સભાળવી, ઘર, પાયખાના વગેરેની સ્વચ્છતા, બધુ વ્યવસ્થિત હતું. આજે ઘણે દિવસે અમને લોકોને બળેલુ કે કાચુ ન

હોય એવું ખાવાનું મળ્યું. ભોજનની વ્યવસ્થા અહીંના એક રચનાત્મક કાર્યકર્તાએ ઉપાડી લીધી હતી. પીરસવામાં સંઘ વાળાઓ હતા. સભા ખૂબ સારી થઈ. રોજના ૧૫–૨૦ હજાર કે તેથી વધારે લોકો થાય એ હવે સાવ સામાન્ય ઘટના લાગે છે. વિનોબા પણ બિહારના આરંભના દિવસો છે એટલે રોજ રોજ એક એકથી ચઢિયાતું ભાષણ કરે છે.

૨૦–૯–'૫૨

કાર્યકર્તાઓ લોકો પાસે પહોચે છે ઓછા, પણ અહીં કાર્યકર્તાઓની સાવ કમી નથી. ગઈ કાલે વિનોબાની ટુકડીમાં દોઢસો માણસોએ ખાધું હતું! બધાના મનમાં એમ છે કે વિનોબા સાથે રહેવાય એટલું રહી લેવું. થોડાક લોકો તો કાર્યકર્તાઓની સાથે માત્ર ખાવાના શોખથી ઘૂમી ગયેલા પણ હશે એમ માનું છું. આ બધું વિનોબાને ગમ્યું નહી. આજે રસ્તે ચાલતા તેઓ એક જગાએ રોકાઈ ગયા. બધા પાછળ ચાલનારા આવતા જાય એમને રોકતા જાય. બધા એકઠા થયા પછી એમણે સમજાવ્યું કે 'તમારે મારી સાથે સાથે ફરવું ન જોઈએ. તમે ગામડાંઓમાં જઈને જમીન માગવા માંડો.' આજથી સ્થાનિક કાર્યકર્તાઓની સંખ્યા વધી ગઈ. કરણભાઈએ ભોજન માટે પાસ કાઢ્યા. મને થયું કે હું પણ હવે વધારે દિવસ સાથે શું કામ રહું? પણ વિનોબા અને સાથીઓએ કહ્યું, કે 'તું વારેવારે નથી આવવાનો, એટલે બકસર સમેલન સુધી રોકાઈ જા.' હવે ત્રણ જ દિવસ છે એમ જાણીને રોકાઈ ગયો. બીજી બાજુથી મારે કબૂલ કરવું જોઈએ કે વિનોબાને છોડીને જવું છે એ વિચારે દુઃખ પણ થાય છે. સતોષ એટલો જ છે કે એમનું જ કામ

કરવા જવાનો છું.

કાર્યકર્તાઓને સમજાવતી વખતે વિનોબાએ એક સરસ દાખલો આપ્યો : 'આપણે તો હું અહીં છું એટલા અરસામાં બિહારની સમસ્યા ઉકેલવાની છે. એને માટે મથનારા તમે બધા તો રામની સેના જેવા છો. એ લોકો તો બધા સીતાને છોડાવવાની પ્રતિજ્ઞા લઈને નીકળી પડ્યા હતા; કાંઈ બે–ચાર દિવસની નોકરી માટે નહોતા નીકળ્યા. તેમ તમારે પણ આ કામ પૂરું થાય ત્યાં સુધી એની પાછળ પડવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.'

આજે સભામાં વીસ હજાર કરતાં પણ વધારે લોકો આવ્યા હતા, પણ માઈક્રોફોન બેત્રણ વાર બગડી ગયું એટલે ભાષણમાં વિક્ષેપ પડ્યો. પ્રાર્થના પછી 'ગીતા–પ્રવચન' ખરીદીને તેની ઉપર વિનોબાના હસ્તાક્ષર લેનારાઓનો ધસારો થયો. વિનોબાને લગભગ પોણા કલાક સુધી મંચ પર બેસી રહેવું પડ્યું. સભા પૂરી થઈ ગઈ હતી અને હસ્તાક્ષર લેવા નહોતા એવા હજારો માણસો વિનોબાનાં દર્શન કરતા આ બધો સમય ઊભા હતા. થોડાક આંધળાઓ

આગળ હું' કહેવાથી તો આપણે સર્વનાશને નોતરીશું.'

ધક્કાધક્કીમાં એક જણ ગુસ્સે થઈ ગયો હતો. તેને વિનોબાએ કહ્યું: 'ગીતા વાચનાર છો ને? તો તો ક્રોધ છોડવો પડશે.'

વચ્ચે વિનોબાએ કહ્યુ: 'ગીતા–પ્રવચન' લેનારાઓ! જમીન આપવા–અપાવવાની જવાબદારી તમારી છે! એક 'ગીતા–પ્રવચન'ની કિંમત ઓછામા ઓછી એક એકર જમીન થવી જોઈએ!'

બિહારમા રોજની સેંકડો 'ગીતા–પ્રવચન'ની નકલો ખપે છે. વિનોબા કહે છે કે એ સારુ લક્ષણ છે. એ બરાબર વંચાશે અને પચશે તો ભૂમિદાન આપોઆપ આવશે.

'ગીતા–પ્રવચનો' ભૂદાનયજ્ઞના આરંભ કરતાં વીસ વરસ પહેલા અપાયા હતાં!

# [૨૭]

## નિરાશામાં આશા

૨૧–૯–'૫૨

કાલ ને પરમે દિવસે વરસાદ હતો. આજે માત્ર અમે નવાનગર પહોંચ્યા ત્યાં સુધી બંધ રહ્યો. પણ પછી વિનોબાનુ જાણે સ્વાગત કરવા માટે જ ધોધમાર વરસવા લાગ્યો.

રસ્તે એક અજાણ્યા ભાઈ સાથે સુંદર વાર્તાલાપ થયો. લક્ષ્મીનારાયણ પાસે આવીને એમણે સમયની માગણી કરી. આધ્યાત્મિક વિષય પર વાતો કરવી છે એમ જાણ્યુ એટલે લક્ષ્મીનારાયણે વધારે પૂછપરછ કર્યા સિવાય એને વાત કરવાનો મોકો આપ્યો. વાત કરવાની તક આપવી એટલે

એટલું જ કે સામાન્ય રીતે વિનોબાની પાછળ ચાલતા ભાઈને વિનોબાની જમણી બાજુની જગા કરી આપવી.

પેલા ભાઈએ ખૂબ મોટા પ્રશ્નો ખૂબ ટૂંકમાં પૂછયા અને વિનોબાએ એટલા જ મોટા જવાબો એટલા જ ટૂંકાણમાં આપ્યા.

પ્રશ્ન : આત્મા અને પરમાત્મામાં ભેદ કયો ?

ઉત્તર : એક શરીરવાસી છે અને બીજો સૃષ્ટિચાલક.

પ્રશ્ન : ઈશ્વરના રૂપની કલ્પના શી છે ?

ઉત્તર : માણસ માને છે તે બધા સદ્‌ગુણોના નિધિની.

પ્રશ્ન : પણ એના સ્વરૂપનાં દર્શન કયાં થાય છે ?

ઉત્તર : આ જુઓ ને, બધે જ દેખાય છે.

બીજા એક ભાઈએ પૂછયુ : 'કાશ્મીર અંગે અને ભારત સરકારની વિદેશનીતિ અંગે તમારા અભિપ્રાય જણાવશો ?'

વિનોબાએ કહ્યું : 'બધા પ્રશ્નો પર મારા અભિપ્રાય હોતા નથી અને હોય છે તોપણ જણાવવાની જરૂર નથી હોતી. હમણાં તો મને એક જ વિચાર સૂઝે છે–બિહારની ભૂમિસમસ્યાનો. હા, એટલું કહી દઉં કે આપણા વિદેશમંત્રીમાં મારા કરતાં વિદેશનીતિ અંગે વધારે અક્કલ છે એ હું જાણું છું !'

આખો દિવસ એટલો વરસાદ હતો કે અમારા ઓરડામાંથી નીકળીને વિનોબાના ઓરડામાં પણ ન જઈ શકાયુ. સાંજે પ્રાર્થના–સભા વખતે વાદળાં વિખેરાઈ ગયાં. આટલા વરસાદમાં પણ હજારેક લોકો સભા માટે આવ્યા હતા. કેટલાક લોકો તો છાતી સમાણા પાણીમાં ચાલીને આવ્યા હતા. બધાએ ઊભાઊભા જ પ્રાર્થનામાં ભાગ લીધો. વિનોબાએ ભાષણ પણ ટૂંકું જ આપ્યું.

આજે આખા દિવસ દરમિયાન એક પણ દાન મળ્યું નહોતું અને સભામાં આવેલા લોકો તો ભૂમિહીનો હોય એવા જ દેખાતા હતા. છતાં પ્રાર્થના-પ્રવચન પછી સભામાં આવેલા લોકોને કરણભાઈએ પૂછી જોયું: કોઈને જમીન આપવી છે કે? થોડી વાર શાંતિ છવાઈ રહી. પછી એક ગામડિયો ઊભો થયો. એણે કહ્યું: 'હું પંદર ગુંઠા આપું છું.' મારે મન તો આજે આ ભાઈ લાજ રાખનાર કૃષ્ણ જેવો જ લાગ્યો. પણ આ પંદર ગુંઠાના દાને બીજા લોકોને માટે રસ્તો મોકળો કરી દીધો. કોઈએ ગુંઠો આપી, કોઈએ વીઘું આપી. એટલામાં રામદેવબાબુ આવી પહોંચ્યા. એમના આનંદનો પાર નહોતો. તેઓ આજે પહેલી વાર પાસેના ગામડામાં જમીન માગવા ગયા હતા અને બે ભાઈઓએ એમને ૭૦ વીઘાં જમીન આપી હતી. એમને વિશ્વાસ આવ્યો હતો કે જમીન મળશે ખરી. આને હું બિહારના કાર્યકર્તાઓમાં આત્મવિશ્વાસનો આરંભ ગણું છું. મારું માનવું છે કે આ આત્મવિશ્વાસમાંથી જ થોડા સમયમાં મહાન શક્તિ પ્રગટશે.

એક ભાઈએ પાંચ વીઘાં જમીન લખાવી. સભામાં થયેલાં દાનોમાં આ આંકડો સૌથી મોટો હતો એટલે સ્વાભાવિક રીતે અમે એને પૂછ્યું: 'ભાઈ! તારી પાસે જમીન કેટલી છે?'

એણે જાણે કાંઈ થયું જ ન હોય એમ કહ્યું:
'પાંચ વીઘાં જ હતી, તે આપી દીધી.'
ગરીબે કરેલું દાન તે યજ્ઞ.
મને પેલી લીટી યાદ આવી:
'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે.'

# [૨૮]

## વિનોબાની મા

૨૨-૯-'૫૨

આખી રાત વરસાદ પડ્યો. અમને સૂવા માટે પૂરતી જગા નહતી મળતી. આ વરસાદમાં પણ વિનોબા સવારે ચારને ટકોરે નીકળી પડ્યા. હું પાછળ પડી ગયો હતો, પણ મેં દોડીને એમને પકડી પાડ્યા. મારા હાથમા ફાનસ હતું. તે લઈને હુ વિનોબાની સાથેસાથે ચાલતો હતો. સુરત જિલ્લાનો કાદવ ખૂંદ્યો છે એટલે મને તો રસ્તો બહુ આકરો નહોતો લાગતો, પણ બીજા બધા ત્રાસી ગયા હતા. બીજી બાજુ કરણભાઈ ફાનસ લઈને ચાલતા હતા.

વચ્ચે એક જગાએ પાણી આવ્યુ ત્યારે વિનોબા એને કૂદી ગયા. પછી હસીને કહે: 'મારે એક ડગલુ બસ થાય.' થોડી વાર પછી કહે: 'Lead Kindly Light'નુ 'પ્રેમળ જ્યોતિ તારો દાખવી' એ ઉત્તમ અનુવાદ છે.' પછી ગુજરાતી સાહિત્યની વાતો ચાલી. સાબરમતીમાં શિક્ષક હતા ત્યારે વિનોબાને ગુજરાતી પદ્યનો પરિચય થયો હતો. બૃહદ્ કાવ્યદોહન આખું વાચી ગયા હતા. આશ્ચર્યની વાત તો એ હતી કે એમાંથી ઘણા કવિઓ વિષે અત્યારે પણ ગઈ કાલે જ વાંચ્યા હોય એ ઢબે વાત કરતા હતા. મીરાંની ભાષા વિષે ચર્ચા થઈ. વિનોબા કહે: 'મીરાંએ હિંદી, રાજસ્થાની અને ગુજરાતી ત્રણેમાં ભજનો લખ્યાં હશે એમ નિશ્ચિત લાગે છે મથુરામાં એક બ્રહ્મચારી સાધુએ મીરાં સ્ત્રી હતાં એટલે એમનું મોઢું જોવાની ના પાડી તે સાંભળી મીરાંએ લખ્યુ હતું: 'હુ તો

જાણતી રે, વ્રજમાં પુરુષ વસે છે એક, અહીં પુરુષ બની રહ્યા એ ભલો રે તમારો વિવેક.' એ પદમાં 'વિવેક' શબ્દ ખાસ ગુજરાતી છે. બીજી ભાષાઓમાં 'વિવેક'નો ઉપયોગ વિનયના અર્થમાં નથી થતો.' આમ તો કેટલાક કવિઓની ચર્ચા થઈ. નરસિંહ મહેતાના ગુરુ કોઈ મરાઠી માણસ હતા એ બતાવવા એણે ઘણાં પદોમાં 'નરસિંહા ચા સ્વામી' એવો પછી પ્રત્યય વાપર્યો છે, એમ વિનોબાએ કહ્યું ત્યારે મને નવાઈ લાગી.

આખે રસ્તે ખૂબ વિનોદ કરતા હતા. વચ્ચે કાદવ ઓછો થઈ ગયો હતો, પણ જમીન નરમ હતી. એની ઉપર ઉઘાડા પગે ચાલવાનું બધાને બહુ ગમતું હતું; કારણ કે એમાં કાદવનું લપસણાપણું નહોતું અને સૂકી જમીનની કઠોરતા નહોતી. તે જોઈ વિનોબા કહે: મધ્યસ્થ વૃત્તિની એ જ ખૂબી છે.

છેવટના ભાગમાં વિનોબા ખૂબ હેરાન થયા. એમને પગે કાદવમાં ચાલતા બે કાંટા ભોંકાયા હતા. એ લઈને પણ એમને બેએક માઈલ ચાલવું પડ્યું.

આજનો મુકામ બહુ વિચિત્ર હતો. આખા ઘરમાં વરસાદને લીધે બધું ભીનું થઈ ગયું હતું. વિનોબા બેઠા હતા એટલા ભાગ સિવાય બીજું બધું જ ભીનું હતું એમ કહીએ તો ચાલે. અમારાં કપડાં ટ્રકમાં નહોતાં આવ્યાં તેથી ઘણો વખત તો અમે ભીને કપડે જ બેઠા રહ્યા.

આવા વરસાદમાં પણ પાંચસોએક માણસો સભામાં આવ્યાં હતાં. વરસતા વરસાદમાં જ પ્રાર્થના થઈ અને વરસાદમાં જ ભાષણ થયું અને લોકોએ દાન લખાવ્યાં. વિનોબાએ ટૂંકું પણ સુંદર ભાષણ આપ્યું: 'અમે આ વરસાદમાં ચાલતા

આવ્યા, તમે આ વરસાદમાં ઊભા છો. આ બધું શું પાગલ પણું છે ? ના, આ એક અત્યંત પવિત્ર કામ છે. જેમ ભગ· વાન સૌ ઉપર સરખો વરસાદ વરસાવે છે, તેમ જમીન પણ એણે સૌને સરખી જ આપી છે.' ભૂદાનનો વિચાર સમજાવી છેવટે વિનોબાએ કહ્યું : 'આ કાંઈ સ્વપ્નાની વાતો નથી. એક દિવસ જરૂર આવશે કે જ્યારે તમે જે મારી સામે ઊભા છો એ લોકો અહીં રામરાજ આવેલું જોઈ શકશો.'

રાતે કરણભાઈને મેં પૂછ્યું : 'ઉત્તરપ્રદેશમાં આવો મુકામ એકે દિવસ વિનોબાને તમે આપેલો કે?' કરણભાઈ એ જરા યાદ કરી કહ્યું : 'હા, એક રાત આવી ગઈ હતી ખરી–ખિદ્વાંસ નામનું એ ગામ હતું. આખા ગામમાં બીજે ક્યાંય વિનોબાને ઉતારી શકાય એવી જગા નહોતી. એક મકાનની મેડીએ એમને ઉતાર્યા હતા. ૮'×૧૦'નો એ

કહેતા હોય તેમ મને કહ્યું : 'તે દિવસે વિનોબા સૂઈ ગયા પછી હું એમની પથારી પાસે ગયો. મેં તેમને પંખો નાખવા માંડ્યો. સવારે એમના ઊઠવાનો વખત થાય એ પહેલાં હું પાછો મારી પથારીમાં ચાલ્યો ગયો.'

મેં મનમાં ને મનમાં વિનોબાની આ માને પ્રણામ કર્યા–જે કોઈ વાર વિનોબાને તેડી લે છે, કોઈ વાર પંખો કરે છે, કોઈ વાર આગ્રહ કરી કરીને એમને ખવડાવે છે.

## [ ૨૯ ]

## વિદાય

૨૩-૯-'૫૨

આખી રાત વરસાદ તો વરસ્યો જ હતો. સવારે નીકળવાનો સમય થયો ત્યારે પણ વરસાદ ચાલુ હતો. વિનોબાએ આજે એક સારો નિર્ણય કર્યો. વરસાદ અને અંધારું બન્નેનો સામનો એકસાથે નથી કરવો. એટલે આજે ચારને બદલે સાડાપાંચ વાગે નીકળ્યા. બકસર છસાત માઈલ જ દૂર હતું એટલે ત્યાં પહોંચતાં મોડું પણ ન થયું. બકસરમાં બિહારના કાર્યકર્તાઓનું પહેલુ સમેલન થવાનું હતું. ઉત્તર પ્રદેશમાં આવું સમેલન મથુરામાં થયુ ત્યારે શહેરથી ત્રણ માઈલ દૂર સુધી લોકો સ્વાગત કરવા આવ્યા હતા. અહીં એવું કાંઈ નહોતું. જે જગાએ રહેવાનું હતું એ સ્થાન પર દસ પંદર પરિચિત ચહેરા નમસ્તે કરતા ઊભા હતા એટલું જ. વિક્રમગંજની ત્રીસ હજારની ભીડ પછી આ દૃશ્ય કરુણ લાગતું હતું. સંમેલન માટે બોલાવેલા હજાર-કાર્યકર્તાઓ પૈકી માત્ર

દોઢસો જેટલા આવ્યા છે એમ જાણવા મળ્યું.

સવારથી જ વિનોબાએ કાર્યકર્તાઓને જિલ્લાવાર મળવા માંડયું. જે કાર્યકર્તાઓ આવ્યા હતા તેમનો પૂરેપૂરો ઉપયોગ કરવાનું એમણે વિચાર્યું છે. દરેક જિલ્લામાંથી કોણ ભૂદાનને માટે પૂરો વખત આપશે એ ઠરાવવા માંડયું. સામાન્ય વાતચીતમાં પણ કાર્યકર્તાઓમાં ઉત્સાહ પુરાતો જતો હતો.

બિહાર પ્રદેશ કોંગ્રેસ કમિટીના પ્રમુખ શ્રી. પ્રજાપતિ મિશ્રે ભૂમિદાન યજ્ઞ પાછળ જ પોતાનો બધો વખત આપવાનો નિર્ણય કર્યો. કોઈ પણ પ્રકારની ચૂંટણીમાં ન પડવાનું પણ એમણે ઠરાવ્યું.

સંમેલન સારું થયું, પણ સંકલ્પ, થોડા દિવસ પછી પટનામાં ફરી સંમેલન ભરીને લેવાનું ઠર્યું. બપોરની ગાડીમાં બીજા પણ ઘણા કાર્યકર્તાઓ આવ્યા હતા, પણ છતાંય પ્રાંતના મુખ્ય કાર્યકર્તાઓ નહોતા એટલે જ પાકા નિર્ણયો પટના-સંમેલનમાં લેવાનુ વિચારાયું.

સંમેલન ખૂબ લાંબું ચાલ્યું. મારે ટ્રેન પકડવાની હતી તેથી વિનોબાનું ભાષણ સાંભળ્યા વિના જ મારે ઊઠવું પડ્યું. લક્ષ્મીનારાયણ, નિર્મળા, ગૌતમ, રામવૃક્ષ, ગોપીભાઈ વગેરે મિત્રો સ્ટેશને વળાવવા આવ્યા હતા. છૂટા પડતાં દુઃખ ન થાય એવાં વિરક્ત કે નિષ્ઠુર અમે નહોતાં.

હું આ ફેરે જરા ચિંતા લઈને જાઉં છું-વિનોબા વિષે. પહેલી ચિંતા તો અહીંની વ્યવસ્થા વિષે: ખાવાનું તો આજની જેમ જ કાચું કે બળેલું મળતું રહેશે-સાથીઓને. સદ્ભાગ્ય એટલું છે કે વિનોબા માત્ર દૂધ જ પીએ છે. રાજેંદ્રબાબુએ દિલ્હીથી વિનોબાની તબિયત વિષે ચિંતા

વ્યક્ત કરી છે. રોજના ૮-૯ માઈલથી વધારે ન ચાલવાનું એમણે સૂચવ્યું છે, તેમ જો કાર્યક્રમ ગોઠવાઈ જાય તો કેવું સારું! આજકાલ તો લગભગ રોજ ૧૭-૧૮ માઈલ ચાલવાનું થાય છે અને એટલું લાંબું અંતર કાદવમાં કાપવાનું હોય તો ત્રાસદાયક થાય છે. ભૂમિ પણ પ્રમાણમાં ઓછી મળે છે. એમ જો આગ્રા દિવસ ચાલશે તો વિનોબા કાંઈ વધારે કડક પગલું ભરવાનું વિચારે છે. એ કડક પગલું એમના શરીર પર કંઈ કઠોર અસર પાડનારું ન થાય તો સારું. દામોદરજી નથી, કરણભાઈ એકબે દિવસમાં જશે એટલે એમની અંગત સંભાળ લે એવા કોઈ માણસની પણ ખોટ પડશે. એમની 'ઑફિસ'નું કામ વ્યવસ્થિત કરી શકે એવા કોઈ મજબૂત 'સેક્રેટરી'ની પણ એમને ત્યાં ખોટ છે.

એક નવી વાતે પણ મનમાં થોડી ગડમથલ શરૂ કરી છે. આજે શાહાબાદ જિલ્લા સામ્યવાદી પક્ષના મંત્રીએ છપાવીને જિલ્લામાં મફત વહેંચેલી એક પત્રિકા સવારે જોઈ. એનું મથાળું હતું: 'કપટી વિનોબાનો કપટયજ્ઞ.' પુસ્તિકાનો સાર એ હતો કે 'વિનોબાએ મૂડીવાદીઓને બચાવી લેવા માટે ધર્મ અને ત્યાગને નામે આ કપટયજ્ઞ શરૂ કર્યો છે. એનાથી સાવધાન રહેજો.' આનો અર્થ એ થાય છે કે વિનોબા એક નવી શક્તિ પેદા કરી રહ્યા છે અને તેને લીધે સામ્યવાદી પક્ષનું બળ ઘટશે, એમ તેમને લાગી ગયુ છે. હિંસા અને કપટ જેની નીતિમાં આવે છે એવો પક્ષ જો વિનોબાને પોતાની વિરુદ્ધ ઊભી થતી સાથી મોટી શક્તિ તરીકે લેખે તો તેને હરાવવા માટે પોતાની પદ્ધતિએ કામ કરે એમાં નવાઈ નહીં. નિર્મળાએ આજે જ એક કિસ્સો સંભળાવ્યો હતો ને ? એક દિવસ ઉત્તરપ્રદેશને કોઈ એક મુકામે

વિનોબા પોતાના ઓરડામાં સાવ એકલા બેઠા હતા. સાથીઓ બધા જમવા ગયા હતા. ત્યારે 'સૂટ-બૂટ' પહેરેલો એક જુવાનિયો ઝડપભેર એમની ઓરડીમાં આવી ક્રોધયુક્ત ભાષામાં એમને સૂચના આપી ગયો હતો કે: 'હિંદુસ્તાનના ટુકડા કરાવ્યા તેથી ગાંધીજીની જે વલે થઈ, એ જ ભૂમિના તમે ટુકડા કરાવશો તો તમારી થશે એ યાદ રાખજો.' વિનોબાના શબ્દો પણ સાંભળવાની એણે ફુરસદ નહોતી દેખાડી. થોડું થોભ્યો હોત તો એણે સાંભળ્યું હોતઃ 'ભાઈ, જરા થોભ તો ખરો. તને પણ હું દેવ સમજું છું. મને પ્રણામ તો કરી લેવા દે!' પણ વિનોબાના એ શબ્દો તો ઓરડામાં જ ગુંજતા રહી ગયા હતા અને પેલો જુવાન પોતાને પંથે ચાલ્યો ગયો હતો. વિનોબા પોતાના કામમાં લાગી ગયા હતા. આ કિસ્સો તો ત્યાર પછી બેએક મહિને એક જાહેર સભામાં વિનોબાએ કહ્યો ત્યારે એમના સાથીઓએ જાણ્યો. આ એક ભવ્ય પ્રસંગ છે. એમાં વિનોબાની તો મહત્તા જ સિદ્ધ થાય છે, પણ આ જ યુવક કે એનો કોઈ ગુમરાહ ભાઈ ફરીથી વિનોબા પાસે રિવૉલ્વર લઈને આવે તો એ તો વિનોબાના પ્રણામ લઈને જ પાછો જાય, પણ મારું અને તમારું શું?'

ગાડીમાં સૂવા જેટલી જગા છતાં મને ઊંઘ આવતી નથી. મનમાં થાય છે—આજે આવતી વખતે વિનોબા પાસે વિદાય ન લીધી, પણ પછી યાદ આવે છે સવારના શબ્દો. આજે સવારે જ મેં એમની પાસે વિદાય લઈ લીધી હતી ને?

મેં એમને મારા વ્યક્તિગત સંકલ્પની વાત કરી હતી. એમણે તેમાં સંમતિ આપી હતી અને પછી કહ્યું હતું: 'કેટલાક નિર્ણયો તો એક વર્ષ પછી જ કરવા એ બરાબર

છે, કારણ એટલા વખતમા ભૂદાનયજ્ઞ કેટલો જોર પકડ
છે એ બરાબર સમજાઈ જશે '

વિનોબાએ બિહારનો ભૂમિનો કોયડો ઉકેલીને આગળ જવાની વાત કરવા માડી છે. એમનુ એમ કહે કે, એક પ્રાતનો પ્રશ્ન ઊકલી જશે તો બીજા પ્રાંતોમા ઝપાટાબધ ઊકલી જશે. મને મનમા થતું હતું કે ' એ પ્રાંત પ્રયોગ તરીકે લેવો હોય તો ગુજરાત પસદ કરો ' પણ અહીથી ત્યા સુધી ચાલતા આવતા તો એમને કેટલ પ્રાતો મળે એ હુ જાણુ છુ, તેથી મે એમને કહ્યુ: ' ભૂમિ કોયડો ઉકેલવાની દૃષ્ટિએ ફરવું હોય તો આસામ પ' કરો ને, એ નાનો પ્રાત છે અને ત્યા ભૂમિ પણ વધારે છે વિનોબા કહે· ' આસામમા જાઉં તો ભૂદાનયજ્ઞે સામ્યવા વિરોધી આદોલન થઈ રહેવુ પડે, મારે એવું નથી કરઃ મારો કાર્યક્રમ માત્ર કોઈનો વિરોધ કરવા પૂરતો નથી. મા તો રચનાત્મક રીતે ભૂમિનો પ્રશ્ન ઉકેલી બતાવવો છે.'

ગુજરાતવાસીઓને ઉદ્દેશીને એમણે અપીલ આપી ન હતી એટલે મે ગુજરાત માટે એમનો સદેશો ન માગ્યો, પણ વિનોબાએ જાતે જ ગુજરાત ભૂદાનસમિતિને ઉદ્દેશીને જાણે કહેતા હોય એમ મને કહ્યુ : ' અહીના અનુભવ પરથી આપણે જોઈએ છીએ કે મોટા કાર્યકર્તાઓ તો આ કાર્યક્રમ અગે સહાનુભૂતિ પ્રગટ કરશે, પણ આખો વખત એની પાછળ આપી શકશે નહિ. જનતા તો આ આદોલનને સ્વીકારવા તૈયાર છે જ. એની પાસે આ સદેશો પહોચાડી શકે એવા મધ્યમ શ્રેણીના કાર્યકર્તાઓની ખૂબ ખોટ છે. એ પરિસ્થિતિ ગુજરાતમાં ન રહે

૧

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# આદર્શચરિત્રો

ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર ૧૫૯૬ ૮–૦ ૧–૨
શ્રી રમણ મહર્ષિ–ચરિત્ર અને ઉપદેશ ... ૨૧૬ ૨–૦ ૦–૬
હંસ મહારાજ–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ
દૃષ્ટાંતો દ્વારા સરળ રીતે સમજાવતું પુસ્તક ૨૮૦ ૨–૮ ૦–૭
સ્વામી આત્માનંદ સરસ્વતી–ચરિત્ર ને ઉપદેશો ૧૯૨ ૧–૮ ૦–૪
મહર્ષિ દયાનંદ–નવી આવૃત્તિ ... ... ૧૫૨ ૧–૮ ૦–૩
ભિક્ષુ અખંડાનંદ–(ચરિત્ર) શ્રી. સોપાન અને
શ્રી. જ્યોતીંદ્ર દવે કૃત ... ... ... ૪૭૮ ૩–૦ ૦–૮
સ્વામી વિવેકાનંદ–જીવનપ્રસંગો આલેખતું ચરિત્ર ૭૮૪ ૪–૦ ૦–૧૪
સ્વામી રામતીર્થ–વિસ્તૃત ચરિત્ર તથા ઉપદેશો ૬૭૨ ૩–૮ ૦–૧૨
સંત તુકારામ–સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... ૬૪૮ ૩–૦ ૦–૧૨
સ્વામી બ્રહ્માનંદ ને શિવાનંદ–ચરિત્રો ... ૪૨૪ ૧–૬ ૦–૬
સ્વામીશ્રી નિત્યાનંદ–જીવનચરિત્ર અને ઉપદેશો ૧૨૮ ૦–૮ ૦–૨
શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશય–ચરિત્રો... ૩૩૬ ૧–૦ ૦–૪
ભક્તચરિત્ર–ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ૫૨૮ ૨–૮ ૦–૯
બૂકર ટી. વૉશિંગ્ટન–આપબળે આગળ વધેલા
હબસી વીરની પ્રેરક અને બોધક આત્મકથા ૨૨૪ ૧–૮ ૦–૪
યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય–યોગીશ્વરનું જીવનચરિત્ર ૮૮ ૦–૮ ૦–૨
આદર્શ ચરિત્રસંગ્રહ–ભાગ ૨જો, ૭૦ બોધક
ટૂંકાં ચરિત્રોનો સંગ્રહ ... ... ... ૬૨૪ ૩–૦ ૦–૧૨

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ

શ્રી વેદાંતમાર્ગદર્શિની ... ૧–૮
સનાતન ધર્મ ... ૧–૦
અંતર નિરીક્ષણ ... ૧–૦
મહાવાક્યરત્નાવલી ... ૦–૧૨
વિચારસાગર ... ૩–૦
આત્મસાક્ષાત્કારની કસોટી ૧–૪
પંચીકરણ ... ૨–૦
સ્વરૂપવિચાર ... ૦–૧૦
અષ્ટાવક્રગીતા ... ૦–૮
અવધૂતગીતા ... ૧–૪
સ્વામી રામતીર્થ–
ઉપદેશો ( ૧ ) ... ૩–૦
ઉપદેશસારસંગ્રહ ... ૧–૮
સમયસાર નાટક ... ૩–૦
ભક્તિયોગ (૮મો) ... ૨–૦

### શ્રીમદ્ શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનના ગ્રંથો

મોહમુદ્ગર ને બીજાં
દશ રત્નો ... ૧–૦
શતશ્લોકી ને બીજાં
ચાર રત્નો ... ૦–૧૨
સ્તોત્રસંગ્રહ ... ૦–૧૦
સર્વ વેદાંત–સિદ્ધાંત-
સારસંગ્રહ ... ૧–૪
વિવેકચૂડામણિ ... ૦–૧૨

### ધર્મકથા–પ્રાર્થના

શ્રીપુરુષોત્તમમાસમાહાત્મ્ય ૨–૦
જપ અને નામસ્મરણ ૧–૦
શ્રીચંડીપાઠ ... ૧–૪
નિત્યપાઠ ... ... ૦–૧૨
સત્યનારાયણની કથા ૦–૧૦
સૂર્યકાન્ત ... ... ૨–૦
તુકારામગાથા (બે ગ્રંથો) ૬–૦
શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (૨) ૨–૦
વિશ્નુની વાટે ને રામા
યણની રત્નપ્રભા ૦–૪
આખ્યાનમાળા–બે ભાગ ૬–૦
સંતની વાતો ... ૧–૮
સંતગુરુનો પરિચય ૨–૦

### સ્વર્ગનાં પુસ્તકો

સ્વર્ગનું વિમાન ... ૨–૦
સ્વર્ગની કૂંચી ... ૨–૦
સ્વર્ગનો ખજાનો ... ૨–૦
સ્વર્ગનો પ્રકાશ ... ૨–૦
સ્વર્ગનો આનંદ ... ૨–૦
સ્વર્ગની સીડી ... ૨–૦
સાચું સ્વર્ગ ... ૨–૦

## संतवाणी–भजनो

| | | | |
|---|---|---|---|
| ભજનસાગર–ભા. ૧,૨ | ૩–૮ | પ્રીતમદાસની વાણી... | ૩–૦ |
| ,, –ભા. ૨ | ૨–૦ | તુલસીરામાયણનાં મહાવાક્યો ... | ૦–૮ |
| મીરાંબાઈનાં ભજનો... | ૦–૧૨ | દલપતરામની કવિતા | ૦–૧૦ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦–૧૨ | શામળના છપ્પા ... | ૦–૧૨ |
| ભજનસંગ્રહ ... ... | ૧–૦ | કર્મગાથા ... | ૧–૦ |
| પરિચિત પદસંગ્રહ... | ૧–૧૨ | | |
| અખાની વાણી ... | ૩–૦ | | |

## नवलकथा–वार्तासंग्रह

| | | | |
|---|---|---|---|
| અળાં હૈયાં ... ... | ૨–૦ | વનરાજ ચાવડો ... | ૨–૮ |
| માણસાઈની વાતો ... | ૨–૦ | કમળકુમાર ... ... | ૦–૧૨ |
| રંગમેળો ... ... | ૧–૮ | રાજર્ષિ ... ... | ૨–૦ |
| કૃષ્ણચરિત્ર (નાટક)... | ૧–૮ | કતલખાનું ... .. | ૩–૦ |
| ગોપીચંદ (નાટક) .. | ૦–૧૨ | ગજરામારુ ... ... | ૦ ૧૦ |
| ગુલાબસિંહ ... ... | ૪–૦ | ગરાસ-કસ્તૂરી ... | ૦–૮ |

## उत्साह–चेतनाप्रेरक ग्रंथो

| | | | |
|---|---|---|---|
| આગળ ધસો... ... | ૩–૦ | ગુજરાતની ગઝલો ... | ૧–૦ |
| સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર | ૩–૦ | શુભસંગ્રહ (૨) ... | ૩–૦ |
| સાહિત્ય પ્રવેશિકા ... | ૨–૮ | શુભસંગ્રહ (૯) ... | ૩–૦ |
| સ્વામી અખંડાનંદજીના પત્રો | ૧–૪ | ખેતીનાં મૂળ તત્ત્વો–૧ | ૧–૪ |
| કહેવતો ... ... | ૧–૪ | ,, ,, ,, –૨ | ૧–૦ |
| આત્મનિરીક્ષણ અને સંકલ્પ | ૧–૦ | ,, ,, ,, –૩ | ૧–૮ |
| | | ,, ,, ,, –૪ | ૧–૧૨ |

## સ્ત્રી-બાળોપયોગી

# આમ સાહિત્યશ્રેણી

## ધાર્મિક

| | |
|---|---|
| શિક્ષાપત્રી ... ... | ૦–૬ |
| ગીતાસાર ... .. | ૦–૪ |
| ગીતાપોથી ... ... | ૦–૬ |
| ગીતાસંકલન . | ૦–૩ |
| ઉત્તરગીતા ... | ૦–૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ... | ૦–૩ |

## નીતિ

| | |
|---|---|
| યક્ષ અને યુધિષ્ઠિર ... | ૦–૩ |
| પ્રેમપંથ–ભાગ ૧–૨ | ૦–૩ ૦–૪ |
| નારદના ભક્તિસૂત્રો ... | ૦–૩ |
| શ્રીરામકૃષ્ણ ઉપદેશ .. | |

પ્રશ્નોત્તરમાળા અને
જીવન્મુક્ત આનંદ
તૈત્તિરીય ઉપનિષદ
દૃગ્–દૃશ્યવિવેક
વિચારસૂર્યોદય
યોગવાસિષ્ઠનાં સૂત્રો
તંત્રની સાધના
જ્ઞાનેશ્વર ને ચાંગદેવ
નીતિશતક ...
વૈરાગ્યશતક ...

## ધર્મકથા–ગ્રાથ

ગજેન્દ્રમોક્ષ ...